પ્રકાશક:— જીવણલાલ છગનલાલ સંઘવી.
વ્યવસ્થાપક : સ્થાનકવાસી જૈન કાર્યાલય : અમદાવાદ.

આવૃત્તિ બીજી પ્રત. ૧૧૦૦
વિક્રમ સં. ૧૯૯૨ વીર સં. ૨૪૬૨

મૂલ્ય દશ આના.

વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
મુદ્રક મણિલાલ છગનલાલે છાપ્યું.
ઠે. રતનપોળ. અમદાવાદ.

# પ્રકાશકનાં બે બોલ

## (૧ લી આવૃત્તિ)

"શ્રીમદ્ રાજચંદ્ર" પુસ્તકમાં રહેલા વિચારો ઘણી વાર તેના વાચકોને ગુંચવે છે. તેમાં કેટલુક પરસ્પર વિરૂદ્ધ છે, કેટલુક જૈન સૂત્રોના શબ્દોથી વિરૂદ્ધ છે અને કેટલુંક બુદ્ધિમાં ન ઉતરે તેવું પણ છે. કેટલોક ભાગ બહુ સારો છે અને તેમા ખાસ ગુંચવણ પડે એવું તત્ત્વ નથી. આ કારણથી જ્યારે મુનિરાજ શ્રી હર્ષચંદ્રજીએ શ્રીમદ્ રાજચંદ્રના વિચારોનું તટસ્થ બુદ્ધિથી નિરીક્ષણ કરનારૂં પુસ્તક લખ્યું હોવાનું મેં જાણ્યુ ત્યારે જિજ્ઞાસુ જૈન વાચકોની એક જરૂરીઆત તેથી પૂરી પડશે એમ મને લાગ્યુ, અને તેથી પુસ્તક પ્રસિદ્ધ કરવાનું મેં સ્વીકાર્યું.

મુનિશ્રીએ આ પુસ્તકમાં શાસ્ત્રની કસોટી ઉપર શ્રીમદ્ રાજ-ચંદ્રના વિચારોને કસ્યા છે. તે કસોટીમાં જે શુદ્ધ સુવર્ણ જણાયું તેને નગદ સુવર્ણ તરીકે ઋજુ ભાવે સ્વીકાર્યું છે; જે સોનાનો ઢોળ ચડાવેલુ કથીર હતું તેનો ઢોળ ઉતારી નાંખી પરીક્ષા કરી તેને કથીરમાં ગણ્યું છે અને જે ખુલ્લી રીતે કથીર છે તેને સ્પષ્ટ રીતે તેવું કહેવાની હિંમત પણ કરી છે. શ્રીમદ્ રાજચંદ્રના વિચારોમાં જેમને ખરૂં તત્ત્વ જાણવું હોય તેમને આ પ્રકારની ચાળણીમાંથી ચાળ્યા વિના તે મળે તેમ નથી એમ મને લાગ્યું છે. છેવટે હું આશા રાખું છું કે તત્ત્વના જિજ્ઞાસુ ભાઇઓ આ પુસ્તક જેવી મધ્યસ્થ દૃષ્ટિથી લખાયુ છે, તેવીજ મધ્યસ્થ દૃષ્ટિથી વાંચશે અને સત્ય તથા અસત્યને યથાર્થ સ્વરૂપમાં સમજીને તેમાથી સત્યને ગ્રહણ કરશે. સુજ્ઞેષુ કિં બહુના.

પરાંતીજ<br>તા. ૧-૮-૩૪ } પરી. ચીમનલાલ ડાહ્યાભાઈ

# પ્રાક્કથન

क्व वचः राजचन्द्रस्य जिनेश्वरस्य च क्व तद् ।
आमनन्ति तयोरैक्यं न्यायनेत्रनिरादराः ॥ १ ॥

શ્રીમદ્ રાજચંદ્રની વાણી ક્યાં, ને વીતરાગોના ઇશ્વર શ્રી તીર્થંકરની વાણી ક્યાં? બન્નેની વાણીમાં મહદ્ અંતર છે, તથાપિ ન્યાયરૂપી નેત્રથી જોવામાં અવિવેકી મનુષ્યો બન્નેની વાણીને સરખી માને છે (૧)

लेखनं राजचंद्रस्य सत्यन्यायनिरर्गलम् ।
दृष्ट्वा निरीक्षणं कर्त्तुं किंचिल्लिखितुमिष्यते ॥ २ ॥

સત્ય ને ન્યાયના અંકુશથી રહિત શ્રીમદ્ રાજચંદ્રના લેખો જોઇને તેનું નિરીક્ષણ કરવાની વૃત્તિ થતાં આ પ્રયત્ન કર્યો છે. (૨)

न च मोहोऽस्ति शास्त्रेषु न द्वेषो राजलेखने ।
युक्तियुक्तं वचः कस्य दर्शयामि सुवाचकान् ॥ ३ ॥

જિનાગમ વિષે મને મોહ—અંધશ્રદ્ધા નથી, તેમ શ્રીમદ્ રાજચંદ્રના લેખન વિષે થોડો પણ અણગમો કે દ્વેષ નથી; છતાં કોનું વચન યુક્તિથી યુક્ત છે તે માત્ર સુજ્ઞ વાચકોને દર્શાવું છુ. (૩)

वाचकेन तु कर्त्तव्या सुदृष्टिर्बुद्धियोजिता ।
अस्मिन् लघुतरे ग्रंथे त्यक्त्वा पक्षहलाहलम् ॥ ४ ॥

આથી વાચકોને ભલામણ છે કે પક્ષરૂપી વિષને છોડીને ન્યાયશાસ્ત્ર બુદ્ધિથી યુક્ત એવી દષ્ટિ આ નાના પુસ્તકને વિષે કરવી. (૪)

# બીજી આવૃત્તિ અને પ્રકાશક

પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં અને નિરીક્ષણમાં કહેવા જેવું બધુંયે લગભગ મુનિશ્રીએ કહી નાખ્યું છે. એટલે બીજી આવૃત્તિની પ્રસ્તાવના વિશે અમે મુનિશ્રીને વધુ આગ્રહ કર્યો નથી.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સં. ૧૯૯૦ માં અને તેની માત્ર ૭૫૦ નકલો કાઢવામા આવી હતી. જેમા ૩૦૦–૪૦૦ અગાઉથી થયેલા ગ્રાહકોને અને ૧૨૫ અમદાવાદની જૈનશાળામાં ઇનામ તરીકે જતાં બાકી રહેલી જુજ નકલો બે ત્રણ માસમાંજ ખલાસ થઈ ગયેલ; અને ઉત્તરોત્તર માગણી તો વધ્યે જ જતી હતી. દરમ્યાન કેટલાક બધુઓ તરફથી મને સૂચન કરવામાં આવ્યુ કે જ્યારે સત્ય ધર્મતત્ત્વોનો પ્રતિદિન પ્રચાર વધવાને બદલે શાસ્ત્ર વિરુદ્ધ માન્યતાઓ અને તત્ત્વોનો વિસ્તાર વધતો જાય છે તે વખતે સંશયાત્મક વસ્તુઓનો યથાર્થ સ્ફોટ કરતુ "શ્રીમદ્ રાજચંદ્ર વિચાર નિરીક્ષણ" નામક પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પડે તો હાલને તબક્કે તે ખૂબ ઉપયોગી થઇ પડશે.

મિત્રો તરફથી મળેલુ આ સૂચન મને જરાયે અયોગ્ય ન લાગ્યુ, આથી સમાજસેવાના હાલ મેં જે કાંઇ મનોરથ સેવ્યા છે, તે વધારે ફળીભૂત થયેલા ગણાશે, સાથે સાથે મને લાગ્યું કે સૌ કોઈને પોતપોતાના માની લીધેલા ધર્મ–તત્ત્વોનો પ્રચાર કરવાનો સંપૂર્ણ હક્ક છે. જેમ શ્રીમદ્ રાજચંદ્રે ધર્મ સંબંધી પોતાના મત જાહેરમા મૂક્યા, અનુયાયીઓએ તેને પ્રકાશમાં આણ્યા, તેમ એ મત ઉપર મત જાહેર થવા જ જોઇએ એ સ્વાભાવિક ક્રમને લીધે તેમાં કાંઈ ગેરવ્યાજબીપણું હોય એમ લેશપણ મને લાગ્યું નહિ. અલબત્ત, આપણો આશય એ નથી કે શ્રીમદ્‌ના અનુયાયીજનો પોતપોતાના માની લીધેલા તત્ત્વો કે

માન્યતાઓનો ત્યાગ કરે કે ન કરે, પણ આપણા પોતિકા સમાજજનો સંશયાત્મક ભ્રમણાઓથી બચી હિતાહિત વિચારી લે એજ માત્ર આશય છે. લોકો તો હમેશાં પોતાની માની લીધેલી માન્યતા વિરૂદ્ધ કે માની લીધેલા ધર્મગુરૂ વિરૂદ્ધ એક હરફ સરખો ઉચ્ચારનારને પણ પાપી કે નિંદ્ય ગણે તેમાં નવાઇ નથી, પણ એથી વિચારકે પોતાના અંતર અવાજને દબાવવો ઇષ્ટ નથી એમ ધારીને જ, આ **બીજી આવૃત્તિ** જનતાના ચરણે ધરાય છે. મુમુક્ષુજનો હંસચંચુવત્ તેનુ નિરીક્ષણ કરી સત્યાસત્ય પારખી યોગ્ય રસ્તે પ્રેરાશે, તો લેખકનો શ્રમ અને પ્રકાશકનો હેતુ સ્વલ્પાશે પણ સફળ થયો ગણાશે.

પહેલી આવૃત્તિના લખાણ ઉપરાત આમા " શ્રીમદ્ રાજચંદ્ર વિષે વધુ વિચાર "ના લગભગ ૩૦ પૃષ્ઠ ઉમેર્યા છે, અને તે ઉપરાંત " નવિન પંથ વિચાર " નામક દોહાકાવ્યના બે ભાગ જે સ્વ. પૂજ્યશ્રી મોહનલાલજી મ. તરફથી મળ્યા છે, તે પણ ઉમેર્યા છે અને તે માટે તે તે લખાણો મોકલનાર મહાનુભાવોનો હું સહૃદય આભાર માનું છું. અને પ્રથમ આવૃત્તિ પ્રકટ કરવાનું સાહસ કરનાર પ્રાતિજ નિવાસી શ્રી. પરી ચીમનલાલ ડાહ્યાભાઇનો તો હું ખૂબજ આભારી છું.

આટલું છતાં આ પુસ્તકની કિંમત પહેલી આવૃત્તિ જેટલી જ માત્ર દશ આના જ રાખવામાં આવે છે. સ્વધર્મ તત્ત્વોના અભ્યાસી અને પ્રચારક મહાનુભાવો બનતી ત્વરાએ આ પુસ્તકને અપનાવી લેશે એ આશા રાખવી વધુ પડતી તો નથી જ.

તા. ૨૮–૧૨–૩૫ }
મહાસભાદિન }

**જીવનલાલ સંઘવી**

# ૧ લી આવૃત્તિની પ્રસ્તાવના

શ્રીમદ્ રાજચંદ્રના વિધાવધ ધર્મવિચારોનું નિરીક્ષણ કરવાની અને તે મુખ્યત્વે જૈન જનતાની સમક્ષ મૂકવાની મને શી આવશ્યકતા લાગી, તે દર્શાવવાની કાંઇક આવશ્યકતા છે. મને શ્રીમદ્ રાજચંદ્ર સાથે કશો વ્યક્તિગત પરિચય હતો નહિ, તેમજ દૃષ્ટિથી પ્રત્યક્ષતા પણ થઈ હતી નહિ એટલે તેમની પ્રત્યે કશો વ્યક્તિગત રાગદ્વેષ ઉત્પન્ન થવાનુ કારણ જ નથી. થોડાં વર્ષો પૂર્વે તેમની કીર્તના કેટલાકોને મુખેથી સાંભળવાથી કાંઈક ગુણાનુરાગ ઉત્પન્ન થયો હતો. "શ્રીમદ્ રાજચંદ્ર" પુસ્તક હાથમાં આવતાં તેમાંના કોઈ પ્રકીર્ણ વિચારો અનુકૂળ અને કોઇ પ્રતિકૂળ, કોઈ ઉદ્ગારો સુવિચારશીલ અને કોઈ અવિચારશીલ લાગ્યા હતા; કોઇ કોઇ તર્કો લાગ્યા હતા અને કોઇ અનુભવો જણાયા હતા; પરન્તુ આખું પુસ્તક સ્થિરતાપૂર્વક વાંચવાનો યોગ જ બન્યો નહોતો. જ્યારે જ્યારે પુસ્તક હાથ ચડેલુ, ત્યારે ત્યારે કેવળ ઉપલક દૃષ્ટિપાત જ કર્યો હતો. પુસ્તક મોટું અને એકી સાથે આખું પુસ્તક વાંચવાનુ મન ન થાય તેવુ છે. તેમાં ઘણી વસ્તુઓનો સંગ્રહ છે અને મોટે ભાગે પત્રો છે. પત્રોનો પૂર્વ પરિચય અપાયો નહિ હોવાથી ઘણી વાર ગૂઢતાનું અને ક્લિષ્ટતાનું વાતાવરણ જામે છે. કોઈ એ પુસ્તકને સમજણપૂર્વક વાંચતા હશે અને કોઇ સ્થૂળ વાચન પણ કરતા હશે; પરન્તુ પુસ્તકનું વાચન–મનન શાન્તિપૂર્વક કરવામાં ન આવે ત્યાંસુધી શ્રીમદ્ રાજચંદ્રના વિચારોનું રહસ્ય કોઈ પણ વાસ્તવિક રીતે સમજી શકે તેમ નથી. મુખોપમુખ એમ સાંભળવામાં આવ્યું હતુ કે શ્રીમદ્‌ના વિચારોમાંનું કેટલુક શાસ્ત્રસંમત છે, કેટલુક શાસ્ત્ર વિરૂદ્ધ છે, પરન્તુ તે સંબંધી માનસિક નિર્ણય બંધાવા પામ્યો નહોતો. છેવટે આખું પુસ્તક વાંચીને વિચારવાનો અવકાશ રાજપૂતાનાના પ્રવાસકાળે પ્રાપ્ત થયો. જેમ જેમ પુસ્તકના અંકોમાં રહેલા વિચારો તથા ઉદ્‌ગારો સ્થિરતાથી વંચાતા ગયા તેમ તેમ તેઓનો આશય, વિચાર, મતલબ સમજાતાં ગયાં.

તેમની પ્રકૃતિ, ઉદ્દેશ્ય, લક્ષ્ય જે કાંઈ તેમના લેખન ઉપરથી સમજાય છે તે ધ્યાનમાં ઉતરવા લાગ્યું; એ વિચારોના પ્રકાશનના આજે આવી રહેલાં પરિણામોનો ભેદ ધ્યાનમા આવવા લાગ્યો; લાકિક વૃત્તિએ એ વિચારોના કરેલા ઉપયોગના ગુણદોષ સમજાયા અને એ માનસિક નિરીક્ષણ કાગળ ઉપર ટપકાવવાની સહજ વૃત્તિ ઉદ્ભવી.

નિરીક્ષણ એટલે રાગદ્વેષ વિનાની નિર્મળ દષ્ટિથી જોવું તે. શ્રીમદ્ રાજચંદ્રના વિચારોને મે એવી દૃષ્ટિથી જોવાનો જ ઉદ્યમ સેવ્યો છે. ઉપલક દૃષ્ટિથી, પક્ષપાતી દૃષ્ટિથી, ગુણાનુરાગી દૃષ્ટિથી કે કેવળ દોષશોધક દૃષ્ટિથી એ વિચારો જોનારને તેની વાસ્તવિકતા-અવાસ્તવિકતાનો ખ્યાલ આવવાનો સંભવ નથી. "શ્રીમદ્ રાજચંદ્ર" પુસ્તક એટલુ વિસ્તીર્ણ છે ને તેમાં એટલુ બધું સંગ્રહિત છે કે તેમાથી ઘણું સુંદર હાથમા આવે છે અને તે સાથે બીજી વસ્તુઓ પણ છે. તે બરાબર સતત વાચન વિના લક્ષમાં આવી શકે તેમ નથી. વક્તવ્ય એ છે કે કોઇ પણ મનુષ્યે એ વાર્તા લક્ષ્યમા લેવી હોય તો અવશ્ય તટસ્થ બુદ્ધિથી તે પુસ્તકનું વાંચન કરવું, નહિ કે ઉપલક દૃષ્ટિથી કિંવા પક્ષપાત બુદ્ધિથી. જો માત્ર આપણે પક્ષપાત બુદ્ધિથી તે પુસ્તકને જોઇશું તો તેમા આત્મજ્ઞાન, તેને અંગેના અનેક અનુભવો તથા શાસ્ત્રીય વિચારો આપણને માલૂમ પડશે; તેમ જો દ્વેષદૃષ્ટિથી તપાસીશું તો અનેક સ્થળે ક્રિયા કરનાર વ્યક્તિઓ અને સાધુઓને ઝાટકી નાખવામાં આવેલા જોઈશું. એટલે ઉતાવળથી તપાસ કરવી એ ઇષ્ટ નથી, પણ બરાબર તટસ્થતાથી–જિનાગમરૂપ પ્રમાણથી તેઓનાં કથનોને–વચનોને નિરીક્ષવાં જોઈએ. શાસ્ત્રરૂપી દીપકથીજ આપણે એવી તટસ્થ દૃષ્ટિ ધરાવી શકીશું અને જોઈ શકીશું કે શ્રીમદ્‌ના વિચારોમાં કેટલુ શાસ્ત્રસંમત છે, કેટલું વ્યવહાર સંમત છે અને કેટલું સ્વેચ્છાસંમત છે. તેઓનો લેખસંગ્રહ ઘણો વિશાળ છે. કોઈ સ્થળે ઉચ્ચ પ્રકારનું અને સુંદર લખાણ મળે છે, અને અનેક લેખોમાં સ્વરૂચિ પ્રમાણે વિચિત્ર પણ લખી નાંખ્યુ છે; દરેક દરેક વાક્ય કે વિચારનું નિરીક્ષણ અશક્ય અને અનાવશ્યક છે,

માત્ર એકદમ નજરે તરી આવે તેવા જે વિચારોએ જૈન જનતા ઉપર અસર કરી વિવિધ પરિણામો નીપજાવ્યાં છે તેવા વિચારોનુંજ અત્ર નિરીક્ષણ કરવુ ઉચિત માન્યું છે.

શ્રીમદ્ રાજચંદ્રના વિચારોના પ્રકાર જો નિરીક્ષણદૃષ્ટિથી પાડીએ તો તેના ત્રણ પ્રકાર પડે છે. એ ત્રણ પ્રકારો પાડવામાં વયોમાન મુખ્યત્વે કરીને કારણીભૂત લેખાય ખરૂં, છતાં વસ્તુતઃ એ પ્રકારોમાં તેમના પ્રકૃતિગુણો જ કારણીભૂત લેખાવા જોઇએ. તેમના પહેલા પ્રકારના વિચારો કે જે નાની વયમાં તેમણે ટાંકેલા છે, તે સત્તરમા વર્ષ સુધીના છે. તેમાનો મોટો ભાગ વ્યવહારસંમત અને શાસ્ત્રસંમત છે. ત્યારપછીના વિચારોમાં રહેલી ઉત્સૂત્રતા અને વિલક્ષણતા જોતાં એ નાની વયમાંના વિચારો શાસ્ત્રસંમત અને ઠરેલા દેખાતા હોવાનું કારણ એ છે કે તે વખતે તેમની સ્વતંત્ર વિચારણા પૂરા વેગથી શરૂ થઇ નહોતી; માટે તેઓએ કોઈ પુસ્તકમાં વાચ્યું હોય કે કોઇ મહાપુરૂષની પાસેથી સાંભળ્યુ કે ધાર્યું હોય, તેની છાપ તે વખતના તેમના વિચારાંકનમાં મુદ્રિત થએલી છે

વય જરા વધી, બુદ્ધિ સ્વંતત્ર રીતે વિહરવા લાગી, નાની વય-માંના એ બુદ્ધિવિકાસની પ્રશંસા ચોમેર થવા લાગી, સ્મરણશક્તિની સુંદરતાથી ચકિત થએલા લોકોનું આકર્ષણ વધવા લાગ્યુ, અને પ્રશંસા આગળ વધીને 'ભક્તિ'નું રૂપ ધારણ કરતા "સાક્ષાત્ સરસ્વતી"*નું બિરૂદ પણ અપાવા લાગ્યુ, એ વખતે આપણે જેનો બીજો પ્રકાર પાડીએ છીએ તે વિચારો બહાર આવવા લાગ્યા. વયમર્યાદાની દૃષ્ટિએ એ વિચારોને અઢારથી ઓગણત્રીસમા વર્ષ સુધીમા મૂકી શકાય. પહેલા પ્રકારના વિચારોમા ઋજુતા હતી તે ત્યારપછી ઓછી અને છેવટે દૂર થતી જાય છે, બુદ્ધિમાં ખળભળાટ જાગે છે, આગળ વધતી યુવાવસ્થા પણ પોતાનું કાર્ય કર્યે જાય છે, કલ્પનાઓ વધારે

---

* શ્રીમદે જ્યારે મુબઈમા ૧૦૦ અવધાન કર્યાં ત્યારે તેમની સ્મરણ-શક્તિની પ્રશંસા કરતુ એક ચોપાનીયું બહાર પાડવામાં આવ્યું હતું, જેનું નામ "સાક્ષાત્ સરસ્વતી" એવું હતું.

જોરથી ઉડે છે, શાસ્ત્રસંમતિની ક્ષિતિજને વીંધીને કલ્પનાપખી દૂર દૂર ઉડે છે, શાસ્ત્રો અને મહાપુરૂષોના કથનો તેને પોતાની પાંખોમાં સમાઈ જતાં લાગે છે, અને એની ગતિ એટલી તો વધે છે કે આખા બ્રહ્માંડને પોતાની પાંખોની છાયા હેઠળ લાવી દેવાના તરંગો ઉઠે છે। સુવિચારશીલતાથી જો મહત્ત્વાકાંક્ષા કરવામા આવે તો તે અનિષ્ટ વસ્તુ નથી, પરન્તુ ધર્મ અને પંથ ચલાવી તીર્થંકર કોટિમાં પેસવાનો અભિલાષ અને એ અભિલાષની સિદ્ધિ માટે ચમત્કારોને એકત્ર કરવાની વૃત્તિ, સ્વરોદય જ્ઞાનવડે ભવિષ્યકથનના પ્રયોગો, અવધાનશક્તિને પ્રદર્શનની વસ્તુ બનાવી મૂકવાનો મનોભાવ, પોતાની મેળે પ્રશંસા કરવા જેવી વાણીનો ઉચ્ચાર, પરકલ્યાણ સ્વહસ્તે જ થવાની અસ્મિતા, સદ્ગુરૂની સ્વદિશાનુવર્તિની વ્યાખ્યા, ત્યાગવૃત્તિનો અભાવ છતાં અત્યાગ દશા માટે કર્મનો અને ઇશ્વરનો વાંક કાઢવાની મનોદશા : એ બધુ તેમની મહત્ત્વાકાંક્ષા પૂરી કરવા માટેનું સુવિચારશીલત્વ હતુ એમ નહિ કહી શકાય. આ બીજા પ્રકારના વિચારો પુષ્કળ છે, એ વિચારોનું નિરીક્ષણ આ ગ્રંથમાં વિસ્તારથી કરીને તેમાંના ભ્રમનો સ્ફોટ કરવાની મને વિશેષ જરૂર પડી છે, કારણકે એ વિચારોની અપરિપક્વ દશા સમજનારાઓ પણ તેથી દોરવાઇને અનર્થપરંપરા નિપજાવતા માલુમ પડયા છે. દીક્ષા લેવાની અને લોકોને સાચા જ્ઞાનમાર્ગમાં વાળવાની વાતો તેમણે એ વિચારોમાં બહુ કરી છે અને એ વાતો પોકળ જ નીવડી છે; પરન્તુ જરા માનસિક સ્થિરતા પ્રાપ્ત થયા પછી તેમણે એવા પોકળ વિચારો બહુ દર્શાવવાનું બંધ કર્યું હતુ અને તે વિચારોનો ત્રીજો પ્રકાર પડે છે. એ પ્રકારના વિચારોમા કવચિત્ આત્મપ્રશંસા છે, પરન્તુ જે કાંઇ શાસ્ત્રીય વાર્તા કરી છે તે સારી કરી છે. વિશાળ વાંચનનો અનુભવજનિત અનુવાદ આપણે એ પ્રકારના પક્વ વિચારોમાં જોઇએ છીએ. તે વિચારોમાં શાંતતા અને મધ્યસ્થતા ખીલી નીકળતી જોવામાં આવે છે. આ ત્રણે પ્રકારના વિચારોનું નિરીક્ષણુ આ ગ્રંથમાં કર્યું છે; તેમાં શ્રીમદ્ના વિચારોની પ્રશંસા આવશ્યક લાગી ત્યાં પ્રશંસા કરી છે,

વિરોધ આવશ્યક લાગ્યો ત્યાં વિરોધ પણ કર્યો છે: અને શાસ્ત્રનો જ તેમાં નિકષ–કસોટી તરીકે ઉપયોગ કર્યો છે.

શ્રીમદ્‌ના પકવ અને અપકવ વિચારો, સૂત્રસંમત અને ઉત્સૂત્ર કથન, ઉન્મત્ત અને વિચારશીલ મનોદશામાં નીકળેલા ઉદ્‌ગારો, ઇત્યાદિ બધા પ્રકારના નમૂના " શ્રીમદ્‌ રાજચંદ્ર " ગ્રંથમાં રહેલા છે, અને એ નમૂના જોઈતા વિવેચન સાથે આ પુસ્તકમા રજુ પણ કર્યા છે. એક સ્થળે ધર્મ કે પંથ ચલાવવા માટે ચમત્કારોની આવશ્યકતા કહી છે, અન્યત્ર ચમત્કારોની નિરર્થકતા જણાવી છે; એક સ્થળે પોતાને સંસારત્યાગ નહિ કરવા દેવામાં હરિની ઇચ્છાને માથે આરોપ મૂક્યો છે અને પ્રભુનાં અપલક્ષણો ગાયાં છે, અન્યત્ર પોતાના પ્રમાદ દોષને માટે વિલાપ કર્યો છે, એક સ્થળે સૂત્રવાર્તાની પ્રશંસા કરી છે, અન્યત્ર સૂત્રમાંનું બધુ યથાતથ્ય હોવાની ના કહી છે, આવા અપકવ અને પક્વ વિચારોના પુષ્કળ નમૂનાઓ મળે તેમ છે; પરન્તુ જો વિવેકપૂર્વક એ બેઉ પ્રકારના વિચારોની વચ્ચેનું અંતર સમજવામાં ન આવે તો તેથી અનર્થ થવાનો જ સંભવ છે. વય સાથે અનુભવશીલતા, વિચારશીલતા અને સમજણ વધે છે, તેમ શ્રીમદ્‌ રાજચંદ્રના સંબંધમાં બન્યુ છે અને તેથી તેમના મધ્યમ વયના વિચારો અને અભિલાષોમાં પરિપકવતા કરતાં ઉન્મત્તતા વધારે દેખાય છે. આ પકવ સાથે અપકવ વિચારોને પણ પુસ્તકારૂઢ કરીને એ ગ્રંથના પ્રકાશકોએ જનતાની કેટલી કુસેવા બજાવી છે તે હવે આપણે જોઈએ.

શ્રીમદે " મોક્ષમાળા " જેવા જે કાંઈ સુંદર પુસ્તકો લખ્યાં છે, તેથી જ તેમનો અક્ષરદેહ જૈન તત્ત્વજ્ઞાનના જગતમાં ચિરંજીવી રહી શકે તેમ છે, તો પછી તેમણે નાની વયથી મૃત્યુ સુધી જે કાંઈ ધોળા કાગળ ઉપર કાળા અક્ષરે લખ્યું હોય તે બધું પ્રસિદ્ધિમાં મૂકવાની આવશ્યકતા જ રહેતી નથી. આજે મહાન્ પુરુષોના પત્રવ્યવહારો બહાર પડે છે, પરન્તુ તે પત્રવ્યવહારો કેવળ લોકોપકારકતાની દષ્ટિથી આવશ્યક અને ઉપયોગી હોય તેટલુ જ બહાર પાડવામાં આવે છે. કોઇ પણ મહાપુરૂષે જેટલુ અને જેવું લખ્યું હોય, તેટલુ બધું પ્રસિદ્ધ

કરવાની અક્ષરપૂજક વૃત્તિ કોઈ દર્શાવતું નથી, કારણકે એવી વૃત્તિ નિઃસાર મનાઇ છે. ત્યારે "શ્રીમદ્ રાજચંદ્ર" ના પ્રકાશકે કેવળ પૂજાભાવથી શ્રીમદ્‌ના લેખનો અક્ષરે અક્ષર કશાએ વિવેક વિના પ્રસિદ્ધિમાં મૂકયો છે. ડાયરીના એક પાના પર 'ધ્યાન' શબ્દ જ ૨૮ વાર લખ્યા છે તો એ છાપ્યુ, બીજા પાના પર માત્ર 'અનુભવ' શબ્દ લખ્યો છે તો તેટલું પણ છાપ્યુ; અને પછી સંશોધક એવા કોઇ ફુરસદના કે વિચારણાના સમયની રમતને ફીલસુફીમા ઘટાવે છે! આવી અક્ષરપૂજાની પાછળનો મનોભાવ છૂપો રહેતો નથી, જેવી રીતે બુદ્ધના અવશેષ રૂપ એક દાતની પૂજા માટે તેની પાછળ લાખો રૂપિયા ખર્ચી મંદિર બાધવામા આવ્યુ છે, તેવી રીતે જેનો એકેક શબ્દ મહામૂલ્યનો લેખાવવાની યોજના હોય તેને પરમજ્ઞાનીની કોટિમા બેસાડવાનો જ એ યત્ન છે એમ ખુલ્લું દેખાઈ આવે છે. શ્રીમદે જે કાંઈ સારૂં કહ્યું હોય તેની પ્રસિદ્ધિ લોકોપકારક અને એ સ્વાભાવિક છે, પરન્તુ તેમણે લખેલા અક્ષરે અક્ષર મૂલ્યવાન કહી બનાવનારાઓ આડકતરી રીતે તેમની વ્યક્તિગત પૂજાનો જ ઇશારો કરે છે ! અને પછી ગતાનુગતિક દૃષ્ટિવાળા ભક્તો એ ઇશારાને ઉપાડી લઈ જ્ઞાનપિપાસા તૃપ્ત કરવાનુ મૂકી દઈ વ્યક્તિપૂજા પાછળ મંડી પડે છે! આવો ઇશારો કરવાની સશોધકની કળાનો એક નમુનો ૨૯ મા વર્ષમાના શ્રીમદ્‌ના 'ઉપદેશ છાયા'માના એક વાકય ઉપરની ફુટનોટમા દેખાઇ આવે છે. શ્રીમદ્‌નું વાક્ય એવું છે કે "જેમ ભગવાન્ વર્તમાન હોત અને તમને બતાવત તો માનત નહીં; તેમ વર્તમાનમાં જ્ઞાની હોય તો મનાય નહીં. સ્વધામ પહોંચ્યા પછી કહે કે એવા જ્ઞાની થવા નથી. પછવાડે જીવો તેની પ્રતિમાને પૂજે પણ વર્તમાનમાં પ્રતીત ન કરે. જીવને જ્ઞાનીનું ઓળખાણ વર્તમાનમા થતુ નથી." આ વાકયોમાં શ્રીમદ્ પોતાના જ્ઞાનિત્વની બરાબર કદર નહિ થતી હોવા ઉપર અસંતોષ દાખવતા હોય એમ લાગે છે, જો કે એ કથનમા સામાન્ય લૌકિક સત્ય બોધવાની શૈલી પણ વાપરી છે. સંશોધક એ ઉપર સૂચક ઇશારો કરે છેઃ "આ વિચારો શ્રીમદે

પોતાને ઉદ્દેશી કહ્યા સંભવે છે. તેઓનું ઓળખ વર્તમાન દેહસ્થિતિ પછી જીવોને થશે એવો અભિપ્રાય અત્ર કહેવાનો જણાય છે." આ ઈશારો કહે છે કે શ્રીમદ્દની દેહસ્થિતિ પૂરી થાય એટલે તેમને ઓળખનારાઓએ તેમની પ્રતિમા પૂજા શરૂ કરી દેવી જોઈએ! "શ્રીમદ્ રાજચંદ્ર" ગ્રંથના પ્રકાશનમાં જે અક્ષરપૂજાની વૃત્તિ અંતરગત છે, શ્રીમદ્દના ફોટોગ્રાફોના ફેલાવામા જે ચિત્રપૂજાનો કિંવા ધ્યાનસાધન તરીકે તેનો ઉપયોગ કરાવવાનો હેતુ રહેલો છે, તે જ પ્રકારનો પ્રતિમાપૂજનનો હેતુ આજે શ્રીમદ્દને નામે ચાલતાં આશ્રમોમાં પાર પડેલો નિહાળીએ છીએ! શ્રીમદ્દમાં જ્ઞાની લેખાવાની અસ્મિતા હતી, તેનો સુધારાવધારા સાથેનો તરજૂમો પ્રકાશકોએ આ ગ્રંથ-પ્રકાશનમા અને શ્રીમદ્દની પ્રતિમાઓને પુજાવવામાં કરવા માંડયો છે.

અપકવ વિચારોના પ્રકાશનના અનર્થો અનેક છે. શ્રીમદે સસાર ત્યાગની પ્રશંસા કરી છે, પણ તે સાથે ત્યાગ કરનાર અને સંસારમાં રહી જ્ઞાન પ્રાપ્ત કરનાર વચ્ચે કાઇ વિશેષ અંતર બતાવ્યુ નથી. તેમણે એવુ પ્રતિપાદન કર્યું છે કે જાણે તીર્થંકર જેવા જ્ઞાની થવા માટે કે એક ભવ પછી મોક્ષે જવા માટે ત્યાગની ખાસ જરૂર નથી! વળી ત્યાગમાં વિઘ્ન રૂપ અપલખણો હરિ કે કર્મનો ઉદય હોઇ શકે છે એ તેમનો હિસાબ છે. આ હિસાબ તેમણે જીવનના પાછલા ભાગમાં કાંઇક બદલાવ્યો છે, પણ એ પકવ વિચારને બદલે તો અપક્વ વિચારનુ જ આજે અનુસરન થઈ રહ્યુ છે! તેમના ચુનંદા ભક્તો-માંથીએ કોઇએ ત્યાગ કર્યો નથી, કારણ કે ત્યાગની મહત્તા શ્રીમદે પહેલા જે ઉતારી પાડેલી તે ઉપર ભક્તોનું ધ્યાન છે, પણ તેમના પાછળના ઉદ્દગારો ધ્યાનમા લઈ ત્યાગની મહત્તાનો પોતાની જાતે દાખલો બેસાડવા કોઈ તૈયાર નથી! જનસ્વભાવ એવો છે કે તેની સામે એકજ વ્યક્તિને નામે બે જૂદા જૂદા વિચાર મૂકવામાં આવે તો જે સહેલો અને પોતાને અનુકૂળ માર્ગ હોય તે તે ઝડપી લે છે અને માને છે કે 'એવું મહાત્માનું વચન છે;' પણ મહાત્માએ પાછળથી એ વચન ફેરવ્યુ છે તેની કોઇને પડી નથી! છદ્મસ્થ મનુ-

ષ્યોનાં વચનોમાં પૂર્વાપર વિરોધ સ્વાભાવિક હોય છે, તે વખતે એ વચનોનો પ્રકાશક વિવેક વિના બધું જ પ્રસિદ્ધિમાં મૂકે તો તેનું ફળ એજ આવે કે સાચું અને કઠીન વિસરાય તથા સહેલું ને મનમાનતું પકડી લેવાય! શ્રીમદ્ રાજચંદ્રના વિચારોમાંના અપક્વ વિચારોની પૂજા–અનુસરન આજે જેટલાં થાય છે તેટલાં જો પક્વ અને સૂત્રસંમત વિચારોનાં અનુસરન થતાં હોત, તો કદાચ આવા નિરીક્ષણની અને તેના પ્રકાશનની આવશ્યકતા ન રહી હોત. મને તો લાગ્યુ છે કે શ્રીમદ્‌ની સૌથી વધારે કુસેવા જો કોઈએ પણ કરી હોય તો તે તેમને તીર્થંકર કોટિમાં મૂકી દેનારા ઘેલા ભક્તોએ અને તેમના અક્ષરે અક્ષરને જ્ઞાનીનાં વચનો કહેવડાવવા માટે–તેની પૂજા કરાવવા માટે–બધું પ્રસિદ્ધ કરનાર પ્રકાશકે–સંશોધકે કરી છે. તેમનાં ઘણાં પત્રો ક્ષુલ્લક છે, તેમાંનુ ઘણું અંગત તથા અન્યને નિરૂપયોગી છે, તેમની ડાયરીનાં પાનાંમાંનું ઘણું પ્રસિદ્ધિ માટે અનાવશ્યક છે. તે બધુંય પુસ્તકને પાને ચડાવવાથી કશો ઉપકાર થાય તેમ નથી. પૂર્વાપર વિરોધવાળા લેખો સત્વર નજરે ચડે એવા છે, તે પણ જેમના તેમ જાહેરમાં મૂકવાથી કશો લાભ થાય તેમ નથી અને થયો પણ નથી, છતાં વ્યક્તિપૂજાના ઉપાસકોને તે બધુ બહાર પાડવાનું જ ગમ્યું અને પરિણામે જે અનિષ્ટ હતું તેની જ ઉપાસના વધી પડી છે, જ્યારે ઇષ્ટ હતું તે શ્રીમદ્‌ના ભક્તોમાંના કોઈકનાજ જીવનમા ઉતરેલું જણાઇ આવશે. સરવાળે આજે એક એવો સંપ્રદાય ઉભો થયો છે અને થતો જાય છે કે જે શ્રીમદ્ રાજચંદ્રે જેનું બહુમાન કરેલું એવાં જિનસૂત્રોને વિસરી ગયો છે અને શ્રીમદ્‌ના કાચા–પાકા વિચારોના પાઠમાજ સર્વ સમાઈ ગયું હોય એમ માની રહ્યો છે, અને પ્રતિમાપૂજામાંય શ્રીમદ્‌ની પ્રતિમાને સર્વોપરિ સ્થાન આપવા સુધીના અવિવેકમા ડૂબી ગયો છે.

શ્રીમદ્ રાજચંદ્રમાં અસાધારણ સ્મરણશક્તિ હતી; તે જેવી રીતે બીજાઓને આંજી નાંખતી હતી, તેવી રીતે તેમને પોતાને પણ એ સ્મરણશક્તિના પ્રયોગોથી સેંકડોમાં થતી પ્રશંસા આંજી

નાંખતી હતી! નાની વયમાં તેમણે એ અદ્ભુત સ્મરણશક્તિના અને ખીલતી જતી કવિતાશક્તિના પ્રયોગો કરવા માંડ્યા હતા. લોકોની પ્રશંસા જીતવામાં તેમની એ બેઉ શક્તિઓ કરતાં વધારે પ્રબળ સાધન તેમની નાની વય હતી. "આટલી નાની ઉમરમાં આટલું બધું જ્ઞાન!" એવા ઉદ્ગારો કાઢી લોકો ચકિત થતા. મુંબઈમાં તેમણે ૧૦૦ અવધાન-સ્મરણશક્તિના પ્રયોગો કર્યા અને છાપાંઓએ તેમની વાહવાહ ગાઈ, ત્યારે તેમને જરૂર પોતાનો અસ્મિતાભાવ પોષાતો લાગ્યો હશે. એમાં કાંઈ નવાઈ નથી. દરેક ઉછરતા જુવાનને પોતાના કાર્યના વિજય પછી એવોજ સંતોષ થાય. પણ અદ્ભૂત સ્મરણશક્તિ એજ કાંઈ પરમ જ્ઞાની હોવાનું સર્ટીફીકેટ નથી. આજે અનેક શતાવધાનીઓ આપણા દેશમાં છે અને ગુજરાતના એક ખ્રિસ્તી ભાઇ (તીમોથી) તો એકી સાથે ૮૦૦ અવધાનો કરી શકે છે! અવધાન એ ધારણાશક્તિના વિકાસથી સિદ્ધ થાય છે અને જો અવધાન કરનાર સારો અભ્યાસી તથા બુદ્ધિમાન હોય તો અવધાનની વસ્તુઓ-પ્રયોગોમાં ઉચ્ચ વિષયો અને પ્રશ્નો લાવી શકાય છે; અને સાધારણ બુદ્ધિવાળો માણસ હોય તો તેમાં સાધારણ પ્રશ્નો હોય છે. બેઉમાં ધારણાશક્તિનો ઉપયોગ તો સરખી રીતે જ કરવો પડે છે. ઉપર જણાવ્યું તે ખ્રિસ્તી ભાઈમા કવિત્વશક્તિ નથી, એટલે તે પાદપૂર્તિ કે નવા શ્લોકો રચવા જેવા પ્રયોગો કરતા નથી, પરન્તુ શબ્દો, વાક્યો, સંખ્યા વિગેરે મોટા પ્રમાણમાં ક્રમબદ્ધ યાદ રાખીને બોલી જઇ શકે છે. તેમણે તો અવધાનશક્તિને એટલી યંત્રવત્ બનાવી છે કે એક દિવસે કહેલી વસ્તુઓ બે ત્રણ દિવસ પછી પણ અનુક્રમબદ્ધ બોલી જઇ શકે છે! આપણા દેશમાં એ વખત એવો હતો કે જ્યારે લોકો શ્રીમદ્ રાજચંદ્રની અવધાનશક્તિથી આભા બની જઇને તેમને સાક્ષાત્ સરસ્વતી કહે અને પરમજ્ઞાની કહેવાને પણ લલચાય; પરન્તુ સ્મરણશક્તિની કેળવણીવાળા મનુષ્યને જ્ઞાની તરીકે ઓળખવાની ભૂલ સમજનાર હવે તેથી અંજાય તેમ નથી

નાની વયમાં અદ્ભુત વિજયપ્રાપ્તિથી ઉત્તેજિત થએલું મગજ

જેવા ઘોડા દોડાવે છે, તેવા ઘોડા શ્રીમદે નાની વયમાં દોડાવેલા આપણે જોયા છે. સ્મરણશક્તિ અને કવિતાની રચના એ બેઉના યોગ પછી સ્વરોદય જ્ઞાનમાં ડગલાં ભરતાં તેમનું મન યોગના ચમત્કારોમાં પરોવાય છે. પોતાને બ્રહ્મરંધ્રમાં અનાહત નાદ સંભળાય છે, પણ ગાડી ઘોડાના અવાજમાં બરાબર શાન્તિ-પૂર્વક એ નાદનો સ્વાદ લઈ શકાતો નથી એમ કોઈને તે લખી જણાવે છે! **योगश्चित्तवृत्तिनिरोधः** એ જો ખરૂં હોય, તો આ અનાહત નાદ કે જેના શ્રવણમાં ગાડી-ઘોડાના અવાજથી વાંધો પડે છે તે યોગ નથી પણ યોગાભાસ છે, એમ હરકોઇ યોગાભ્યાસી કહી શકશે. યોગના થોડા ચમત્કારો પર કાબૂ બેઠો છે એવો એમને ભાસ થતાં તે જગતમાં નવો પંથ કાઢવાનાં સ્વપ્નાં અનુભવે છે! પોતાનું જ્ઞાન જગતને આપીને જગતનું કલ્યાણ કરવાની ઉત્કંઠા, અને એ ઉત્કંઠા પોતાના પ્રશંસકોને તથા ભક્તોને લખી જણાવવાની વૃત્તિ, એ વધુ પ્રશંસા જીતવાની અભિલાષા જ દર્શાવી આપે છે. સાચા જ્ઞાનીને કે યોગીને એવી વાતો કરવાની કદાપિ રૂચિજ થતી નથી. નાની વયમાં શ્રીમદ્‌ને પોતામા જે શક્તિઓનું ભાન થવા લાગ્યું હતું, તે શક્તિઓનું અજીર્ણ થવાથી જ તેમણે નવો ધર્મ-પંથ કાઢવાની, તીર્થંકર કોટિએ પોતે પહોંચેલા હોવાનું સ્વમુખે કહેવાની, એક ભવ પછી મોક્ષપ્રાપ્તિ પોતાને થશે એવું પોતાની મેળે પોતાને માટે ભવિષ્યકથન કરવાની વૃત્તિ દર્શાવી હતી અને કેવળ એવા હવાઇ સ્વપ્નો સેવવામા વર્ષો વીતાવ્યાં હતાં. આત્મકલ્યાણ કરવા માટે તેમને ત્યાગની આવશ્યકતા જણાઈ હોય, તે કરતાં ધર્મ-પંથ ચલાવવા કે જગત્‌ને પોતાનું જ્ઞાન સંભળાવવા તેમને ત્યાગની વધારે આવશ્યકતા લાગતી હતી એમ તેમના પત્રોના સમુચ્ચય સ્વર ઉપરથી જણાઈ આવે છે. પરન્તુ ત્યાગ થઈ શકતો નહોતો; જુવાનીના અભિલાષો, સ્ત્રી પ્રત્યેનો રાગ, કુટુંબભરણની ખાતર સંસારમાં રહેવાની અને ધંધો કરવાની ફરજ, એ બધું આડે આવતું હતું,

એટલે તેમણે ત્યાગ વિના પણ પોતાના અભિલાષો પૂરા કરવા માટે કવિતા, પુસ્તક, પત્ર, ઈત્યાદિ લખીને મન મનાવ્યું હતું. જીવનના અંત સુધી તે ત્યાગ કરી શકયા નહિ. ઉત્તર સ્થિતિમાં તેમને એ બાબતનો અસંતોષ રહ્યો હતો તથા તે માટે પોતાનો દોષ સૂઝયો હતો; અને તેમના જીવનની જો કોઇ પણ ધન્ય ઘડી હોય તો તે એ ઉત્તર જીવનની જ હતી, એમ તે સમયના લેખો ઉપરથી કહી શકાય.

શ્રીમદ્દના મધ્ય જીવનમાંનાં સ્વપ્નો, અભિલાષો અને પંથ ચલાવવા કે જ્ઞાની અને સદ્દગુરૂ તરીકે ઓળખાવાની ઉન્મત્ત દશા છતા ઉત્તર અવસ્થામાં તે આધ્યાત્મિક ચિંતન તરફ સારી પેઠે વળ્યા હતા. એ ચિંતનની પ્રયોગ દશામાં તેમણે મધ્ય જીવન ગાળ્યું હતું તેથી અપકવ વિચારો ઉતાવળે દર્શાવતા હતા અને એ વિચારોને તે વખતે ઝીલનારાઓને પકવાપકવતાની ખબર નહોતી, એટલે જે કાંઇ તેઓ કહે તે બધું સત્ય જ્ઞાન જ છે એમ કેટલાકો સમજતા, આજે પણ તેમ માનનારાઓ છે! આધ્યાત્મિક ચિંતન તરફ ઢળેલી વૃત્તિ અને ચિત્તની એકાગ્રતાથી તે પોતાની શકિતની અદ્દભુતત નો પરિચય ઈતર જનોને કરાવી શકયા હતા. દુકાન ઉપર બેસીને વેપાર કરે અને ઘરાક ગયું કે તુરત કોઇ ધર્મગ્રંથ કે સૂત્રનાં વાચનમાં ડૂબી જાય, કે પોતાના ચિંતનને નોધપોથીમાં ટપકાવી લે, એવી ચિત્તની એકાગ્રતા થોડાજ મનુષ્યોમાં હોય છે; એટલે તેમની એ શકિતથી ગાંધીજી જેવા પુરૂષ પણ આકર્ષાયા હોય એ સ્વાભાવિક છે. આધ્યાત્મિક ચિતન અને વિશાળ અભ્યાસથી ખીલેલા બુદ્ધિયોગે કરીને શ્રીમદ્દ પોતા પર પત્ર લખનારાઓને પોતાના વિચારો વડે આકર્ષી કે સંતોષી શકયા હોય તેમાં પણ નવાઈ નથી. એવા જે વિચારો કે લેખો ઉત્તમ અને સત્ત્વશીલ હોય તેનુ વાચન કે મનન કરવાને હું પણ તૈયાર હોઉં. પરન્તુ સુવિચારોનું વાચન–મનન એક વાત છે અને એ વિચારોના દર્શકના બધા લેખોને પરમજ્ઞાનીના વિચારો માની તેની પાછળ અંધભકિતથી દોરાવું એ જૂદીજ વાત છે; આધ્યાત્મિક વિચારોના વાચનથી ચિત્તને પોષવું એ એક વાત છે અને મહાવીરના સૂત્રબદ્ધ વિચારોને ઉવેખનારા શબ્દોનો ઘુંટડો આંખો

મીંચીને ગળી જવો એ જૂદી જ વાત છે; એક ચિંતકના સારા વિચારો ગ્રહી તેમાંથી બોધ લેવો એ એક વાત છે અને એ ચિંતકની મૂર્તિ બનાવીને તેની પૂજા કરવાથી આત્મકલ્યાણ થશે એવાં સ્વપ્નોમાં આથડવું એ કેવળ જૂદીજ વાત છે. એક વ્યક્તિના સદ્વિચારને ગ્રહણ કરવાને બદલે એ વ્યક્તિની પૂજામાંજ અટવાઇ જવું એ કેટલું અનિષ્ટ છે તે તો શ્રીમદ્ રાજચંદ્રના પ્રશંસક ગાંધીજી જેવાને પૂછવાથી પણ માલૂમ પડી આવશે.

જીવસ્થાનક વિષેની ચર્ચા, સમ્યક્ત્વની વ્યાખ્યા, કેવળજ્ઞાન અને એક ભવ પછી મોક્ષે જવાની યોગ્યતા વિષેની ચર્ચા, ચૌભંગીના વિષયમાં સૂત્ર સાથેનો શ્રીમદ્નો મતભેદ, જ્ઞાની અને સદ્ગુરૂ વિષેની ચર્ચા, ઇત્યાદિ વિષે વિસ્તારથી આ પુસ્તકમાં જણાવેલું છે. શ્રીમદ્ આ બધી ચર્ચામાં ભાગ લેતાં એમ મનાવી રહ્યા છે કે જાણે પોતે છદ્મસ્થાવસ્થા ધરાવતા નથી, પરંતુ તીર્થંકર જ્ઞાનકથન કરી શકે છે તે કોટિ પોતાને પ્રાપ્ત થઇ ચૂકી છે! આ પ્રકારની અસ્મિતા કોઇ સ્થળે તીર્થંકરોએ સંસારમાં રહીને પણ બતાવી જાણી નથી, પરન્તુ શ્રીમદ્ તે બતાવે છે. ઋજુતાના, સરલતાના, નમ્રતાના અભાવનું તે દર્શન કરાવે છે. ઘણાં પત્રોમાંની તેમની વાણીમાં નમ્રતા દેખાય છે પણ એ વાણી પાછળના વિચારધ્વનિમાં નરી અસ્મિતાનું જ દર્શન થશે. આ અસ્મિતા ઉત્તર વયમાં પણ ન્યૂનાધિક અંશે રહી છે. એ ગમે તેમ હોય, પરંતુ તેમની એ અવસ્થા છદ્મસ્થ હતી, વિશેષ ને વિશેષ માન પ્રાપ્ત કરવામાં તેમને પોતાના જીવનના વિજયનું દર્શન થતું હતું અને પોતાની શક્તિનો ઉપયોગ મુખ્યત્વે કરીને મધ્ય વયમાં તેમણે તે પાછળ જ કર્યો કર્યો હતો તે વિષે સંશય રહેતો નથી. અત્ર શાસ્ત્રકારનું એક વચન યાદ આવે છે.

पूयणठा जसोकामी माण सम्माण कामए ।
बहु पसवइ पाव माया सल्लं च कुव्वइ* ॥

---

*પૂજાનો અર્થી, યશનો અભિલાષી, માન સંમાન મેળવવાની કામનાવાળો મનુષ્ય પાપને ઉત્પન્ન કરે છે અને માયા શલ્યને સેવે છે. (દશવૈકાલિક, અ૦ ૫, ઉ૦ ૨, ગા૦ ૩૫)

શ્વેતાંબર દિગંબર શાસ્ત્રોનું વાચન તેમણે સારી પેઠે કરેલું હતું અને પોતાના અભિપ્રાયો બાંધવામાં તેમણે એ વાચનનો ઉપયોગ કર્યો હતો તથા બીજાઓને ઉપદેશ આપ્યો હતો. ઘણીવાર જોવામાં આવ્યું છે કે બીજાઓ પ્રતિના પોતાના ઉપદેશો છતાં એ ઉપદેશો પ્રમાણે પોતે વર્ત્યા નથી. પોતાના કથન કે ઉપદેશ પ્રમાણે પોતે જ ન ચાલે તે વ્યક્તિ જો સુજ્ઞ હોય તો પોતાની નિર્બળતા ઋજુતાથી સ્વીકારી લે છે, પરન્તુ ઘણે સ્થળે એથી વિપરીત જ પ્રયોગો શ્રીમદે પોતાની વાણી દ્વારા કર્યા છે, એટલે પ્રમાદ કે નિર્બળતાનો સ્વીકાર કરવાને બદલે વાણીની જાળ પાછળ પોતાની ઉણપોને છુપાવવા યત્ન કર્યો છે. આવા યત્નો મધ્ય વયમાં વિશેષ છે અને ઉત્તર વયમાં ઓછા છે, અને આ નિરીક્ષણમાંથી તે માલૂમ પડી આવશે. આ બધું શ્રીમદ્‌ની છદ્મસ્થ અવસ્થા ઉપર અજવાળું પાડે છે, છતાં તેમણે પોતાને સંપૂર્ણ જ્ઞાનીમાં ખપાવવાના જે યત્નો કર્યા છે તેથી તેમના વિવેકરહિત ભક્તો દોરવાઇ ગયા છે. જેઓ તે સમયે તેમના સતત પરિચયમાં નહોતા, પરન્તુ પાછળથી ગતાનુગતિક ન્યાયે કે તેમના વિચારોના વાચનથી તેમના પૂજક પ્રશંસક બન્યા છે, તેઓ પણ મોટે ભાગે તેમના પકવ વિચારોને બદલે અપકવ વિચારોને જ પકડી રહ્યા છે અને મનફાવતું જીવન જીવી રહ્યા છે. "ઢુંઢિયાપણું કે તપ્પાપણું કર્યાં કરો તેથી સમકીત થવાનું નથી" એમ શ્રીમદે કહ્યુ છે. આગળ કહ્યુ છે કે " ખરેખરૂં સાચું સ્વરૂપ સમજાય, માંહિથી દશા ફરે તો સમકીત થાય." આમાંથી પહેલા વાકયને પકડી લઇને શ્રીમદ્‌ના ભકતોએ ઢુંઢિયાપણું અને તપ્પાપણું છોડયું ખરૂં, પરંતુ " માહિથી દશા ફરી " કે નહિ તે કોઇ જોતું નથી ! જો માંહિથી દશા ફરી હોત તો કોઈ પણ આદર્શ ત્યાગી એ સમુદાયે જૈનોને આપ્યો હોત. આ ઉપરથી સમજાશે કે શ્રીમદ્‌નાં વાકયોને અવિવેકપૂર્વક અનુસરવામાં આવ્યાં છે અને શ્રીમદ્‌ના શબ્દોની તથા પ્રતિમાની પૂજા માટેનો એક નવો સંપ્રદાય ઉભો કરવામાં

માત્ર આવ્યો છે. જીવનના ઘડતરના સમયના શ્રીમદ્દના વિચારોમાં જે ખામીઓ છે તે ખામીઓના સુધારેલા વધારેલા તરજૂમા આજે તેમના સંપ્રદાયનાં આચરણોમાં જોવામા આવે છે.

"શ્રીમદ્-રાજચંદ્ર-વિચાર-નિરીક્ષણ" ના વાચકો પ્રતિ આટલું પ્રસ્તાવના રૂપે કહેવાનો આશય એ છે કે શ્રીમદ્દના અપક્વ વિચારો પ્રતિ જનતાની આંખ ઉઘડે. એ વિચારોથી વિમાર્ગે દોરવાઈ જવાની-કેવળ શબ્દપૂજાની પ્રવૃત્તિમાંની ભૂલ સમજાય, અને શ્રીમદ્દના ઉત્સૂત્ર વિચારો તથા શાસ્ત્રસંમત વિચારો ક્યા ક્યા છે તેની લોકોને સમજ પડે. પ્રબળ બુદ્ધિયોગને કારણે એક વ્યક્તિ માનવસમાજમાં અસાધારણ દેખાઈ આવે, પરન્તુ તે વ્યક્તિના હરકોઇ વિચારોની કે તેના વ્યક્તિત્વની પૂજાથી સ્વકલ્યાણ સધાય છે એ ભ્રમમાંથી જેઓ નિવૃત્ત થયા હશે તેઓને આ પુસ્તકનું રહસ્ય અને ઉપયોગિતા સમજાશે એવો મને વિશ્વાસ છે. વિતંડા માટે આ પુસ્તક લખ્યું નથી. પક્ષપાત ચિત્તમાં રાખ્યો નથી, સ્વસંપ્રદાયનો ઘમંડ નથી કે ઇતર સંપ્રદાય પર રોષ નથી; જૈનો આજે અનેક ગચ્છ-વાડામા વહેંચાઇ ગયા છે અને તેમાં એક વાડો વધવાથી કે ઘટવાથી બહુ લાભ-હાનિ થઈ જવાનાં નથી; પરન્તુ જ્ઞાની અને છદ્મસ્થનાં કથનો વચ્ચેનું અંતર જૈનો સમજતા થાય તો બસ છે.

ચાતુર્માસ; સં. ૧૯૯૦<br>
પ્રાંતીજ (ગુજરાત)

લેખક.

श्री जिनेंद्राय नमः

# શ્રીમદ્-રાજચંદ્ર-વિચાર-નિરીક્ષણ

## પ્રકરણ ૧ લું

"શ્રીમદ્ રાજચંદ્ર" પુસ્તક વાંચવા ને વિચારવાથી અંતરૂમાં એમ લાગે છે કે શ્રીમદે ઘણું વિચાર્યું, અનુભવ્યું ને ઉપદેશ્યુ છે. વિશેષમાં એ સાફ સાફ જણાય છે કે તેમનામાં બુદ્ધિમત્તા–વિચાર-શીલતા બહુ હશે. તેમણે ૧૬મા વર્ષ પહેલાંથી લખવું શરૂ કર્યું હતું, તે છેક જીવનના અન્તિમ કાળ સુધી લખ્યુ છે એમ પુસ્તકના વાચનથી દેખાય છે. લખ્યા વિનાનો વખત સ્વલ્પ જ ગયો હોય એમ જણાય છે. તેમણે જે લખ્યું છે, તે ઘણું જ વિચારણીય ને મનનીય છે, તેમાં શક નથી. આમ છતાં તેમણે કેટલીક જગ્યાએ શાસ્ત્રને અસંમત લખ્યું હોય ને વ્યવહારમાં ખટકતું લખ્યું હોય એમ આપ-ણને જણાયા વિના રહેતું નથી. કેટલીક વાર લોકોનું માનવુ એવું થાય છે કે કોઈ પણ બુદ્ધિમાન્ મનુષ્ય લખી જાય તેમાં તેની ભૂલ શોધવી ઈષ્ટ નથી. સર્વજ્ઞ વિના કોઈ પણ મનુષ્ય સારામાં સારૂં, પૂર્ણ ને દોષ-રહિત બોલી શકે છે તેમ તો નથી જ; તો પછી ભૂલ હોય તેને ભૂલ જાણી શા માટે જતું કરવું ન જોઈએ ? આ વસ્તુ સત્ય છે, પણ

શાસ્ત્રરૂપ દીપક પાસે વસ્તુ લાવ્યા સિવાય કોઈ પણ વસ્તુ યથારૂપે સમજાતી નથી. જેમ કોઈ ચોકસી સોના ચાંદીને પરીક્ષા કરવાના સાધનથી તપાસે છે, તેમ શ્રીમદે જે લખ્યું છે તે નિર્ગ્રન્થપ્રવચનની કસોટીથી તપાસીએ તો આપણને સાફ સાફ તેમનાં વચનોની વસ્તુ-સંકલના સમજાશે. આશય એ છે કે તેમણે જે લખ્યું છે, તે આપણી મર્યાદિત બુદ્ધિ સાથે નહિ, પણ શાસ્ત્રપ્રમાણ સાથે વિચારીએ ને તેનું નિરીક્ષણ પણ શાસ્ત્રથી જ કરીએ.

વર્ષ ૧૬ મા પહેલાંથી ૧૭ મા સુધી પુષ્પમાળાનાં પુષ્પ તરીકે ૧૦૮ વચનો તેમણે લખ્યા છે, તે અવશ્ય સમજવા યોગ્ય છે ને અમલમાં મૂકવા યોગ્ય છે. સારામાં સારો અભ્યાસી જે વિચારીને બતાવી ન શકે તે તેમણે એટલી નાની વયમાં લખી બતાવ્યું છે. ૧૬ મા વર્ષ પહેલાંની કવિતાઓમાં ( અંક ૨ ) " કાળ કોઇને નહિ મૂકે, " તથા ( અંક ૩ ) " સાહ્યબી સુખદ હોય " એ છંદો વગેરેમાં ઘણું રસિક લખ્યું છે. તે વાંચતાં હૃદયને આનંદ ને મીઠાશનો અનુભવ થાય છે. અંક ૪ મા લખ્યું છે, તે દશવૈકાલિકના ચતુર્થ અધ્યયનના ગદ્યપદ્યનો અનુવાદ છે. ઉપરાંત છૂટક જુદાં જુદાં અધ્ય-યનોનો આશય પણ તેમાં છે. કહેવું જોઈએ કે, જે જે અનુવાદ છે, તે સારી ને વ્યવસ્થિત ભાષામાં મુનિઓને અંગે છે. એમ તેમણે ૧૫ અંક સુધી જુદું જુદું પણ સારું લખ્યું છે.

ત્યારપછી ૧૬મા વર્ષમાં તેમણે " ભાવના બોધ " લખ્યો છે. તેમાં વિવેચનો સાથે દ્દષ્ટાંતો તથા કવિતાઓ આપ્યાં છે. એક એક ભાવના વિષે ઘણો સારો બોધ તેમણે આપ્યો છે. ષષ્ઠચિત્રમાં અંતર્દર્શનમાં તેમણે વિચાર્યું કે " અનંત સૌખ્ય નામ દુઃખ ત્યાં રહી ન મિત્રતા "ને કહે છે કે નિવૃત્તિને પકડ ને પ્રવૃત્તિને છોડ. આની રીતે બાર ભાવના તેઓ પૂર્ણ કરે છે.

પછી સત્તરમા વર્ષમાં તેઓ આવે છે. ત્યાં "મોક્ષમાળા"નું પુસ્તક તેઓ લખે છે, પ્રથમ તે વાંચનારને ભલામણ લખે છે કે તમો મારા કથનને બરાબર વિચારપૂર્વક સમજશો તો તમને તેમાંથી બહુ સમજવાનું ને જાણવાનું મળશે; આત્મશાન્તિ ને સદ્‌ગુણ, વિવેક, નીતિ વિગેરે મેળવી શકશો. આમ પહેલા પાઠમાં કહ્યા પછી ૧૦૮ શિક્ષા પાઠ સુધી પોતાના અભ્યાસાનુસાર–વિચારાનુસાર ને અનુભવ પ્રમાણે વીતરાગ પ્રવચનને સારી પદ્ધતિમાં તેઓ વાંચનાર પ્રતિ પ્રબોધે છે ને સંભળાવે છે. વાચક એક પછી એક ક્રમવાર શિક્ષા-પાઠને ધ્યાનપૂર્વક વાંચે તો અવશ્ય જૈનદર્શનનાં તત્ત્વોને પામી શકે.

અત્યાર સુધી શ્રીમદ્ પ્રતિમાની તરફદારીમાં કાંઈ પણ લખતા હોય તેમ જણાતું નથી. તેથી સમજી શકાય છે કે તેમને સાધુમાર્ગી સંપ્રદાયગત વ્યક્તિઓનો પરિચય રહ્યો હોવો જોઇએ. તેઓ આગળ એક જગ્યા પર લખે છે કે તેઓ જન્મથી ચુસ્ત વૈષ્ણવ હતા, પણ પછી આગળ સંયોગવશાત્ પ્રતિમાના અશ્રદ્ધાળુઓ સાથે પરિચય થવાથી જૈન ધર્મમાં તેઓ આવ્યા. આ વખતે પ્રતિમાના શ્રદ્ધાળુ સાથે પરિચય થયો હોત તો તેઓ ત્યારથી પ્રતિમાની તરફદારીમાં ખુશીથી લખત, પણ "ભાવના બોધ" ને "મોક્ષમાળા" લખતાં સુધીમાં જે લખ્યું છે, તે ઉપરથી સમજાય છે કે તેમને સાધુમાર્ગીનો પૂરો પરિચય હતો. એક પંક્તિમાં લખ્યું છે કે:

"પુષ્પપાંખડી જ્યાં દુભાય, જિનવરની ત્યાં નહિ આજ્ઞાય,"
"સર્વ જીવનું ઈચ્છો સુખ, મહાવીરની શિક્ષા મુખ્ય;"

* * * *

"સર્વ પ્રકારે જિનનો બોધ, દયા, દયા, નિર્મલ અવિરોધ."

આ ઉપરથી ખ્યાલ આવશે કે શ્રીમદ્‌ના અંતઃકરણ વિષે દયા માટે કેટલા બધા ઉચ્ચ વિચાર હતા. સાથે મહાવીરની શિક્ષા વિષે તેમને કેટલું બધું માન હતું. પણ વખત જતાં પાછા પ્રતિમા વિષે

તેમના વિચારો બદલાય છે. ગમે તેમ આપણે ધારીએ, પણ અત્યાર-સુધી તેઓ પોતાના વિચારો જે બતાવી શક્યા છે, તેમાં તદ્દન સ્વ-તંત્રતા જણાતી નથી, પણ પરાશ્રિતતા હોય એમ જણાય છે. એટલે કે અત્યારસુધી લખવામાં બીજા કોઈની મદદ હોવી જોઇએ, ને પોતાની લેખનશૈલી, વિચાર, અભ્યાસ સાથે કોઈ સારી અભ્યાસી સાધુમાર્ગી વ્યક્તિના વિચારો હોવા જોઇએ. કારણકે એકસરખા વિચારો એક બીજાના વિચાર-અભિપ્રાય સાથે સચવાઈ રહ્યા છે. પ્રતિમા સંબંધી થોડા પણ વિચાર કોઈ રીતે તેમણે દર્શાવ્યા નથી. આગળ જતાં બીજા જ વર્ષમાં તેઓ પોતાના વિચારનો એકદમ પલટો કરે છે.

મનુષ્યજીવન એવું જ છે કે હમેશાં વિચારો એક રૂપે રહી શકતા નથી. શ્રીમદ્દના વિચારો હવે તેઓના સંયોગ, સ્થાન ને વય બદલવાની સાથે બદલાય છે. વિદ્યાર્થી જેમ મધ્યશાળામાંથી નીકળી વિદ્યાપીઠમાં પ્રવેશ કરે છે, ને કાંઈ જુદું જ જુએ છે, તેમ શ્રીમદ્ યુવાવયમાં આવતાં અને જૈન દર્શન વિષે અભ્યાસ વધતાં કાંઈ જુદું જ જુએ છે, એટલે હવે સ્વતંત્ર વિચારમાં તેઓ પ્રવેશ કરે છે, ને પોતાના સ્વતંત્ર વિચારો બતાવે છે.

## વર્ષ ૧૮ તથા ૧૯ મું

કોઇ પણ વાચક સમજી શકે તેમ શ્રીમદ્દના આ લખેલ ભાગને વર્ષમાં ને નાના નાના ભાગો ને અંકોમાં વહેંચી દીધેલ છે, જો કે આગળ પ્રકાશકને સાફ ન સમજાવાથી કે બરાબર પ્રાપ્ત ન થવાથી ગુંચવણ થયેલી જણાય છે. ૧૬ મા વર્ષ પહેલાં ને ૧૫ મા અંક સુધી પ્રકાશકે જણાવ્યું છે. ૧૬ મા વર્ષમાં ને ૧૬ મા અંકમાં “ ભાવના બોધ ” છે. ૧૭ મા વર્ષમાં અવધાનમાં કરેલી કવિતાઓ ૧૭ મા અંકમાં, ને ૧૮ મા અંકમાં “ મોક્ષમાળા ” છે. હવે ૧૯ મો અંક શરૂ થાય છે.

### સંસ્કારનું બળ—[ ૧૯ મો અંક ]

તેઓ લખે છે કે—

"લઘુ વયથી અદ્ભુત થયો, તત્ત્વજ્ઞાનનો બોધ;

* * * *

"જે સંસ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કાય." (અંગત)

પોતાના સંબંધે તેમણે આ અંગત વિચારો જણાવ્યા છે. વાર્તા તદ્દન સત્ય છે કે આટલી વયે તત્ત્વજ્ઞાન સંબંધી વિચારો આવવા તે પૂર્વ સંસ્કારના બળ સિવાય કેમ બની શકે? કોઇ પણ વિચારક મનુષ્ય અવશ્ય કબૂલ કરશે કે આ સંસ્કારી પુરૂષ છે.

### કાજળની કોટડી—[ ૨૧ મો અંક ]

તેમણે જણાવ્યું છે કે,

"કુટુંબરૂપી કાજળની કોટડીના વાસથી સંસાર વધે છે............ એકાતથી જેટલો સંસાર ક્ષય થવાનો છે, તેનો સોમો હિસ્સો પણ તે કાજળ ગૃહમા રહેવાથી થવાનો નથી."

આ વર્ષથી લખવાની અને વિચારની શૈલી બદલાય છે. પોતાની સ્વતંત્ર બુદ્ધિનો આવિર્ભાવ થાય છે, તે સચોટપણે તેઓ લખે છે. હવેથી તેઓની જગ્યા વિચારકમાં ને સ્વતંત્રપણે ઉત્તર આપવામાં પ્રવેશે છે. સ્વતંત્રપણે કે નિર્ગ્રન્થ પ્રવચનમાંથી ઉત્તર આપતા હોય, પણ જે સીધું ને સારૂં હોય, તે સાથે આપણો સ્વલ્પ પણ વિરોધ ન હોય.

### જૈન સમાજ વિષે—[ ૨૪ મો અંક ]

શ્રીમદ્ ગ્રન્થ લખતા હોય તેમ એક મોટો લેખ લખી રહ્યા જણાય છે, અથવા કોઈની ઉપર મોટો પત્ર લખતા હોય એમ લાગે છે. જૈન માર્ગ વિષે નિરીક્ષણ કરતા હોય તેમ નિરીક્ષક તરીકે લખે છેઃ

"અત્યારે વીતરાગ દેવને નામે જૈન દર્શનમા એટલા બધા મત ચાલે છે કે તે મત તે મતરૂપ છે પણ સતરૂપ, જ્યાંસુધી વીતરાગ દેવની આજ્ઞાનું અવલંબન કરી પ્રવર્તતા ન હોય ત્યાંસુધી, કહી શકાય નહિ."

"એટલા બધા મતો સબંધી સમાધાન થઈ નિઃશંકપણે વીતરાગની આજ્ઞારૂપે માર્ગ પ્રવર્તે એમ થાય તો મહા કલ્યાણ."

આગળ લખે છે કે—

"દુષમ કાળના પ્રતાપે જે લોકો વિદ્યાનો બોધ લઈ શક્યા છે, તેમને ધર્મતત્ત્વ પર મૂળથી શ્રદ્ધા જણાતી નથી. જેને કંઈ સરલતાને લીધે હોય છે, તેને તે વિષયની કંઈ ગતાગમ જણાતી નથી."

"કેળવણી વગરના લોકોમાં સ્વાભાવિક એક આ ગુણ રહ્યો છે કે આપણા બાપદાદા જે ધર્મને સ્વીકારતા આવ્યા છે, તે ધર્મમાં જ આપણે પ્રવર્તવું જોઈએ; અને તે મત સત્ય હોવો જોઈએ: તેમજ આપણા ગુરૂનાં વચન પર જ આપણે વિશ્વાસ રાખવો જોઈએ:—પછી તે ગુરૂ ભલે તો શાસ્ત્રનાં નામ પણ જાણતા ન હોય, પણ તેજ મહાજ્ઞાની છે એમ માની પ્રવર્તવું જોઈએ."..................

આ આખો લેખ વાંચતાં જણાશે કે જે શ્રીમદ્ "મોક્ષમાળા" લખતા હતા તે અત્યારે વસ્તુતઃ નથી. તેમાં ગુરૂતત્ત્વ ઉપર તથા સમ્યકૃત્વ ઉપર ભાર આપી તેમણે લખ્યું છે. આજે ગુરૂ પર, ધર્મ પર, તેઓ કાંઈ વિચિત્ર લખે છે. આજે પોતે તદ્દન સ્વતંત્ર વિચારક છે ને પોતે ઉપદેશક થતા હોય એમ લાગે છે. ખરી રીતે વિચારીએ તો જૈનદર્શન વિષે તેમણે જે લખ્યું છે તે કંઈ ખોટું નથી. પણ, અંદર જે કટાક્ષ છે, તે થોડે થોડે ધીમે ધીમે હવે બહાર આવે છે. આગળ લખે છે કે—

"ત્યાગી સિવાયના, પરાણે ગુરૂઓ થઈ પડેલા, મહાવીરદેવના માર્ગ-રક્ષક તરીકે ગણાવતા યતિયોની તો માર્ગ પ્રવર્તાવવાની શૈલી માટે કંઈ બોલવું રહેતું નથી, કારણ ગૃહસ્થને અણુવ્રત પણ હોય છે, પણ આ તો તીર્થંકર દેવની પેઠે કલ્પાતીત પુરૂષ થઈ બેઠા છે."

તેઓ આ લીટીઓ લખે છે તે તદ્દન ખરી છે. સમાજમાં એવી સ્થિતિ આજે યતિવર્ગ ભોગવી રહ્યો છે, છતાં મહાવીરના માર્ગ-દર્શક કે રક્ષક તરીકે પોતાને ઓળખાવતા હશે. તેઓએ આ અનુભવ પોતાની હયાતીમાં મહાવીર પ્રભુના અનુયાયીઓમાં શ્રી મહાવીરના ગયા પછી ઘણાં વર્ષે જોયો. પણ એજ પ્રમાણે શ્રીમદ્‌ને ગયાને થોડાં

વર્ષો ગયાં છે, તેટલામાં તેમના પોતાના અનુયાયીઓમાં પરિવર્તન થઈ રહેલું જણાય છે. તેમના જે કેટલોક અનુયાયીઓ આશ્રમો બાંધી બેઠા છે. શ્રીમદ્ કહે છે કે એક વ્રત પણ નહિ ધારણ કર્યા છતાં યતિવર્ગ રક્ષક તરીકેનો દાવો લાવે છે, તેમ આજે આશ્રમમાં રહેનારાઓ એક પણ વ્રત નહિ ધારણ કર્યા છતાં શ્રીમદ્‌ના માર્ગદર્શક તરીકેનો, એટલું જ નહિ પણ પ્રભુ મહાવીરના સાચા માર્ગે ચાલનાર ને ચલાવનાર તરીકેનો દાવો કરે છે અને પોતાને તે રૂપે લોકો આગળ ઓળખાવે છે, બીજાને તેઓ મિથ્યાત્વી કહે છે, ને સમજે-સમજાવે છે કે સાચા સમ્યક્‌ત્વી હોય તો તેઓ જ આજે આ કલિકાલમાં છે. આ સ્થિતિ શ્રીમદ્ જો જાણતા હોત તો તે વિષે તેઓ કેવું કહેત? તેઓના અનુયાયીઓ પોતાને એક પણ વ્રત હોવાની સાફ સાફ ના કહી દે છે, કારણકે તેઓની રીતભાત તદ્દન અત્યાગીપણાની દેખાય છે. તોપણ તેઓ કહે છે કે મોક્ષમાં જવાની માર્ગદર્શક કુંચીઓ જેવી અમે શ્રીમદ્‌ના ઉપદેશથી જાણીએ છીએ તેવી આજે કોઈ જૈન માર્ગમાં મહાવ્રતધારીઓ પણ જાણતા નથી! એટલે તેઓના સર્વ અનુયાયીઓ (શ્રીમદ્‌ના વખતમાં શ્રીમદ્ માત્ર એકલા હશે) આજે પરાણે ગુરૂ હોવાનો દાવો યતિયોની પેઠે જ કરી રહ્યા છે.

શ્રીમદ્ લખે છે કે "વિદ્યાનો બોધ જે લોકો લેઈ રહ્યા છે તેઓનો ધર્મતત્ત્વ ઉપર શ્રદ્ધા જણાતી નથી." આ આશયથી સમજાય છે કે કેળવણી લીધેલો વર્ગ તેમના શિષ્યવર્ગમાં આવી શક્યો જણાતો નથી. તેઓએ ધર્મતત્ત્વ સમજાવવા પ્રયત્ન કર્યો હશે, પણ કેળવાયલા ઉપર તે છાપ પાડી શક્યા નહિ હોય, તેમજ કેળવણી વગરેના લોકો પણ પોતાનો ધર્મ મૂકી તેઓનો પંથ સ્વીકારી શક્યા નહિ હોય, અથવા જેઓ પોતાના ધર્મને વળગી રહ્યા હશે, ને બાપદાદાના ધર્મને આગળ કરતા હશે, તેઓની ઉપર પણ તેઓ છાપ પાડી શક્યા નહિ હોય. આથી તે બન્ને વિષેનો પોતાનો કંટાળો તેઓ બહાર કહાડે છે.

આ ઉપરથી એટલું સમજી શકાય છે કે, જ્યાં કેળવણી છે, ત્યાં શ્રદ્ધા નથી, પણ અસ્મિતા છે; ને જ્યાં કેળવણી નથી, ત્યાં સુસ્તતા કે મૂળ વસ્તુને વળગી રહેવાની શ્રદ્ધા છે. એટલે આ જમાનામાં જ્યાં જ્યાં પ્રખર અભ્યાસ-વિકાસ જોવાય છે, ત્યાં ત્યાં ધર્મ ને ધાર્મિક મંડળ, તેમજ જીવ ને ઈશ્વર વિષેની વાતો વ્યર્થ હોય અથવા સમાજને તે નકામી ગુંચવણમાં નાંખતી હોય એમ સમજાતું લાગે છે. કોઈ પણ મંડળમાં વિદ્યા પામેલ વર્ગ ધર્મને હસી કાઢતો દેખાય છે. તે ધર્મથી ખસતો જાય છે. મુડીદાર વર્ગ પણ ધર્મથી પરાઙ્મુખ થતો હોય એમ અટકચાળાં કરતો હોય છે. શિક્ષિત વર્ગને મુડીદાર વર્ગ બન્ને આજે ધર્મના કટ્ટર વિરોધી હોય એમ જણાય છે, કારણ એ છે કે તેઓ બન્ને ધર્મ ઉપર ને ધર્મસ્થિત વ્યક્તિઓ પર અસૂયાથી ને તુમાખીથી આંખો કહાડતા હોય એમ જ્યાં ત્યાં દેખાય છે. ઉપદેશકો ધર્મબુદ્ધિથી ઉપદેશ આપતા હોય તોપણ તેઓને મન તેઓ ધર્મનાં રમકડાં હોય એમ લાગે છે! આ સ્થિતિ શ્રીમદ્‌ના વખતમાં ને તે પહેલાં વિદ્વાન્ કવિ ભર્તૃહરિના વખતમાં પણ હતી એમ એમના નીચેના શ્લોક પરથી સમજાય છેઃ

**बोद्धारो मत्सरग्रस्ताः प्रभवः स्मयदूषिताः**

શ્રીમદ્ તે લેખમાં વળી લખે છે કે—

"દીક્ષિતમાં પણ ભદ્રિકતાને લીધે કાંતો દીક્ષા, ભિક્ષા માંગ્યા જેવી સ્થિતિથી મુંઝાઇને પ્રાપ્ત થયેલી દીક્ષા, કાં તો સ્મશાનવૈરાગ્યમાં લેવાઇ ગયેલી દીક્ષા હોય છે. શિક્ષાની સાપેક્ષ સ્ફુરણાથી પ્રાપ્ત થયેલી દીક્ષાવાળો પુરુષ, તમે વિરલ જ દેખશો."

આ કથન સાવ સત્ય છે. વસ્તુસ્થિતિ આજે તેવી જ છે, ને ઘણી કફોડી છે. પણ આ કથન તેમનું સહજ છે, કે કટાક્ષપૂર્વક છે, તે તો સારા પરિચિત મનુષ્યો જ કહી શકે. સમાજમાં આજે ઘણા ગરીબાઇથી દીક્ષિત થયેલાઓ હશે ને ભિક્ષા માગવા જેવી સ્થિતિ હોવાથી પણ દીક્ષિત થયા હશે. પણ એમાં દોષ કોનો

ગરીબાઈ હોવાથી દીક્ષિત થયા તેનો કે સમજણ ન પડી ને થયા તેનો ? કે સારી સમજણ હતી છતાં ન થયા તેનો ? કે મૂડીદાર હોઈ મૂડી છોડી ન થયા તેનો ? આ બધી સ્થિતિમાં આપણે દોષ કોનો માનવો ? કે પછી દુષમ કાલનો ? જ્યારે સારો સમય હતો, ત્યારે ઘણા સુખી ને સુજ્ઞ મનુષ્યો ત્યાગી થતા હતા. આજે સમય બદલાયો છે. સુખી છે તેને ત્યાગ ગમતો નથી, સુજ્ઞ છે તેને પરલોકનો વિશ્વાસ નથી. એટલુંજ નહિ પણ સુજ્ઞ મનુષ્યોને વિષયો છોડવા ગમતા નથી. શ્રીમદે સમાજની વસ્તુસ્થિતિની જે ટીકા કરી છે તે પોતાના અસ્થિર સ્વભાવનું પરિણામ છે. કારણ એ છે કે તે વસ્તુ પોતાના અને સૌ કોઈના દાખલા ઉપરથી સમજી શકાય તેવી છે. જ્યાંસુધી મનુષ્ય ગરીબ હોય છે ત્યાંસુધી આસ્તિક ને વિનયી હોય છે, પણ જ્યારે ધનાઢ્ય કે સમર્થ થાય છે ત્યારે તે સહજ ઉદ્ધત ને ગર્વિષ્ઠ બને છે; એટલું જ નહિ પણ ઉલટો નાસ્તિક થાય છે.

જૈનદર્શનમાં આજે સારામાં સારા અભ્યાસીઓ છે ને મૂડીદાર વ્યક્તિઓ પણ છે; છતાં થોડો પણ ત્યાગભાવ વર્ત્તનમાં ન મૂકે, તો તે શરમનો વિષય છે કે ગરીબાઈમાંથી દીક્ષિત વર્ગ ઉભો થાય છે તે શરમનો વિષય છે ? ગમે તેમ માનો, પણ મોટી મોટી વાતો જ કરવા કરતાં જેઓ લેશ પણ અમલમાં મૂકે છે તેઓને માટે તે સારૂં છે.

## પ્રતિમા વિષે

હવે શ્રીમદ્ લખે છે કે—

"એ સઘળા મતોમાં કેટલાકને તો સહજ વિવાદ છે. મુખ્ય વિવાદઃ એકનું કહેવું પ્રતિમાની સિદ્ધિ માટે છે; બીજા કેવળ તેને ઉત્થાપે છે. આ મોટા વિવાદ આ કાળમાં ન પડયા હોત તો ધર્મ પામવાનું લોકોને બહુ સુલભ થાત."

"બીજા ભાગમાં પ્રથમ હું પણ ગણાયો હતો. મારી જિજ્ઞાસા વીતરાગ દેવની આજ્ઞાના આરાધક ભણી છે, એમ સત્યતાની ખાતર કહી દઉં દર્શાવું

છું કે પ્રથમ પક્ષ સત્ય છે; એટલે કે જિનપ્રતિમા અને તેનું પૂજન સાસ્ત્રોક્ત, પ્રમાણોક્ત અને અનુભવોક્ત-અનુભવમાં લેવા યોગ્ય-છે. મને તે પદાર્થનો જે રૂપે બોધ થયો, અર્થનો તે સંબંધી મને જે અલ્પ શંકા હતી તે નીકળી ગઈ.”

હવે એટલું કહેવું આ સ્થળે બસે છે કે શ્રીમદ્ પોતે કહે છે કે એક વખત બીજા ભાગમાં-પ્રતિમા નહિ માનનાર પક્ષમાં હતો, પણ હવે નથી. હવે પોતાને પ્રતિમા તરફની જે શંકાઓ હતી તે રહી નથી; ને પ્રતિમા છે તે પક્ષ સાચો છે. આટલેથી શ્રીમદ્ નથી અટકતા; પણ આગળ તેમને વિષે કોઈ પણ શંકા ન લાવે તે માટે ને પોતાના વિષયને પુરવાર કરવા માટે ચાર કલમો તેઓ લખે છે ને વળી અ-આ, એમ છેક અં-અઃ સુધી કલમો ઘડી કહાડે છે. ત્યારપછી તેઓ લખે છેઃ—

“ ટૂંકામાં પાચ પ્રકારના પ્રમાણથી તે વાત હું સિદ્ધ કરું છું. ૧ આગમ પ્રમાણ, ૨ ઇતિહાસ પ્રમાણ. ૩ પરંપરા પ્રમાણ; ૪ અનુભવ પ્રમાણ, ૫ પ્રમાણ પ્રમાણ.

આ પ્રમાણે પાંચ પ્રમાણ લખી, આગમ પ્રમાણની વ્યાખ્યા કરવા જતાં આગમની વ્યાખ્યા તેઓ કરે છે કે—

“ આગમ કોને કહેવાય, એની પ્રથમ વ્યાખ્યા થવાની જરૂર છે...... કેટલાક પ્રમાણો-આગમનાં-સિદ્ધ થવા માટે પરંપરા અનુભવ ઈત્યાદિની આવશ્યકતા છે. કુતર્કથી જો તમે કહેતાં હો તો, આખા જૈન દર્શનનું પણ ખંડન કરી દર્શાવું, પણ તેમાં કલ્યાણ નથી.”

પાંચ પ્રમાણ વિષે તેમણે લખ્યું છે, પણ એક પણ પ્રમાણ તેમણે આપ્યું નથી. શા માટે તેઓએ તે લખવું મૂકી દીધું છે ? હૃદયમાં છૂપો અગ્નિ કે પ્રપંચ હતો, તે પોતે બીજાને ખુલ્લા હૃદયથી બતાવી આપ્યો છે કે જો કુતર્ક કરૂં તો આખા જૈનદર્શનનું ખંડન કરી બતાવું; પણ જૈનદર્શનનું ખંડન તેઓ કરી દેખાડતા નથી, તેમ પ્રતિમાનું મંડન એક પણ પ્રમાણ આપી તેઓ કરી આપતા

નથી. જો એક પણ પ્રમાણ આપવાનું હતું નહિ, તો શા માટે એક ગ્રન્થ લખતા હોય તેમ મોટો ઘટાટોપ કર્યો હશે? પ્રતિમા તરફ રુચિ તેમને થઈ, તો તેમની મરજી; તેમની પાસે જો પ્રમાણ નથી તો પછી પ્રમાણ છે એમ કહેવાથી શું એ વાત સિદ્ધ થઈ જશે? કોઈ પણ વાંચક જ્યારે તેમનાં આપેલાં પ્રમાણોનાં નામ વાંચી, તે પ્રમાણની વ્યાખ્યા નહિ વાંચે, ત્યારે તેમને વિષે કેવો ખ્યાલ બાંધશે? વાચક એટલે સુધી ચાલ્યો જશે કે બીજી બાબતમાં ગમે તે હો, પણ આ બાબતમાં શ્રીમદ્ અવશ્ય ખોટા છે; નહિતો, શા માટે પાંચ પ્રમાણનાં નામ આપી, એક પણ પ્રમાણની વ્યાખ્યા કરીને તેમની સાધ્ય વસ્તુ–પ્રતિમાને સિદ્ધ કરી બતાવતા નથી?

આ સ્થળે એ વિચાર આવે છે કે પાંચ પ્રમાણ તેમણે જે બતાવ્યાં, તે પાંચે પ્રમાણ જૈન સાહિત્યમાં છે કે તે સિવાય અન્ય કોઈ પુસ્તકમાં છે? આપણે જાણીએ છીએ ત્યાંસુધી કહી શકાય છે કે એ પાંચ નામ એકેમાં નથી. જૈનદર્શનમાં ને વ્યાખ્યા પ્રજ્ઞપ્તિમાં પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન ને આગમ એ ચાર પ્રમાણ છે; પણ શ્રીમદે ગણાવ્યાં તેમાંનું એક આગમ સિવાય બીજું કોઈ પ્રમાણ નથી. નૈયાયિકો, વેદાંતના અભ્યાસીઓ, ને બીજા સાહિત્યકારો પણ તે ચાર પ્રમાણને પ્રમાણભૂત ગણે છે. ઇતિહાસ પ્ર૦, પરંપરા પ્ર૦, અનુભવ પ્ર૦ આવાં નામો ગોઠવતાં તેમને મગજમાં શું ખ્યાલ નહિ આવ્યો હશે કે આમ કહેવા જતાં અવશ્ય હું ખોટો ઠરીશ? પણ લાગે છે કે એ રીતે લોકોને સમજાવી લઈ શકાશે એમ સમજી તેમણે ચલાવી લીધું હોવું જોઇએ; અથવાતો બુદ્ધિના ઝપાટામાં બીજાં ચાર પ્રમાણો ગોઠવી દીધાં હશે. ગમે તે હો, પણ એક આગમ પ્રમાણ આપી સાધ્ય વસ્તુને સિદ્ધ કરી હોત તોપણ ઇષ્ટ હતું.

## કલમ સંબંધી વ્યાખ્યા.

પાંચ પ્રમાણો બતાવ્યાં તે પહેલાં તેમણે કેટલીક કલમો બતાવી છે. તેમાં તેઓ લખે છે કે—

"(૧) કોઈ પણ વીતરાગની આજ્ઞાનું પાલન થાય તેમ પ્રવર્તવું, એ મુખ્ય માન્યતા છે."

"(૨) પ્રથમ પ્રતિમા નહિ માનતો, અને હવે માનુ છું, તેમાં પક્ષપાતી કારણ નથી, પણ મને તેની સિદ્ધિ જણાઈ તેથી માન્ય રાખું છું."

આ પ્રમાણે પોતાની વસ્તુ સત્ય છે તે જણાવવા એક પછી એક કલમો યુક્તિપુરઃસર તેમણે લખી છે. શ્રીમદ્દમાં અધિકતા એ હતી કે એટલી છોટી ઉમરમાં યુક્તિયુક્તતા સાથે બુદ્ધિવૈભવ જણાતો હતો; ને આ કલમોમાં તેમણે પોતાની બુદ્ધિમત્તાનું દર્શન કરાવ્યું છે. મનુષ્યને જ્યારે બુદ્ધિવૈભવ હોય છે, ત્યારે તેને જે બાજુમાં જવુ હોય તે બાજુને સવળી તે બતાવી શકે છે; ને ઈતર મનુષ્યોને મનાવવા તે વખતે તે પોતાનું બુદ્ધિબળ તૈયાર કરે છે. શ્રીમદ્ માટે પણ તેમજ થયું છે. આટલાં વર્ષ સુધી તેઓ શાને પ્રતિમાની તરફેણમા રહ્યા હશે, એમ શું પ્રશ્ન નથી થતો ? હવે શાને પ્રતિમાની તરફદારી સિદ્ધ કરવા પ્રયત્ન કરતા હશે ? શું અત્યાર સુધી તેઓ સમજી શક્યા નહિ હોય ? આવા બુદ્ધિમાનના મગજમાં કઈ ચીજે પડદો રાખ્યો કે જેથી તે સમજી ન શક્યા ? શું અત્યાર સુધી તેમણે જિનાગમો નહિ વાંચ્યાં હોય ? એવો કયો પ્રસગ આવી પડ્યો કે જેથી તેમને પ્રતિમાની તરફેણમાં જવું પડ્યું ? આવી અનેક કલ્પનાઓ આખું પુસ્તક વાંચતાં વાંચનારને આવ્યા સિવાય રહી શકતી નથી. ગમે તેમ હો, પણ આ લેખ વાંચતાં આપણને લાગી આવે છે કે તેમના હૃદયમાં ત્યારે મહાન્ પરિવર્તન થયું હતું. હવે તે પરિવર્તન ન્યાયશીલ છે કે નહિ તે તો કોઈ તટસ્થ વિચારક સમજી શકે. પણ તેમણે પ્રથમ કહ્યું છે કે જો તમે કહેતા હો તો કુતર્કથી આખા જૈન દર્શનનું ખંડન કરી બતાવું, તો પછી આમાં શ્રીમદે કુતર્કની ઘટના નહિ કરી હોય તેની શી ખાતરી ? ખંડન કરવાની શક્તિ જો તેઓમાં છે, તો પ્રતિમાનું મંડન કરવામાં એ શક્તિ કેમ ન વાપરી હોય ? મનુષ્ય પોતે જ્યારે ઋજુભાવથી પ્રવૃત્તિ

કરે છે, ત્યારે સહજ તેના કાર્યમાં ઋજુતા–સરલતા દેખાય છે; પણ જ્યારે વક્રભાવથી પ્રવૃત્તિ કરે છે, ત્યારે તેના કાર્યમાં–આદર્શમાં અઋજુતા–વક્રતાનાં પ્રતિબિમ્બો દેખાય છે. મનુષ્ય પોતે જ પોતાની કરેલી યુક્તિ બતાવી આપે છે. શ્રીમદે આમાં યુક્તિ રચી છે, તે તેમના લેખમાં સ્પષ્ટ દેખાઈ આવે છે.

* * * * *

**" છેવટની ભલામણ. "**

**" હવે એ વિષયને સંક્ષેપમાં પૂર્ણ કર્યો. પ્રતિમાથી એકાન્ત ધર્મ છે એમ કહેવા માટે અથવા પ્રતિમાપૂજનનો ભાગ સિદ્ધ કરવા માટે, મેં આ લઘુ ગ્રન્થમાં કલમ ચલાવી નથી. પ્રતિમા માટે મને જે જે પ્રમાણો જણાયાં હતાં તે ટૂંકામાં જણાવી દીધા. "**

શ્રીમદ્ ઉપરનાં વાક્યોમાં લખે છે કે એ વિષયને સંક્ષેપમાં પૂર્ણ કર્યો. પ્રતિમા માટે જે જે પ્રમાણો જણાયાં તે જણાવી દીધાં. આમાં ક્યાં એકકે પ્રમાણ જણાવ્યુ છે? છતાં તેઓ કહે છે કે પ્રમાણો હતાં તે બધાં જણાવી દીધાં, એમાં કેટલું સત્ય છે? પુસ્તકમાં ઉપરનાં વાક્યોની ઉપર પાંચ કુદડીઓ છાપી છે તો શું તે પાચ પ્રમાણની મૂકી હશે? એ જગ્યાએ પાંચ પ્રમાણો મૂકવાં જોઇએ પણ એકકે પ્રમાણ બતાવી નહિ શકવાથી તે જગ્યાએ નિશાની મૂકી એ વિષયને પૂર્ણ કર્યો હશે એમ સમજવું પડે છે. આને બુદ્ધિ સમજવી કે તર્ક કરવાની પદ્ધતિ સમજવી? લોકો ગાય છે કે " એક મણમાં છે ચાર તોલાની ભૂલ જો; " એક મણમાં ચાર તોલાની ભૂલ છે તોપછી પાછળ રહ્યું શું? આટલા લઘુ ગ્રન્થમાં પાંચ પ્રમાણો કહી એક પણ પ્રમાણ બતાવાય નહિ તો તેમાં કેટલી ભૂલ સમજવી? કદાચ આટલું લખતાં લખતાં કોઈ બીજો મોટો ફેરફાર થયો હોત ને લેખ અપૂર્ણ રહ્યો હોત તો માની શકાત કે અપૂર્ણ રહેવાથી પ્રમાણો આપવાં રહી ગયાં છે; પણ તેમ થયું નથી. છતાં બીજા

"(૧) કોઈ પણ વીતરાગની આજ્ઞાનું પાલન થાય તેમ પ્રવર્ત્તવું, એ મુખ્ય માન્યતા છે."

"(૨) પ્રથમ પ્રતિમા નહિ માનતો, અને હવે માનુ છું, તેમાં પક્ષપાતી કારણ નથી, પણ મને તેની સિદ્ધિ જણાઈ તેથી માન્ય રાખું છું."

આ પ્રમાણે પોતાની વસ્તુ સત્ય છે તે જણાવવા એક પછી એક કલમો યુક્તિપુરઃસર તેમણે લખી છે. શ્રીમદ્‌માં અધિકતા એ હતી કે એટલી છોટી ઉમરમાં યુક્તિયુક્તતા સાથે બુદ્ધિવૈભવ જણાતો હતો; ને આ કલમોમાં તેમણે પોતાની બુદ્ધિમત્તાનું દર્શન કરાવ્યું છે. મનુષ્યને જ્યારે બુદ્ધિવૈભવ હોય છે, ત્યારે તેને જે બાજુમાં જવું હોય તે બાજુને સવળી તે બતાવી શકે છે; ને ઇતર મનુષ્યોને મનાવવા તે વખતે તે પોતાનું બુદ્ધિબળ તૈયાર કરે છે. શ્રીમદ્ માટે પણ તેમજ થયું છે. આટલા વર્ષ સુધી તેઓ શાને પ્રતિમાની તરફેણમા રહ્યા હશે, એમ શું પ્રશ્ન નથી થતો? હવે શાને પ્રતિમાની તરફદારી સિદ્ધ કરવા પ્રયત્ન કરતા હશે? શું અત્યાર સુધી તેઓ સમજી શકયા નહિ હોય? આવા બુદ્ધિમાનના મગજમાં કઈ ચીજે પડદો રાખ્યો કે જેથી તે સમજી ન શકયા? શું અત્યાર સુધી તેમણે જિનાગમો નહિ વાંચ્યા હોય? એવો કયો પ્રસંગ આવી પડયો કે જેથી તેમને પ્રતિમાની તરફેણમાં જવું પડયું? આવી અનેક કલ્પનાઓ આખું પુસ્તક વાચતાં વાંચનારને આવ્યા સિવાય રહી શકતી નથી. ગમે તેમ હો, પણ આ લેખ વાંચતાં આપણને લાગી આવે છે કે તેમના હૃદયમાં ત્યારે મહાન્ પરિવર્તન થયું હતું. હવે તે પરિવર્તન ન્યાયશીલ છે કે નહિ તે તો કોઈ તટસ્થ વિચારક સમજી શકે. પણ તેમણે પ્રથમ કહ્યું છે કે જો તમે કહેતા હો તો કુતર્કથી આખા જૈન દર્શનનું ખંડન કરી બતાવું, તો પછી આમાં શ્રીમદે કુતર્કની ઘટના નહિ કરી હોય તેની શી ખાતરી? ખંડન કરવાની શક્તિ જો તેઓમાં છે, તો પ્રતિમાનું મંડન કરવામાં એ શક્તિ કેમ ન વાપરી હોય? મનુષ્ય પોતે જ્યારે ઋજુભાવથી પ્રવૃત્તિ

રે છે, ત્યારે સહજ તેના કાર્યમાં ઋજુતા-સરલતા દેખાય છે; પણ જ્યારે વક્રભાવથી પ્રવૃત્તિ કરે છે, ત્યારે તેના કાર્યમાં-આદર્શમાં અઋજુતા-વક્રતાનાં પ્રતિબિમ્બો દેખાય છે. મનુષ્ય પોતે જ પોતાની કરેલી યુક્તિ બતાવી આપે છે. શ્રીમદે આમાં યુક્તિ રચી છે, તે તેમના લેખમાં સ્પષ્ટ દેખાઈ આવે છે.

* * * *

"છેવટની ભલામણ."

"હવે એ વિષયને સંક્ષેપમાં પૂર્ણ કર્યો. પ્રતિમાથી એકાન્ત ધર્મ છે એમ કહેવા માટે અથવા પ્રતિમાપૂજનનો ભાગ સિદ્ધ કરવા માટે, મેં આ લઘુ ગ્રન્થમાં કલમ ચલાવી નથી. પ્રતિમા માટે મને જે જે પ્રમાણો જણાયાં હતાં તે ટૂંકામાં જણાવી દીધા."

શ્રીમદ્ ઉપરનાં વાક્યોમાં લખે છે કે એ વિષયને સંક્ષેપમાં પૂર્ણ કર્યો. પ્રતિમા માટે જે જે પ્રમાણો જણાયાં તે જણાવી દીધાં. આમાં ક્યાં એકકે પ્રમાણ જણાવ્યું છે? છતા તેઓ કહે છે કે પ્રમાણો હતાં તે બધાં જણાવી દીધાં, એમાં કેટલું સત્ય છે? પુસ્તકમાં ઉપરના વાક્યોની ઉપર પાંચ કુદડીઓ છાપી છે તો શું તે પાંચ પ્રમાણની મૂકી હશે? એ જગ્યાએ પાંચ પ્રમાણો મૂકવાં જોઇએ પણ એકકે પ્રમાણ બતાવી નહિ શકવાથી તે જગ્યાએ નિશાની મૂકી એ વિષયને પૂર્ણ કર્યો હશે એમ સમજવું પડે છે. આને બુદ્ધિ સમજવી કે તર્ક કરવાની પદ્ધતિ સમજવી? લોકો ગાય છે કે "એક મણમાં છે ચાર તોલાની ભૂલ જો;" એક મણમાં ચાર તોલાની ભૂલ છે તોપછી પાછળ રહ્યું શું? આટલા લઘુ ગ્રન્થમાં પાંચ પ્રમાણો કહી એક પણ પ્રમાણ બતાવાય નહિ તો તેમાં કેટલી ભૂલ સમજવી? કદાચ આટલું લખતાં લખતાં કોઈ બીજો મોટો ફેરફાર થયો હોત ને લેખ અપૂર્ણ રહ્યો હોત તો માની શકાત કે અપૂર્ણ રહેવાથી પ્રમાણો આપવાં રહી ગયાં છે; પણ તેમ થયું નથી. છતાં બીજા

પાસે મનાવવા તેઓ પ્રયત્ન કરે છે કે " વિષય પૂર્ણ થયો તે પ્રમાણો જણાવી દીધાં." અત્ર દુઃખ તો એ થાય છે કે પ્રમાણની વાર્તા કહી તે પ્રમાણ ગળી ગયા છે. જો પ્રમાણની વાર્તા કર્યા સિવાય તે પ્રમાણ મૂક્યા સિવાય પ્રતિમા સંબંધી લેખ લખ્યો હોત તો કંઈ અડચણ હતી નહિ.

## આગમ પ્રમાણ છે કે નહિ ?

જિનપ્રતિમા અને તેનું પૂજન શાસ્ત્રોક્ત, પ્રમાણોક્ત ને અનુભવોક્ત છેઃ આ પ્રમાણે *૧૧૭મા પૃષ્ઠ પર જણાવે છે, તો હવે આપણે જોઈએ કે આગમોમાં તે વિષે કેવું કથન છે ? જિનપ્રતિમાઓને રહેવા માટે સિદ્ધાયતનો, જંબૂદ્વીપ, નંદીશ્વર દ્વીપ વગેરે અનેક દ્વીપોમાં, વર્ષધર પર્વતોમાં, તિર્યક્લોકમાં છે; ને દેવલોકમાં પણ પ્રતિમાઓ છે; આ સર્વ પ્રતિમાઓ દેવલોકની જેમ શાશ્વત કે સ્થાયી છે. મનુષ્યલોકના ગૃહોની જેમ તે અશાશ્વત છે એમ નથી. દેવોના રીતિરિવાજમાં, તેઓનાં વર્ણનમાં અનેક સ્થળે પ્રતિમા સંબંધી વાર્તા આવે છે. દેવોનો જન્મ થતાં (ઉત્પન્ન થવા) સાથે પ્રતિમા તરફ કેવા માનથી, સભ્યતાથી ને વિવેકથી તેઓ વર્તે છે, તે વિષે જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ (ભગવતી), જીવાભિગમ ને રાજપ્રશ્નીય સૂત્રોમાં છે; પણ સાફ સાફ વાર્તા એ કરવી ઈષ્ટ છે કે, આથી કોઈ જગ્યાએ એ વાર્તા ઉપસ્થિત નથી થતી કે સમ્યક્ત્વધારી, દેશવ્રતધારી કે સર્વવિરતિધારીએ જિનપ્રતિમાનું પૂજન કરવું અગત્યનું છે, ને તેમ કરવું એ મોક્ષપ્રાપ્તિનું એક અંગ છે. તીર્થંકરોએ નિર્વાણ જવામાં જ્ઞાનાદિ રત્નત્રય રૂપ જે અંગો કે સાધનો

* આ પુસ્તકમાં જ્યાં જ્યાં પૃષ્ઠના આંક આવે ત્યાં ત્યાં "શ્રીમદ્ રાજચંદ્ર"ની ૧૯૭૦ની સાલમાં છપાયેલી બીજી આવૃત્તિના પુસ્તકનું પૃષ્ઠ સમજવું.

બતાવ્યાં, તેમાં જિનપ્રતિમાનું દર્શન પૂજન આવશ્યક છે એમ કોઈ જગ્યાએ આગમોમાં જણાતું નથી. લોકોના દિલમાં એ શંકા રહેતી હશે કે જો પ્રતિમા નથી, તો પછી દેવલોકમાં ને પર્વતો ઉપર પ્રતિમા સંબંધી વાર્તા આગમોમાં શા માટે કહી હશે ? આ શંકા ઠીક છે. ઉત્તર એ છે કે તિર્યક્લોક ને ઉર્ધ્વ (દેવ) લોક શાશ્વત છે અને તેનું વર્ણન ને તેમાં રહેલી અનેક વસ્તુઓનું વર્ણન જે વખતે શાસ્ત્રકારો કરે છે, ત્યારે અંદર જિનપ્રતિમા, નાગપ્રતિમા, ને અનેક દેવની પ્રતિમાઓ છે, તેનું વર્ણન શાસ્ત્રકારો પણ સાથે સાથે આપે છે. જિનપ્રતિમા, જિનદાઢા વિગેરે પ્રત્યે દેવો બહુ માનથી વર્તે છે; પણ આથી એમ સમજવાનું નથી કે મિથ્યાત્વી દેવો જિનપ્રતિમા પ્રત્યે માનથી-પ્રેમથી નથી વર્તતા ને એક માત્ર સમ્યક્ત્વી દેવોજ વર્તે છે. વળી એમ પણ સમજવાનું નથી કે મનુષ્ય લોકમાં કલ્યાણાભિલાષી મનુષ્યો જેમ જિનગૃહમાં જાય છે, તેમ દેવો કલ્યાણાર્થી થઈ હમેશાં એ સિદ્ધાયતનો-જિનગૃહોમાં જાય છે. વસ્તુ એ છે કે જેમ મનુષ્યલોકમા દીપોત્સવી જેવા શુભ પ્રસંગે મનુષ્યો અનેક સ્થળે જુદાં જુદાં સ્થાનકે રૂઢિવશ થઇને કે પરંપરાને અધીન થઇને જાય છે, તેમ દેવો પણ રૂઢ વ્યવહારને વશ થઈ ઉત્પન્ન થવાના પ્રસંગે કે પછી જ્યારે આવશ્યકતા પડતી હોય ત્યારે પોતાને આવશ્યક છે કે હિત રૂપ છે એમ સમજી દરેક પ્રવૃત્તિ કરે છે. પણ ધર્મનિમિત્તે દેવો તેમ કરે છે, તેવું શાસ્ત્રકાર કહેતા નથી. મનુષ્યલોકમાં અશાશ્વત પ્રતિમા સંબધી શાસ્ત્રકારે કાંઈ વાર્તા કરી નથી. મનુષ્ય લોકમાં પ્રતિમા સંબધી સિદ્ધાયતનોની વાર્તા કરી તે પણ શાશ્વત પ્રતિમા વિષે છે, નહિ કે અશાશ્વતી પ્રતિમા વિષે. દ્રૌપદી સ્વયંવરમંડપમાં જતાં પહેલાં જિનપ્રતિમાનું પૂજન કરે છે એ વાર્તા છે, પણ તે વખતે શંકા એ ઉપસ્થિત થાય છે કે તેને ધર્મરૂચિ હતી કે પરણવાની લગની હતી ? તેણીએ પાંચ પતિને વરમાળા આરોપી એ શું સમ્યક્ત્વી હોવાનો દાખલો છે ? કે તે નિદાન-

વશવર્ત્તી મિથ્યાત્વી હોવાનું પૂરવાર કરે છે? જો કે તે જગ્યાએ જિનપ્રતિમાની વાર્તા છે, ને અર્હન્તો ને ભગવંતોને નમસ્કાર હો, તેમ પણ છે; પણ તેથી દ્રૌપદી સમ્યક્‌ત્વી છે તેમ સિદ્ધ થતું નથી. હકીકત એ છે કે આજે સમાજમાં ઘણી જગ્યાએ મનુષ્યો લગ્નાદિ જેવા શુભ પ્રસંગમાં પોતાની કુલપરંપરાને વશ થઈ દેવ દેવીઓનાં મંદિરોમાં જાય છે, ને ત્યાં કેટલોક ખર્ચ કરે છે; તો તે વખતે જનારનો આશય શું કોઈ પણ ધર્મમાં ધર્મ-નષ્ઠ હોવાનો પ્રસંગ બતાવવાનો છે કે તેનો આશય પોતાનું કાર્ય સુખ રૂપ હોય ને વિઘ્ન ન આવે તે સંબંધી છે તે સમજવું જોઇએ. ગમે તે હો, પણ એ જગ્યાએ જ્ઞાતાસૂત્રમાં દ્રૌપદીના અધિકારે હાલની કેટલીક પ્રતિઓમાં થોડો પાઠપ્રક્ષેપ થયો હોય એમ કેટલીક જુની પ્રતિઓમાં જોતાં માલૂમ પડે છે. ઉપાસક દશાંગ ને ઔપપાતિક સૂત્રમાં પણ આનંદ શ્રાવક ને અમડના અધિકારે થોડો ફેરફાર હોય એમ બહાર આવેલાં કેટલાંક પુસ્તક ઉપરથી સમજાય છે. એટલે તે સૂત્રમાં સંસ્કૃત ઉપરથી યત્ કિંચિત્ ફેરફાર તેના મૂલમાં થયો છે. ( જુઓ એશિયાટીક સોસાઈટી તરફથી બહાર પડેલું ઉપાસક દશાંગ સૂત્ર ) ઉપાસક દશાંગમાં કે ઔપપાતિક સૂત્રમાં એવી સંદિગ્ધ હકીકત છે કે “ અન્યતીર્થિકનાં ગ્રહણ કરેલાં અર્હન્ત ચૈત્યોને વાંદવાં પૂજવાં નહિ ” એમ સમ્યક્‌ત્વ અંગીકાર કરતાં આનંદ શ્રાવક કહે છે, એ ઉપરથી પ્રતિમાની તરફદાર વ્યક્તિ એમ સિદ્ધ કરે છે કે સ્વતીર્થિકનાં ગ્રહણ કરેલાં ચૈત્યો વાંદવા પૂજવાં.

## પ્રતિમા સંબંધી વિવેચન.

વસ્તુ એ છે કે અશાશ્વત પ્રતિમાના સંબંધમાં દ્રૌપદી, આનંદ શ્રાવક ને અમડ વિષે યત્ કિંચિત્ સંશયાત્મક હકીકત છે, એ ઉપરથી પ્રતિમાપૂજન સિદ્ધ થતું હોય તો ભલે; પણ એમાં એકકે વાર્તા સ્પષ્ટ નથી કે દ્રૌપદી જૈન હતી, તથા આનંદ શ્રાવક પૂજન

કરવા હમેશાં ચૈત્યગૃહમાં જતો હતો કે એક પણ વખત ગયો હતો, તેમ તેણે ચૈત્યગૃહ કરાવ્યું હતું. પણ એ વાર્તા તેમના ધર્મને અંગે સ્પષ્ટ નિકળે છે કે તેઓ પૌષધશાળામાં ધર્મધ્યાનાદિને માટે ઘણો વખત રહેતા હતા.

મનુષ્ય હમેશાં પોતે જે બાજુમાં હોય તે તરફ પોતાનું વલણ ન્યાયની કે અન્યાયની રીતે કરતો હોય છે. સાક્ષાત્ તીર્થંકર જ્યારે પ્રત્યક્ષ હતા ત્યારે તેમની પ્રતિમા કે તેમનાં પગલાંને પૂજવાની મનુષ્યોને–શ્રાવકોને શી આવશ્યક્તા હતી? જો અમૃતપાન પ્રાપ્ત થયું તો પછી અન્ય પાનની શું જરૂર હોય છે કે? જ્યારે આજે તીર્થંકર ભગવાન નથી, તો પછી સંયોગવશાત્ મનુષ્ય–આચાર્યો એવી કલ્પના કરે કિંવા એવી યોજના ઘડી કહાડે તેમાં શું આશ્ચર્ય? મનુષ્યના મગજમાં એવા વિચારો ન આવે તો પછી તેઓ વસ્તુનો સ્વીકાર કેમ કરે? પ્રભુની પ્રત્યક્ષ હયાતી છતાં તેમની પ્રતિમાની એટલી બધી અધિક્તા વધારી દીધી કે અંધ શ્રદ્ધા અગ્રણીય થઇ પડી, ને સમાજ તેમાં તણાવા લાગ્યો. જે ધર્મ અહિંસાને આટલું બધું માન આપી રહ્યો છે, ને માત્ર અહિંસાના પાયા ઉપર અવલંબી રહ્યો છે, તેજ ધર્મના મૂળમાં હિંસાના તત્ત્વો રેડાય તો તે ધર્મ શી રીતે ટકવાનો હતો? મહાવીર પછી થોડા સૈકા બાદ ધર્મના મૂળમાં હિંસાનાં તત્ત્વો રેડાવા લાગ્યાં છે, ને આજે સમાજભરને મહાવીરની ખાતર હિંસા તે હિંસા લાગતી નથી! મહાવીરનું દર્શન કેવળ નિરૂપાધિ ને અહિં-સાના પાયા ઉપર રહેલું છે; તેજ દર્શન આજે ઉપાધિના ઢગમાં દટાતું જાય છે. મહાવીરને ઓળખવા માટે કે મહાવીરને વળગી રહેવા માટે મહાવીર પ્રભુની પ્રતિમા જૈનદર્શનના અનુયાયીઓને અગત્યની લાગી; પરિણામ આજે શું આવ્યું? નાના મોટા દરેક ગ્રામ કે શહેરમાં મહાવીર ને સર્વ તીર્થંકરોનાં અનેક મંદિરો, દેવગૃહો થયાં છે ને થઈ રહ્યાં છે. પ્રભુને એ ગૃહો જોઇતાં હતાં કે આપણને એ

આરામગૃહો-સુગંધી ગૃહો જોઈતાં હતાં? પ્રભુને ત્યાં આવવું હતું કે આપણે પ્રભુને ત્યાં લાવવા હતા? વસ્તુ એ છે કે પ્રભુએ "મા હણો," "મા હણો" ઉપદેશ્યું, એનું ફળ સમાજે કેટલુ હિંસામાં લાવી મૂક્યું છે! એટલુજ નથી, પણ એને અંગે અનેક બીજી પ્રવૃત્તિ પણ ઉભી થઈ છે. મૂલ આશય દયાનો હતો તે આજે સમાજ ભૂલતો જાય છે. સમાજ આજે જ આ ભૂલ કરે છે, એમ નથી; શ્રી મહાવીર ગયા પછી બૌદ્ધોની ઘણી ચડતી જોઈને જૈન સાધુઓ પોતાની હયાતી રાખવા માટે ને લોકોને જૈન રાખવા માટે આ પ્રવૃત્તિ શરૂ કરવા લાગ્યા હતા. તેઓએ માન્યું હતું કે હિંસા-ધર્મ વધી જશે, પણ તેમને ખુશીથી કે નાખુશીથી આ રસ્તો સ્વીકારવો પડયો હતો. સમાજ હંમેશા જડનો પૂજક છે, ચેતનની પૂજા તેને પસંદ નથી. ધારો કે આજ પ્રત્યક્ષ મહાવીર હાજર થાય તોપણ મનુષ્યવર્ગ તેના કરતાં તેની મૂર્તિની વધારે પસંદગી કરશે! સમાજ સિદ્ધાન્તમાં કોઈ બુદ્ધિથી પાર સત્યને જીવન માને છે, તોપણ મૂર્તિને આગળ નહિ કરવામાં આવે તો મનુષ્ય વર્ગ જૈન દર્શનથી ખસી જશે એ વાર્તા જ્યારે તે વખતે જૈન સાધુઓને સચોટ લાગી, ત્યારે તેઓએ બૌદ્ધની નકલ કરી; ને જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ હિંસામાર્ગની પ્રવૃત્તિ વધવા લાગી. તેને માટે અનેક નાના મોટા ગ્રંથો ઉપસ્થિત થવા લાગ્યા. મૂલ આગમો આ વસ્તુથી બચી ગયાં છે, પરન્તુ તેની ઉપર અનેક નાની મોટી ટીકાઓ થઈ છે, એ ટીકાઓમાં કોઈ કોઈ જગ્યાએ યત્ કિંચિત્ નિમિત્ત મળતાં તેઓએ ગરબડ કરી છે. સ્થાનાંગ સૂત્રથી શરૂ કરી વિપાકસૂત્ર સુધી નવાંગની ટીકા અભયદેવસૂરિએ લખી છે. એજ અભયદેવસૂરિએ 'સંમતિ તર્ક' પર વિવેચન કરતાં તીર્થંકરની પ્રતિમાને વસ્ત્રથી ને અલંકારથી અલંકૃત કરવામાં મહાન્ પુણ્યની વાર્તા દર્શાવી છે. આજે વિચારક ને સુધારક સમાજને આવી બાબત પર સહજ સ્મિત આવે છે કે શું આ જૈન દર્શન કે જે સૌ કરતાં

આગલ કુચ કરે છે છતાં આવી બાબતમાં ગુંથણાં ગુંથવા વિચાર પણ નથી કરતું? કોઈ પણ દર્શનની વાર્તા કરવા જતાં પોતાના માનીતા દર્શનની વધુ પડતી વફાઈ કરવામાં જૈનોએ ઘેલછા કરી છે તેમાં તો કાંઈ શક નથી.

## સમાજની ઇચ્છા પ્રમાણે પ્રભુનો ઘાટ.

સુવર્ણ, ચાંદી કે કોઈ પણ જવાહીરથી પ્રભુને શૃંગારવા ને સુશોભિત કરવા, ને જોતાં આનંદ થાય એ શુ કલ્યાણનો વિષય છે? પ્રભુને કોઈ પણ ધાતુના બનાવી લેવા, અથવા પાસે રાખવા, તેમ ન હોય તો દરરોજ દર્શન કોનાં કરવાં, આ હકીકત શું જૈન જ્ઞાનનું દર્શન કરાવે છે? તેમ કરવામાં કોઈ આડી રીતે પ્રભુનો તેમાં ઈશારો છે? આજે સમાજ પ્રભુનો ઘાટ પોતાની ઇચ્છા પ્રમાણે કરે છે, ને પોતાને ગમે તેવા અલંકારોથી પોતાના શરીરને શોભાવે તેમ પ્રભુને શોભાવે છે. વિચાર એ આવે છે કે આ ઉપાધિ કરવી તેમાં જ્ઞાન દર્શન છે શું? કે આ ઉપાધિથી બચવું તેમા જ્ઞાન છે? મનુષ્યને જ્યાં-સુધી અજ્ઞાન છે, ત્યાસુધી તે આવી અનેક ગુંચવણવાળી પ્રવૃત્તિ કરે છે, પણ સારી સમજણ પ્રાપ્ત થયા પછી મનુષ્ય સહજ આ પ્રવૃત્તિથી છૂટી જાય છે. વીતરાગ દેવ જે તીર્થંકરો છે તેની સાથે પ્રેમ કરી જડમાં રાત્રીદિવસ આનંદ માનવો તે શું ભૂલ નથી? એ જડ શું આપણા પ્રેમને જાણે છે, કે તે વીતરાગ આપણા પ્રેમને જાણે છે? જો જડ આપણા પ્રેમની કિંમત જાણતા હોય તો તેમ હોવુ ઈષ્ટ છે; પણ તેમ નથી. સાચા પ્રેમનું પાત્ર એ ચેતન વીતરાગ દેવ છે કે જેને ક્ષણે ક્ષણે હૃદયમાં હૃદયના સાક્ષીદાર તરીકે સંભારવા જોઇએ ને ગમે ત્યાં જવાય તોપણ હૃદયમાં નિરૂપાધિકપણે રાખવા જોઇએ. આનાં પ્રમાણો માટે આપણે શાસ્ત્રો જોઇએ ને આપણું હૃદય જોઈએ. ભગવતીસૂત્રમાં સ્કંધક શ્રી મહાવીર પાસે સંલ્લેખનાની રજા માંગી પર્વત ઉપર સંલ્લેખના કરે

છે, ત્યારે પર્વતના એક શિલાપટ પર બેસી સ્કંધક એમ બોલે છે કે "હે ભગવન્! હે મહાવીર! હું અહીં છું, ભવાન્ (આપ) ત્યાં છો; હું આપને વંદન કરૂં છું; આપ ત્યાં રહ્યા જુઓ છો. આપની પાસે મેં પાંચ મહાવ્રતો અંગીકાર કર્યા હતાં, અત્યારે ફરીથી તે મહાવ્રતોને આપની સમક્ષમાં આપના જ્ઞાનની હાજરીમાં તપાસી જાઉં છું." આમ સ્કંધકે પોતાના હૃદયની સાક્ષીએ પ્રભુના જ્ઞાનની હાજરીમાં પ્રાર્થનાપૂર્વક ચારિત્રની આલોચના-આરાધના કરી લીધી. એજ પ્રમાણે જ્ઞાતાસૂત્રમાં મેઘકુમાર અણગારે પ્રાર્થના સાથે પંચ મહાવ્રતની આલોચના કરી છે. એમ દરેક સ્થળે સંલ્લેખનના ચેતન દેવ વીતરાગ તીર્થંકરને મુનિઓ સ્મરણમાં લાવ્યા છે; પણ કૃત્રિમ સાથે આલાપ સંલાપ કોઇએ કર્યો જણાતો નથી. વસ્તુ એ છે કે એ જડથી વા કૃત્રિમ પ્રભુથી આત્માને આનંદ મળતો નથી. માયાવી જળથી તૃષા છીપતી નથી. હૃદયને પૂછો કે પ્રેમ જોઈએ છે કે મહેનત? મહેનત જોઇતી હોય તો જેમ ઇચ્છા આવે તેમ કરો, પણ પ્રેમ જોઇતો હોય તો ચેતનનો પ્રેમ માંગો; ચેતન સામું જોશે, તે ખુશી થશે, ને તેનાથી આનંદ મળશે.

## પ્રભુ માટે હિંસા કરવી ઇષ્ટ નથી.

અન્ય દર્શનીઓને જ્યારે પોતાના દેવ ગુરૂઓનુ સ્વાગત કરવામાં હિંસા કરતા જોઇએ છીએ, ત્યારે હિંસાનું અધિક સ્વરૂપ જોઇ આપણે શરમાઇએ છીએ; તેમજ અહિંસાવાદી જૈનો જો પોતાના માનીતા દેવગુરૂની પાછળ તેવી હિંસા કરતા હોય તો પછી એ હિંસા તે હિંસા નથી શું? *શાસ્ત્રોમાં કહેલી હિંસા તે પણ ધર્મનુ કારણ નથી. આમ ખુદ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય લખે છે. તથાપિ પ્રતિમાને ઓઠે જૈનો જ્યારે એ હિંસા નથી એમ કહે છે, ત્યારે તેઓમાં જૈનત્વ છે એમ શું કોઇ પણ કબુલ કરશે ખરા કે?

* न धर्महेतुर्विहितापि हिंसा ॥ સ્યાદ્વાદ મંજરી.

## પ્રતિમાની હયાતી તે વખતે હતી શું ?

શ્રીમદે પ્રતિમાની બાજુમાં જવા આગળ પ્રમાણેનો ઉલ્લેખ જ્યારે બતાવ્યો, ત્યારે આપણને આટલી વાર્તા કરવી પડી. સાર એ છે કે કોઈ જગ્યાએ પ્રભુએ આજ્ઞા આપી હોય, વા ઉપદેશ જણાવ્યો હોય તેમ લેશ પણ નિકળતું નથી. દ્રૌપદીની વાર્તા જણાવવામાં આવે છે. તેમાં પણ એટલી સ્પષ્ટતા નથી કે દ્રૌપદી વ્રતધારી શ્રાવિકા છે. વળી એમ પણ જણાવ્યું નથી કે તે સમ્યક્ત્વ દર્શની શ્રાવિકા છે. આનંદ માટે અને અમડ માટે કંઇ જુદી રીતે સશયાત્મક પાઠો છે, પણ જેવી જોઇએ તેવી સાફ સાફ વાતો નથી, કારણ કે તે વખતે પ્રતિમાઓ કે જિનબિંબો હતા કે કેમ, અથવા શ્રાવકો કરાવતા હતા કે કેમ તે વાર્તા કંઇ નિકળતી નથી. જ્યાં જ્યાં મહાવીર વિચર્યા હતા, ત્યા ત્યાં અનેક સ્થળે ગુણશીલ ચૈત્ય, પૂર્ણભદ્ર ચૈત્ય વિગેરે વ્યંતર આયતનો–ગૃહો હતાં તેમ જણાવ્યું છે, પણ જિનચૈત્ય કોઈ સ્થળે દર્શાવ્યાં નથી. શ્રાવક લોકો ધર્મ પામ્યા પછી પોતાની પૌષધશાળામાં ધર્મ કરવાની પ્રવૃત્તિ કરતા હતા, ત્યાં પણ ચૈત્ય વિષે, બિંબ વિષે કાંઈ વાર્તા નથી.

## ઐતિહાસિક પ્રમાણ શું કહે છે ?

ત્યારે હવે આપણે ઈતિહાસ પ્રમાણ વિષે વિચારીએ કે ઈતિહાસ તે વિષે શું કહે છે ? શ્રીમાન્ મહાવીરના વખત સુધીનો ઈતિહાસ આગમ સિવાય બીજો કોઈ આપણી પાસે નથી; અને આગમની વાર્તા આપણે અહીં સુધી કરી. મહાવીરના ગયા પછીનો આજસુધીનો ઇતિહાસ કાંઈ કાંઈ જુદા જુદા સ્થળે બહાર આવ્યો છે, તેમાં કેટલાક ઇતિહાસ જૈન પરંપરામાં, અનેક પુસ્તકોમાં પ્રશસ્તિ રૂપે છે, ને કેટલાંક ઐતિહાસિક પુસ્તકો પણ છે. જૈનેતર લોકોથી પણ શોધ આજસુધી ચાલુ છે. અનેક સ્થળથી જુદી

જુદી ભાંગી તૂટી પ્રમાણદર્શિકાઓ મળે છે. પોતપોતાને અનુકૂલ આવે તેમ તેને પ્રમાણભૂત કોઈ કોઈ માને છે; પણ ઘણા સ્થળથી પ્રમાણભૂત નોંધ મળે તેજ ખરેખર વિશ્વસનીય લેખાય. આજે જૈન શ્વેતાંબર ભંડારમાંથી નિકળેલી નોંધ ઉપરથી પં. બેચરદાસ પોતાની "જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ" પુસ્તિકામાં લખે છે કે જિનપ્રતિમાની શરૂઆત થઈ હોય તો વિક્રમ સંવત્ ૪૧૨ (ચારસો ને બાર) વર્ષે થઈ હોય એમ જણાય છે. વિક્રમ સંવત્ શ્રી મહાવીરના નિર્વાણ પછી ૪૭૦ વર્ષે શરૂ થાય છે, એટલે એકંદરે મહાવીરના નિર્વાણ પછી ૮૨૨ વર્ષે જિનપ્રતિમાની હયાતી ઉપસ્થિત થઈ છે. તે પહેલાં જિનપ્રતિમા નહિ હતી એમ તેઓ સિદ્ધ કરે છે. એ પ્રમાણે કેટલાક પુરાણા ભંડારમાંથી નોંધ નીકળે છે. જ્યારે તે વખતે પ્રતિમા સંબંધી પ્રવૃત્તિ નહિ હતી, તો પછી શ્રી મહાવીરના વખતમાં જિનપ્રતિમા હતી. તેનું શું પ્રમાણ? શ્રી મહાવીરના પછી ૮૮૨ વર્ષ સુધી જિનપ્રતિમાના માહાત્મ્ય વિષે પ્રભુના અનુજોને આચાર્યોએ બોધ ન આપ્યો, તો પછી શું ખુદ મહાવીરે પોતાની પૂર્ણ વીતરાગતા છતાં પોતાની પૂજા કરાવવા પ્રતિમા વિષે બોધ આપ્યો હશે? પં. બેચરદાસ કૃત પુસ્તિકા ઉપરથી એમ નિકળી શકે છે કે તે વખતે જિનપ્રતિમા જૈન વર્ગમાં મુદ્દલ નહિ હતી, પરન્તુ ત્યારબાદ પ્રતિમાની ઉપસ્થિતિ થવાને સબળ કારણો આવી મળ્યાં હતાં, તેથી પ્રતિમાની પ્રતિષ્ઠા ત્યારપછી વધી પડી દેખાય છે.

વસ્તુસ્થિતિ એ હતી કે જૈન વર્ગની સંખ્યા એ અરસામાં દુષ્કાલાદિના આપત્તિ પ્રસંગે ઘટવા લાગી હતી. તે વખતે બૌદ્ધ લોકોએ સંયોગને જોઇ મનુષ્યોની સગવડ માટે બુદ્ધદેવની પ્રતિમાઓ અનેક જગ્યાએ કરાવી દીધી હતી. વિશેષમાં લોકોને માટે દાનશાળા, આશ્રમશાળા, મઠ, મંદિરો ને દવાખાનાંઓ વિગેરે રાજા લોકો ને

શ્રીમન્તોની મદદથી થઈ ગયાં હતાં. આથી ઘણા જૈનો સગવડની ખાતર તે તરફ વળી જતા હતા. જૈન સમાજ ઢીલો થતો જતો હતો. રાજા લોકોને શ્રીમન્ત વર્ગ જ્યાં પુષ્કળ છૂટ હોય ત્યાં જવા ચાહી રહ્યા હતા. પાડોશી બૌદ્ધ લોકની ચડતી જોઈ તથા પોતાની પડતી જોઈ જૈન સાધુઓ કેટલાક વખત સુધી રાહ જોઈ રહ્યા હતા. પણ તેઓને છેવટે માલૂમ પડ્યું કે પ્રતિમાની હયાતી જો નહિ હોય, તો આ જૈન વર્ગ જૈન તરીકે રહેશે નહિં, પણ પાડોશીની સંખ્યામાં તેઓ વધારો કરશે. એટલે ધીમે ધીમે તેઓએ મહાવીરની પ્રતિમાની સ્થાપના, જેમ બૌદ્ધ લોકોએ બુદ્ધદેવની સ્થાપના કરી, તેમ કરાવી. તેમ કરવામાં તેમને કેટલાક વખત સુધી ખટક તો રહી, પણ ધીમે ધીમે એ ખટક નિકળી ગઈ. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ એક પછી એક સાધુઓ તે વિષયમાં પોષણ આપતા ગયા. હિંસાની ખટક હતી, તે પણ તેઓ ખસેડતા ગયા. અનેક સ્થળે દેખાદેખીથી જિનપ્રતિમાઓ અને જિનમંદિરો થવા લાગ્યાં. ગમતું હતુ ને વૈદ્યે હા પાડી, એટલે દર્દી જેમ વધુ ખાય, તેમ આખા જૈન સમાજમાં એ વસ્તુ વ્યાપક બની ગઇ. તેના વિરોધીઓ હશે, તે પણ ધીમે ધીમે બહુ જોર થવાથી ઠંડા થઇ ગયા.

આશય એ છે કે વખતને જોઇ સંઘ, સંપ્રદાય, ને જૈન સિદ્ધાન્તના રક્ષણ માટે જૈન સાધુઓએ આ બધી પ્રવૃત્તિ કરી. આથી સમાજ એમ માની બેસે કે પ્રતિમા ઘણા વખતથી છે, તો તે એક સમજણની ભૂલવણી છે. જો કે આજે ઘણા લોકો ઘોંઘાટ કરે છે કે પ્રતિમાઓ સંપ્રતિ રાજાએ, ને જુના વખતમાં ભરત રાજાએ કરાવી છે, ને ઘણાં બિંબો ભરાવ્યાં છે, પણ આ વાર્તા કોઈ પ્રાચીન પુસ્તકમાં નથી. ઘણા લોકો બાળકની જેમ ખુશી થાય તેમ હમણાં મામૂલી પુસ્તકોમાં–ચરિત્રોમાં એવી વાર્તાઓ છે. પણ આખા મનુષ્યજીવનનો ઇતિહાસ વિચારીએ તો સમજી શકાશે કે આ બાળકની

રમતની જેમ ભૂલ ભૂલવણી છે. આત્માને શાન્તિ મળે તેવી અગત્યની વસ્તુ તે જણાતી નથી. શ્રીમદ્‌ના કથન પ્રમાણે ઐતિહાસિક પ્રમાણથી પ્રતિમા સિદ્ધ થતી હોય તો શ્રી મહાવીર નિર્વાણ પછી ૮૮૨ વર્ષે પ્રતિમાની ઉપસ્થિતિ સિદ્ધ થાય છે, ને તેમ થવામાં પણ ખાસ બૌદ્ધ લોકનું સંઘર્ષણ કે આક્રમણ કારણ છે.

## પરંપરા પ્રમાણ.

ત્રીજું પ્રમાણ શ્રીમદ્ પ્રતિમાને સિદ્ધ કરવા પરંપરા પ્રમાણ જણાવે છે; એટલે તેઓ એમ કહે છે કે પરંપરાથી પણ પ્રતિમા સિદ્ધ થાય છે. પરંપરા એટલે એક પછી એક પૂર્વના વૃદ્ધ પુરુષથી નીચે ઉતરી આવવું તે. પૂર્વજોએ વાર્તા કહી હોય, તે વાર્તા શિષ્ય-પ્રસિદ્ધ અનુજોના કર્ણે કહેવી; અથવા તે વાર્તા એક બીજામાં જણાવવી, તેને પરંપરા પ્રમાણ તેઓ કહે છે. હવે આપણે વિચારીએ કે જૈન દર્શનમાં આજે એકજ સંપ્રદાય નથી પણ અનેક સંપ્રદાયો છે. તે બધા સંપ્રદાયો પોતપોતાની પરંપરા જુદી જુદી માને છે. આપણે કઈ પરંપરા માનીએ તો પ્રતિમા વસ્તુ સિદ્ધ થઈ શકે તેમ છે ? જો કે આજે કેટલાક સંપ્રદાયો પ્રતિમાની તરફેણમાં છે, છતાં ઘણા વિરુદ્ધમાં પણ છે. લોંકાગચ્છીય સંપ્રદાય માત્ર પ્રતિમાની વિરુદ્ધમાં લઈએ, તોપણ, જ્યારે પ્રતિમાની તરફદારી થઈ હશે, ત્યારે પણ ઘણા વિરુદ્ધ હશે. આજે પ્રતિમાને ઘણા પુરુષો માને છે, તેથી બરાબર છે એમ સિદ્ધ થતું હોય તો એમ સિદ્ધ થાય છે કે જે બાજુમાં ઘણા લોક હોય તે સાચું જ છે; આજે ઘણો મનુષ્ય વર્ગ પ્રતિમાની વિરુદ્ધમાં છે, ને તે વર્ગ ખાસ જૈનની વિરુદ્ધમાં પણ છે. તો શું આપણે તે બાજુને સાચી માનીશું ? કે પછી બેસતુ આવે તે બાજુમાં બોલવું !

વસ્તુ એ છે કે પરંપરા કોને કહેવી તે વિષયનો ગુંચવાડો છે. આપણને ગમતી આવે તે વાર્તાને વાજબી માનીએ એ કાયદો

કેવો ? આજે સમાજભરમાં—જૈનમાં કે જૈનેતરમાં ઘણાઓ પ્રતિમાની તરફેણમાં છે, ને ઘણાઓ વિરૂદ્ધમાં છે. જે જે મંડળમાં નિવાસ થયો તે તે મંડળની પ્રવૃત્તિ સૌને ઇષ્ટ લાગે છે. ન્યાય આપણે આપણી બુદ્ધિથી આપીએ છીએ; ખુદ પ્રભુ મહાવીરને આપણે સૌ માનવા છતાં ને તેમના ઉપદેશને આધારે સૌને ચાલવાનું છે, છતાં આપણામાંના કેટલાકો આગમમાં જે છે, તેને છોડી પરંપરાને માની રહ્યા છે. લોકો એમ કહે છે કે શું આમ સાવ જુઠું ચાલતુ હશે ? કાંઇક હશે તો ચાલતું હશે. જુઓ ! સૂત્ર (આગમ)માં સંવત્સરી પાંચમની કરવી કહી છે, છતાં આજે ઘણા જૈનો ચતુર્થીના દિવસે સાંવત્સરિક પ્રતિક્રમણ કરે છે, ને પોતે પ્રભુની આજ્ઞા પ્રમાણે ચાલે છે તેમ તેઓ દાવો લાવે છે. તેઓ કહે છે કે અમારી એ પરંપરા છે; જ્યારે પરંપરા તેઓને ગમે છે ત્યારે સૂત્રનો ઉપયોગ તો ન જ રહ્યો ને ? કારણકે બન્નેના માર્ગ ન્યારા છે.

## અનુભવ પ્રમાણ.

શ્રીમદ્ કહે છે કે અનુભવ પ્રમાણ એટલે અનુભવ એમ કહે છે કે પ્રતિમા વસ્તુ સાચી છે. તેઓ જ્યારે અનુભવથી પ્રતિમા વસ્તુ સાચી ઠરાવે ત્યારે આપણને શંકા થાય છે કે એ અનુભવ કોનો લેવો ? આપણે જાણીએ છીએ ત્યાંસુધી સમજી શકાય છે કે બે મનુષ્યનો અનુભવ મળતો આવતો નથી. તો પછી કયા મનુષ્યનો અનુભવ આપણે લેવો જોઇએ ? શ્રીમદ્‌નો પોતાનો અનુભવ જો આપણે લેઈએ, તો સર્વ વિષયમા તેઓને પ્રમાણભૂત માનવા પડશે; ને તેમ જો થશે તો આખો જૈન વર્ગ શું તેમ કબૂલ કરશે ખરો કે ? જો કે તેમના અનુયાયીઓને માટે તેઓજ પ્રમાણભૂત છે, પણ સર્વ જૈન જનતા તેમાં સંમત થશે નહિ. એટલે કે અનુભવથી તેઓ પ્રતિમાની સાબિતી કરવા માગે છે, પણ એમ કરવા જતાં પ્રથમ અનુભવ કોનો લેવો એ વાર્તા સિદ્ધ થતી નથી. સૌના અનુભવ જુદા

જુદા હોય છે. કોનો અનુભવ સાચો ને કોનો જુઠો કહેવો એ વાર્તા આખરે તકરારમાં આવશે. આથી કહી શકાય છે કે અનુભવ પ્રમાણથી પણ પ્રતિમા સિદ્ધ થતી નથી.

## પ્રમાણ પ્રમાણ.

શ્રીમદે પ્રમાણ પાંચમું લીધું છે તેનું નામ તેઓએ પ્રમાણ પ્રમાણ કહ્યું છે. પ્રમાણ એજ પ્રમાણ એમ બે વાર કહી તેમણે, પ્રમાણ ઉપર ભાર દીધો છે, પણ પ્રથમ શંકા એ છે કે પ્રમાણ એટલે શું ? પ્રમાણની આગળ તેમણે કોઇ પણ પ્રમાણનું નામ આપવું જોઇતું હતું, પણ તેમ નહિ કરતાં પ્રમાણ પ્રમાણ તેમણે ગોઠવી દીધું છે. પ્રમાણનું નામ નહિ આપવાથી પ્રમાણ એજ પ્રમાણ એમ બેવડું બોલવાથી જો તે પ્રમાણ સિદ્ધ થતું હોય તો પછી પ્રમાણ પ્રમાણ પ્રમાણ એમ કહેવુ ઇષ્ટ છે ! પ્રતિમાની સિદ્ધિ માટે એક પછી એક વધારે પ્રમાણ ત્રણગણું-ચારગણું લખવાથી વધારે અનુકૂળતા આવશે ! તે બાળચેષ્ટા છે એમ શું નથી લાગતું ? મતલબ એ છે કે શું પ્રમાણ આપવાની આ પદ્ધતિ તેમની બુદ્ધિમતાનું દર્શન કરાવે છે કે સ્વચ્છંદિતાનું ? આખા જૈન સાહિત્યમાં આમ પ્રમાણ આપવાની પદ્ધતિ જણાતી નથી. છતાં આવા બુદ્ધિમાનને આવી પદ્ધતિ કોણે બતાવી હશે ? આમ યુક્તિપુરઃસર લેખ લખવાનો તેઓનો શો ઉદ્દેશ હશે ? અથવા આમ લખવામાં તેમની ધારણા શું હશે ? ગમે તે હો, પણ વાચક વર્ગને ગુંગળાવી નાંખવાની તેઓની આ યુક્તિ હોય એમ જણાય છે. વાચક આટલાં બધાં પ્રમાણ વાંચી મુંઝવણમાં પડે એ તેમનો ઉદ્દેશ હોય એ સહજ સમજાય છે.

## પ્રતિમા આ કાળમાં વિવાદાસ્પદ છે.

શ્રીમદ્ લખે છે કે—

" આ મોટા વિવાદ આ કાળમાં જો પડયા ન હોત તો ધર્મ પાળવાનું લોકોને બહુ સુલભ થાત. "

આ હકીકત કેટલાક અંશે ઠીક હશે, પણ સર્વ રીતે તો સત્ય નથી લાગતી. ઇતિહાસથી અનભિજ્ઞ જનો એમ માનશે કે આ વાર્તા ઠીક છે, કારણકે પ્રતિમાથી આજે બહુ ધાંધાટ જણાય છે; પણ આ વસ્તુસ્થિતિ ખરી નથીજ. શ્રીમાન મહાવીરના ગયા પછી થોડી શતાબ્દી જતાં અનેક કોલાહલો આ જૈનશાસનમાં શરૂ થયા હતા. શરૂઆતમાં શ્વેતાંબર દિગંબર તરીકે જ્યારે બે જબરદસ્ત શાખાઓ પડી, ત્યારે કેટલો કોલાહલ થયો હશે? ત્યારપછી હરિભદ્રસૂરિ જેઓ થોડા સૈકા પછી મહાન્ વિદ્વાન તરીકે હજારો ગ્રન્થના કર્તા તરીકે જૈન શાસનમાં બહાર આવે છે, તેમનું જીવનચરિત્ર વાંચીએ તો જણાશે કે તેમના વખતમાં જૈન વર્ગમા ઘણો કોલાહલ હતો. ત્યારપછી સમર્થ જિનવલ્લભ સૂરિ થયા છે. તે વખતમાં ને હરિભદ્ર સૂરિના વખતમાં ઘણા સાધુઓ ચૈત્યવાસી ( જિનગૃહમાં રહેનારા ) થઈ ગયા હતા. પ્રતિમાઓના આધારે તેઓ પોતાના પેટનું પોષણ કરતા હતા, ને કેવળ તેમાંજ તેઓ લીન રહેતા હતા. આ વખતે જિનવલ્લભ સૂરિએ "સંઘપટ્ટક" પુસ્તક તૈયાર કર્યું, ને તેમાં તેમણે તેમની ઉપર સખ્ત ફટકા માર્યા છે. તે વખતે ચૈત્યવાસી–સાધુઓનું બહુ જોર હતુ. જિનવલ્લભ સૂરિ ઘણી મુશ્કેલીમાં શત્રુ વચ્ચે પોતાનું જીવન ખતમ કરી ગયા હોય તો શંકા નથી. બધા એકજ પ્રતિમાની બાજુમાં છતાં પરસ્પર અગણિત વૈર—અસંતોષ ચાલતાં હતાં. લોંકાશા થયા પછી, પ્રતિમાની બાજુનો મોટો ધોધ ચાલતો હતો તેને અટકાવવા, તેઓના અનુયાયીઓએ એક મોટી દીવાલ ઉભી કરીને પરસ્પર ધોધાટ કર્યો હોય, તો તેમાં આશ્ચર્ય શું?

વસ્તુસ્થિતિ એ છે કે ખુદ શ્રી મહાવીરના ગયા પછી થોડી પાટાનુપાટ સુધી આચાર્યોએ આ શાસનની વ્યવસ્થા જાળવી રાખી હતી, પણ કેટલોક વખત જવા પછી એ વ્યવસ્થા રહી શકી નથી. દુઃષમતાએ જૈન શાસનની ગેરવ્યવસ્થા કરવામાં ઘણું સખ્ત રૂપ

પકડયું હતું. પ્રતિમાની વિરૂદ્ધમાં આજે જેમ ઘોંઘાટ છે, તેમ જ્યારે પ્રતિમાની ઉપસ્થિતિ જેઓ તરફથી થઇ હશે, તેઓ તરફથી તેટલો જ, પ્રતિમાની વિરૂદ્ધ બાજુ લેનાર સામે ઘોંઘાટ થયો હશે. આજે પ્રતિમાની તરફદારી કરનાર ને વિરોધ કરનાર મંડળો હોવાથી આપણી સામે એ કલહયુક્ત પ્રશ્ન ઉભો છે, પણ જ્યારે ખુદ સાધુ-સાધુ- વચ્ચે, દિગ્-અંબરમાં રહેવાનો, ને શ્વેત-ધોળાં વસ્ત્રમાં રહેવાનો પ્રશ્ન કે તકરાર ચાલતા હશે, ત્યારે કેવો ઘોંઘાટ થયો હશે ? ત્યારે શ્રાવકોને મોટી સંખ્યામાં કેવી રીતે વહેંચાઈ જવું પડયું હશે ? મૂર્તિના પ્રશ્ન કરતાં વસ્ત્ર પહેરવા-રાખવાના પ્રશ્ન માટે ઘણો સખ્ત ફટકો જૈન સમાજ પર પડયો હશે. જે વખતે મહાવીરને ગયાને એટલી બધી શતાબ્દીઓ ગઈ નહોતી, કે જેટલી શતાબ્દીઓ આજે મૂર્તિની વિરૂદ્ધતા થયાને થઇ છે, તે વખતે થોડી શતાબ્દીઓને અંતરે શ્વેતાંબર-દિગંબર એમ બે ભાગમાં જૈન સમાજની વહેંચણી થઈ ન હોત, તો જૈનોની આજે કેટલી સુભગ દશા હોત ? જો કે તેઓ બન્ને પ્રતિમાની તરફેણમાં છે, તો પણ આજે તેઓ પ્રતિમાની ખાતર ને જ્યાં પ્રતિમાઓ છે તે પર્વતની ખાતર છેક વિલાયતની પાર્લામેન્ટ સુધી લડી રહ્યા છે ! પણ આટલો અનુભવ શ્રીમદ્દને તે વખતે નહિ હોય. શ્વેતાંબરની બે શાખામાં પ્રતિમા વિષયક ને વિરૂદ્ધ લડાઇ જેમ શ્રીમદ્દને તે વખતે લાગી, તે કરતાં સખ્ત લડાઈ શ્વેતાંબર ને દિગંબર બન્ને પ્રતિમાની બાજુમાં હોવા છતાં લડાઈ રહી છે, તેનો ખ્યાલ તેઓને નહિ આવ્યો હોય, કદાચ આ અનુભવ તેઓને પાછળની વયમાં થયો હશે; નહિતો તેઓના ગયા પછી આ વાર્તા ઉભી થઈ હોત. અઢારમા વર્ષમાં પેસતાં તેમને એક વખત પણ પ્રતિમા નહિ માનતી તરફેણમાં જે અનુભવ થયો, ને સમાજને ધર્મ નહિ પામવાનું કારણ પ્રતિમાની તરફદારી કરવામાં ને નહિ કરવામાં તેમને જે લાગી આવ્યું, તે શ્વેતાંબર ને દિગંબરો વચ્ચે તુમૂલ યુદ્ધ ચાલવા છતાં કેમ તેમને લાગ્યુ નહિ હોય ?

તેઓ શ્વેતાંબર ને દિગંબર બન્ને પક્ષમાં—બન્ને તુલામાં એક એક પગ રાખતા હતા. તે બન્ને પક્ષો પ્રતિમાની તરફેણમાં હતા. આ ઉપરથી એટલું પણ સમજી શકાશે કે શ્રીમદ્દનું હૃદય કેટલું ન્યાયશાલી હતું !

## સમાજની દશાનું ખરૂં કારણ

શ્રીમદ્દ જૈન સમાજની આવી સ્થિતિમાં પ્રતિમાને કારણરૂપ જણાવે છે, પણ આપણે મહાવીરના ગયા પછીની જૈન સમાજની અધઃસ્થિતિનું કારણ ઉપર પ્રમાણે વિચારીએ તો પ્રતિમા જ એક કારણ નથી, પણ અનેક કારણો જણાય છે. ચતુર્થી સંવત્સરી પ્રતિક્રમણ શ્વેતાંબર દિગંબરાદિ અનેક શાખાઓ, પ્રતિમાની ખાતર હિંસાદિ માર્ગની પ્રવૃત્તિઓ ને ઉપદેશો, ને અનેક હિંસાદિ માર્ગ સ્થાપક કુત્સિત પુસ્તકો, આમ અનેક સાહિત્યો જૈન માર્ગમાં પ્રવર્તી રહ્યાં છે તે કારણો અધઃસ્થિતિનાં છે; તે વાર્તા તેઓ પોતે કેમ સમજી નહિ શકયા ને માત્ર એકજ કારણે પ્રતિમાને આગળ કરી ?

## જડવાદની સ્થિતિ

આજે, જૈન દર્શન સિવાય સર્વમાં જેમ જડવાદ પ્રસરી રહ્યો છે, તેમજ જૈન દર્શનમાં જડવાદની નોબતો વગાડવી સૌને પસંદ પડી રહી છે. કયાં ચેતનવાદ ઉપર ચાલનાર મહાવીરનું દર્શન, ને કયાં ભૌતિકજીવન ઉપર ચાલનાર જગતનુ દર્શન ! જગતના દર્શન ઉપર વિજય કરનાર મહાવીરના દર્શનને જૈનો આજે શું કરવા ધારે છે ? શરતોમાં વિજય પામવાને જેમ ઘોડાને આગળ ધપાવે છે, તેમ સમાજમાં આગળ વધવાને જૈનો ને જૈન આચાર્યો મૂર્તિને આગળ ધપાવી રહ્યા છે એટલે કે લોકરૂચિનો ખ્યાલ કરી ગમે તે ભોગે—ગમે તે સ્થિતિએ જૈન દેહને ટકાવવા તેઓ આમ મંથન કરી રહ્યા છે. જૈન સમાજ એટલે સુધી ચાહી રહ્યો પણ હોય કે, જિન

બિમ્બો ને જિનમંદિરો સ્થળે સ્થળે હોય તો અવશ્ય જૈન દર્શનની હયાતી રહે. આમ મનુષ્યોના દિલની ગમે તે ભાવના હોય, પણ જૈન દર્શનની હયાતીની આ ખરી સ્થિતિ નથી. જૈન દર્શનને ટકાવનાર તેનો આત્મા માત્ર જૈન આગમો જ છે; તે જો નથી તો જૈન દર્શનની હયાતી સંભવતી નથી. આજે જનતામાં આત્મ વિનાના દેહને કોણ ચાહે છે? કોણ રાખે છે? એટલે આખા જૈનસમાજને ઉપકારક હોય તો તે જૈન સિદ્ધાન્તો છે, નહિ કે મૂર્તિ.

## મૂર્તિ ઉપકારક કે આગમો?

આજે કેટલાકો કહી રહ્યા છે કે જેમ અક્ષર આકૃતિ છે તેમ પ્રતિમા આકૃતિ છે. એટલે જો આગમોને ઉપકારક માનતા હોઇએ તો પ્રતિમાને ઉપકારક કાં ન માનીએ?

ઉત્તર એ છે કે આગમો શ્રી મહાવીરની પહેલાંથી તે મહાવીર સુધીની જેમ ખબરો આપે છે, તેમ કયી પ્રતિમાએ તેટલા વખત સુધીની ખબર આપી? જો પ્રતિમાથી બોધ મળતો હોય તો પછી પુસ્તકોની શી જરૂર? આજે પુસ્તકો વાચવાથી અનેક કાળનો, અનેક વસ્તુ વિષેનો, જગતનો, મનુષ્ય જીવનનો, ને ચારે ગતિનો ખ્યાલ આવે છે, તેમ કઈ પ્રતિમાથી તેવો ખ્યાલ આવે છે? ખુદ પ્રતિમા પોતે, તેના ઉપર જો લેખ લખવામાં નહિ આવ્યો હોય કે કોની પ્રતિમા છે, તો તે ખબર આપી શકતી નથી; તો પછી જન સમાજ ઉપર તે શું ઉપકાર કરી શકે? અક્ષરો પ્રતિમાને ઓળખાવી શકે છે, પણ પ્રતિમા પોતે પોતાને ઓળખાવી શકતી નથી, તો પછી અક્ષરોને ક્યાંથી ઓળખાવી શકે? પ્રતિમા જોતાં ઘણો પ્રેમ આવે છે એ વાર્તા ખરી છે, અને જ્યારે પ્રેક્ષકને ભાન થાય છે કે તે પ્રતિમા તેના પોતાના માનીતા દેવની છે, ત્યારે તેના ઉપર તે ઘણો પ્રેમ લાવે છે; પણ જ્યારે તે પ્રેક્ષક માને છે કે પ્રતિમા તેના વિરોધી દેવની છે, ત્યારે તેને તેના ઉપર પ્રેમ નથી આવતો.

તો પછી પ્રેમ આવવાનું કારણ તે પ્રતિમા છે કે તેના દિલમાં રહેલી શ્રદ્ધા છે ?

## સ્ત્રી સાથે પ્રતિમાની સરખામણી

કેટલાકો કહે છે કે જેમ *ભીંત ઉપર ચીતરેલી અલંકૃતા સ્ત્રી જોવાથી પ્રેમ–મોહ થાય છે, તેમ જિનપ્રતિમા જોવાથી મનુષ્યોને વૈરાગ્ય થાય એ સહજ છે. આ પ્રમાણે આ વિષયનું સમર્થન ઘણા આચાર્યો સંસ્કૃત ને ગુજરાતી ભાષામાં કરી ગયા છે; પણ આ સમર્થન વદતોવ્યાઘાત જેવુ છે. આ કથન મૂલ વક્તવ્ય આશય સાથે રહી શકતું નથી. મનુષ્ય પોતે જે શાખા પર બેઠેલો હોય તેના ઉપર તે કુહાડીનો ઘા મારતો હોય, તેવું લેખકોનું આ કથન છે. વસ્તુ એ છે કે ચિત્રિત સુંદર સ્ત્રી આકૃતિ કોઇ પણ નર વ્યક્તિને મોહ ઉત્પન્ન કરે છે, તેમજ ચિત્રિત નર આકૃતિ સ્ત્રીજાતિને શું મોહ ઉત્પન્ન નથી કરતી ? જિનપ્રતિમા—નર આકૃતિમાં હોય તો જેમ ચિત્રિત સ્ત્રીથી નરને મોહ થાય છે, તેમ સ્ત્રીને મોહ ઉત્પન્ન કરે એ સહજ છે. કારણ એ છે કે ગમે તે જગ્યાએ જાઓ, પણ સ્ત્રીની છબીથી પુરુષ ખેંચાય છે, ને પુરુષની છબીથી સ્ત્રી ખેંચાય છે, એમાં શંકા ક્યાં છે ? જાતીય આકર્ષણ તો સ્વભાવસિદ્ધ છે. એક બીજાના સ્વરૂપથી એક બીજાને મોહ આવે છે, તે ઉદય ભાવ છે, ને જિનપ્રતિમા જોવાથી વૈરાગ્ય આવે, તે ક્ષાયોપશમિક ભાવ છે; એટલે જે સ્ત્રીનું દૃષ્ટાંત આપી જિનપ્રતિમા વૈરાગ્યનું કારણ કથવામાં આવે છે, તે વિષયને સબંધક થતું નથી. ઉદય ભાવમાં પ્રાણી માત્ર સહજ વર્તે છે, ને ક્ષાયોપશમિક ભાવમાં તો કોઇક જીવ સંબંધ-વશાત્ આવી શકે છે. એમ નહિ તો આપણે આપણી દૃષ્ટિથી પ્રત્યક્ષ અનુભવ કરીએ કે એક સ્થળ ઉપર જિનપ્રતિમા નર આકૃ-

* चित्तभित्ति न निज्झाए, नारीं वा सुअलंकियं
( દશવૈકાલિક અ. ૮ મું. )

તિમાં હોય, ને સાથે સ્ત્રી સુંદર આકૃતિમાં હોય, તેની પાસેથી જૈન-જૈનેતર થોડી વ્યક્તિઓ ચાલી જતી હોય, તે વખતે પ્રેક્ષક વ્યક્તિઓનું ધ્યાન જિનપ્રતિમા સામે જશે કે સ્ત્રી પ્રતિમા સામે જશે? તેઓને જો પૂરતો અવકાશ હોય તો તેઓ જિનપ્રતિમાને બરાબર જોશે, કે સ્ત્રી આકૃતિનાં અંગોપાંગને બરાબર જોશે? વાચક! ગમે તે વિચાર હૃદયમાં લાવો, પણ જૈનેતર તો શું પણ ખુદ જૈન જિનપ્રતિમાનો રાગી હોય તોપણ સ્ત્રી આકૃતિને જોવામાં જેટલો વખત ગાળશે, તેટલો વખત જિનપ્રતિમા નિહાળવામાં નહિ લેશે. જિનપ્રતિમા જો વૈરાગ્યનું કે બોધનું કારણ હોય તો વળી આપણે એક બીજો દાખલો લેઈએ. ધારો કે એક જગ્યાપરથી ત્રણ વ્યક્તિઓ ચાલી જાય છે: એક જૈન, વૈષ્ણવ, ને એક મુસલમાન, ત્યાં કોઈએ એક જિનપ્રતિમા, એક વિષ્ણુપ્રતિમા ને એક કબર એમ ખડાં કરી દીધાં છે. હવે એ ત્રણે વ્યક્તિઓનાં દિલને કઈ વસ્તુ પોતા ભણી આકર્ષશે? શું જિનપ્રતિમા એ ત્રણેને પોતાના ભણી લાવશે કે? ના, જો ત્રણે જિનપ્રતિમા ભણી જાય તો ઈષ્ટ છે કે જિનપ્રતિમા મનુષ્યને વૈરાગ્યનું મજબૂત સાધન કે કારણ છે; પણ આપણો અનુભવ જાય છે, ત્યાંસુધી સાફ સાફ સમજાય છે કે જૈન જિનપ્રતિમા પ્રતિ, વૈષ્ણવ વિષ્ણુપ્રતિમા પ્રતિ ને મુસલમાન કબર પ્રતિ સહજ જાય છે, નહિ કે બધા એક વસ્તુ ભણી જાય છે; એટલે જેને જે દર્શનનો બોધ મળ્યો, અથવા પરિચય થયો છે; સંસ્કાર પડ્યા,તેનું તે પ્રતિમા ભણી ધ્યાન ખેંચાય છે. તે તેને પોતાનું ધ્યેય માને છે. આથી સ્પષ્ટ સમજાશે કે પ્રતિમા ભણી વાળનાર તે તે બાજુનાં પુસ્તકો ને તે ઉપદેશક વર્ગ છે; પણ નહિ કે પ્રતિમા.

## આનું કારણ શું?

આજે જેમ જેમ વખત વ્યતીત થાય છે, તેમ તેમ અંદર-ખાને ઉપદેશકોને પણ પોતાની પ્રતિમા કરાવવાની ને પોતાની પ્રતિમા

ને છબીઓ પૂજાવવાની અધિકાધિક લાલસા થતી જાય છે! આજે ઘણા આચાર્ય તરીકે, પન્યાસ તરીકે, સૂરિ તરીકે ને એમ અનેક રીતે પોતાના ફોટાઓ ખેંચાવી રહ્યા છે. સ્થળે સ્થળે, ગૃહે ગૃહે, જેમ ગાંધીજી, પંડિતજી, ઇત્યાદિ દેશમાન્ય વીરોના ફોટાઓ લટકતા હોય છે, તેમ અમુક આચાર્ય ને પન્યાસના ફોટાઓ પણ હોય છે. તેની પૂજા પણ કેટલાક જૈનો કરતા હોય છે. લોક એમ કહેતા હતા કે અવલંબન તરીકે તીર્થંકરની પ્રતિમાની આવશ્યકતા છે, જ્યારે આજે દરેક સાંપ્રદાયિક આચાર્ય, પૂજ્ય, સૂરિ, પન્યાસના ફોટાઓની લોકોને આવશ્યકતા લાગી હોય એમ જણાય છે। કેટલેક સ્થળે હવે પ્રતિમાઓ પણ થવા લાગી છે. મુસલમાન કોમમાં એક અલ્લાહ સિવાય કોઇને પણ નહિ માનવા; મૂર્તિપૂજા નહિ કરવી એમ મહમદ પયગંબરે ફરમાન કહાડયુ હતુ; પણ આજે તે લોકો સ્થળે સ્થળે તેઓનાં મરી ગયેલ સગાંઓના મૃત દેહ (ખૂત)ને સાંજે સવારે પ્રેમપૂર્વક સંભારી પૂજી રહ્યા છે. જેમ તેઓ મૂળ ફરમાનને ભૂલી ગયા છે, તેમજ આ આર્યાવર્તની ભૂમિ પર આર્યો (હિન્દુઓ)ને જૈનો મૂળ ચેતન-સિદ્ધાન્તવાદ-ને ભૂલી જડને પૂજી રહ્યા છે. સમાજ એમ માનતો હશે કે જમાનો વિકાસનો આવ્યો છે, પણ વિકાસનો જમાનો છે કે વિકારનો જમાનો છે, તેનો અનુભવ વાચક પોતેજ કરી લે. આ જમાનામાં જડના પૂજકો-ઉપાસકો વધી રહ્યા છે. વખતના વહેવાની સાથે જ્ઞાનપૂર્વક ત્યાગમાર્ગ ને વૈરાગ્યપ્રવૃત્તિ આજે અદશ્ય થયાં છે. વક્તવ્ય એ છે કે જૈન દર્શનમાં આજે મહાવીરની પ્રતિમાને ઓઠે સૌ કોઇ પોતાની પ્રતિમા ને પોતાની છબીઓ પૂજાવી રહ્યા છે. સામાન્ય બુદ્ધિથી વિચારતાં પ્રતિમા પાછળ શ્રદ્ધાળુ લોકની દોડધામ થતી વિશેષે કરી જણાય છે.

---

## પ્રકરણ ૨ જું.

### [ અંક ૨૫ મો ] પવિત્ર દર્શન.

શ્રીમદ્ લખે છે કે—

"તે પવિત્ર દર્શન થયા પછી ગમે તે વર્તન હો, પરંતુ તેને તીવ્ર બંધન નથી, અનંત સંસાર નથી, સોળ ભવ નથી, આભ્યંતર દુઃખ નથી. ............વિગેરે વિગેરે."

તો હવે આ જગ્યાએ એ શંકા થાય છે કે તે પવિત્ર દર્શન કયું? તે લખેલ ઘણું સંશયાત્મક છે, સાફ લખ્યું નથી. તીવ્ર બંધન નથી, અનંત સંસાર નથી. પણ એ કોનાં દર્શન થયા પછી? તેઓની વિચારશૈલિ ઘણી સુંદર છે. પણ આ સાથે સમજાય છે કે તેમની લેખનશૈલિ યુક્તિયુક્ત છે. વાચકને કેટલીક વખત તેમની શૈલિ ગંભીર લાગે છે, પણ કેટલીક વખત પૃચ્છકની પકડમાંથી નિકળવાની બારી રાખતા હોય એમ જણાય છે.

### [ અંક ૨૬ મો ] સ્વરોદય જ્ઞાન.

શ્રીમદ્ સ્વરોદય જ્ઞાન વિષે લખતા ચિદાનંદજી વિષે પોતાનો અભિપ્રાય જણાવે છે. ચિદાનંદજીએ સ્વરોદય જ્ઞાન વિષે લખ્યું છે. એ સ્વરોદય જ્ઞાનનાં પાનાં શ્રીમદ્ના હસ્તમાં કોઈ પાસેથી આવ્યા હશે, તેને અંગે પોતાનો વિચાર લખી ચિદાનંદજીની દશા વિષે અભિપ્રાય નીચે પ્રમાણે જણાવે છે. (૨) ભાગમાં ૧૨૦ પૃષ્ટ પર તેઓ કહે છે કે—

"જૈન મુનિ થયા પછી પોતાની પરમ નિર્વિકલ્પ દશા થઈ જવાથી તેઓ હવે ક્રમપૂર્વક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી યમ નિયમ પાળી શકશે નહિ, એમ તેમને લાગ્યું. જે પદાર્થની પ્રાપ્તિ માટે યમનિયમનું ક્રમપૂર્વક પાલન રહ્યું છે, તે વસ્તુની પ્રાપ્તિ થઇ તો પછી તે શ્રેણીએ પ્રવર્તવું અને ન પ્રવર્તવું બન્ને સમાન છે; આમ તત્ત્વજ્ઞાનીઓની માન્યતા છે."

આમ તેઓની દશાની ઉત્તમતાનું કથન કરતાં શ્રીમદ્ તેમને માટે બહુ પ્રશંસા કરે છે ને કહે છે કે તેવી દશામાં યમનિયમનું પાલન ગૌણુતાએ આવી જાય છે. જૈન દર્શનના સારા વિચારકો કોઈ આ લેખને શું ન્યાયશીલ ગણશે ખરા કે ? જૈન દર્શનમાં તત્ત્વજ્ઞાનીઓએ એવું ક્યાંય કહ્યું નથી કે વસ્તુની પ્રાપ્તિ થયા પછી ગમે તે વર્ત્તન કરે પણ તેને કાંઈ અડચણ નથી. આવું અન્ય દર્શનીઓ બોલે છે, પણ જૈન દર્શનનો સારો અભ્યાસી આમ બોલે તેનું કારણ સમજાતુ નથી. ચિદાનંદજી ગમે તેટલી ઉચ્ચ કોટિના હોય, પણ કૈવલ્ય (આત્યંતિક દુઃખાભાવ) તો નહિજ થયું હશે ને ? જો તેમ થયું હોય તોપણ તેમને યમનિયમો પાળવા એ (આજ્ઞા છે) ઇષ્ટ છે; ને જો તેમ ન થયું હોય તો તેમને કહેવુંજ શું ? આદર્શ ભવનમાં રાજા ભરત જોકે કૈવલ્ય જ્ઞાન પામ્યા, તોપણ તેમણે જીવનપર્યંત દીક્ષાવ્રત સ્વીકાર્યું હતું. કોઇ વ્યક્તિ જ્ઞાનાદિમાં મુખ્યત્વે રહી સંયમ પાલન કરવામાં શરીરની નિર્બળતાને લીધે ગૌણુતાને રાખે એ બનવા સંભવ છે. પરંતુ તે વ્યાજબી છે, એમ કહેવું, તે જૈન દર્શનના વિચાર સાથે મળતું નથી. વેદાન્ત–ઉપનિષદોના અભ્યાસીઓ તેમજ અન્યદર્શનીઓ આત્મજ્ઞાન પ્રાપ્તિ થયા પછી એટલે કે " **अहं ब्रह्मास्मि** " ( હું બ્રહ્મ છું ) એવું જ્ઞાન થયા પછી ભવબંધન ધારતાં નથી. પણ જૈન દર્શન અન્ય દર્શનથી ભિન્ન કહે છે. તે કહે છે કે શરીરને પૂર્ણ કર્મ ન છુટે ત્યાંસુધી અખંડિત સંયમપાલન કરવું એ આત્માને હિતાવહ છે, આથી ચિદાનંદજીના વર્ત્તન ઉપર આઘાત કરૂં છું તેમ વાચકે નહિ સમજવું.

૨૭ મા અંકથી ૩૬ મા અંક સુધીમા દર્શાવેલા વિચારો વિષે બહુ અગત્ય નહિ લાગવાથી અત્ર એ અંક વિચારમા લીધા નથી. તેમનું કથન જૈન દર્શન સાથે ને સામાન્ય વિચાર સાથે જ્યાં અંતર પાડે છે, તે વિષે જ નોંધ લેવાય છે.

[ ૩૭ મો અંક ] દર્શન પ્રવર્તાવવાની ઇચ્છા.

તેઓ લખે છે કે—

"હજી મારા દર્શનને જગત્‌માં પ્રવર્ત્તન કરવાને કેટલોક વખત છે. હજી હું સંસારમાં તમારી ધારેલી મુદત કરતાં વધારે રહેવાનો છું. જીંદગી સંસારમા કાઢવી અવશ્ય પડશે, તો તેમ કરીશું.

"પ્રવર્ત્તન કરવામા પંચમ કાળમાં જે જે ચમત્કારો જોઈએ છીએ, તે એકત્ર છે, અને થતા જાય છે. હમણાં એ સઘળા વિચારો કેવળ પવનથી પણ ગુપ્ત રાખજો "

વાચક ઉપર્યુક્ત પંક્તિઓથી સમજી જશે કે તેમને પોતાનું દર્શન પ્રવર્તાવવાની ઇચ્છા છે, પણ લખે છે કે હજી વાર છે. તેમાં ચમત્કારો જોઈએ તે પણ તેમને પ્રાપ્ત થઇ ગયા છે. તેમને દર્શન ચલાવવાની ઇચ્છા થઈ હશે કે કદાચ તેવી કલ્પના હશે; ગમે તે હો, પણ જેના પર પત્ર લખે છે તેને ગુપ્ત રાખવાને ભલામણ કરે છે, તે પણ પવન ન જાણે તેવી રીતે. આથી શંકા થાય છે કે જો આવું કાર્ય કરવું હોય તો છાનુ રાખવા શી અગત્ય હશે? વળી એ આશ્ચર્ય થાય છે કે દર્શન ચલાવવા તેમને ચમત્કારો જોઈએ છે. તેઓ ચમત્કારને મહત્ત્વનુ સ્થાન આપે છે. આગળ ઉપર ચમત્કારને તેઓ પાછા વખોડે છે! જે વર્ષનાં આ લેખ છે તેમાં, ને હવે પછી જે જે લેખો આવે છે, તેમાં બધામાં વય પ્રમાણે કાંતો ઔદ્ધત્ય હોય, અથવા લોકને ચમત્કૃતિમાં ખેંચવાની ઇચ્છા હોય, અથવા જેવો જેવો સંયોગ હોય, તેવું પોતે લખતા જણાય છે. ખરી રીતે હૃદયમાં કાંઈ જુદું જ હોય, એમ આસપાસના અનેક લેખો વાંચવાથી માલૂમ પડે છે.

[ ૩૮ મો અંક ] "સંસારથી કંટાળ્યો છું."

તેઓ લખે છે કે—

"તમારી પત્રિકા પહોંચી હતી. વૈરાગ્યને લીધે જોઈતા ફુલાસા લખી

શકતો નથી...હું કેવલ હૃદયત્યાગી છઉં. થોડી મુદતમા કંઈક અદ્દભુત કરવાને તત્પર છઉં. સંસારથી કંટાળ્યો છઉં.

"દુનિયા મતભેદના બંધનથી તત્ત્વ પામી શકતી નથી સાચું સુખ અને સત્ય આનંદ તેઓમા નથી. તે સ્થાપન થવા એક ખરો ધર્મ ચલાવવા માટે આત્માએ ઝંપલાવ્યું છે."

આપણે તેમના શરીરના સંબંધમાં આવી શકયા નથી, નહિ તો કંઈક અનુભવ મળત. એટલે હવે આપણે તો તેમનો અક્ષર દેહ જોવો રહ્યો. તેમના કહેવાનો આશય એ છે કે એક ખરો ધર્મ ચલાવવાને તેમને તૈયાર થવું છે. સંસારથી કંટાળો આવ્યો છે. હવે જો આમ હોય તો એ વિચાર આવે છે કે આ લખ્યુ છે તે સત્ય છે શું? એક વખત તેઓ કહે છે કે સંસારથી કંટાળ્યો છું, ને બીજી બાજુથી કોઈ પૂછે છે ત્યારે કહે છે કે હજી સંયમ લેવાને વાર છે. વળી તેઓ લખે છે કે આત્માએ ઝંપલાવ્યું છે, ને ઉપર લખે છે કે હું કેવળ હૃદયત્યાગી છું. આમ બે ભાષામાં લખવાનો તેમનો શો ઇરાદો હશે? શું વિચારની વ્યાકુળતા હશે? કે હૃદયની ઉન્મત્તતા હશે? ઘણી વખત વાંચનાર પોતેજ બે બાજુના વિચાર વાચતાં હૃદયમાં મુંઝાઈ જાય તેમ છે. દર્શન ચલાવવાને તેમની ઇચ્છા છે, તો કયુ દર્શન ચલાવવાની ઇચ્છા હશે? શું મહાવીરથી અતિરિક્ત દર્શન તેમને ચલાવવુ હશે? જો તેમ હોય તો નિર્ગ્રન્થ પ્રવચનને વજનદાર માને છે, તેમ તેઓ માનત નહિ. વળી બીજી શંકા એ થાય છે કે તેઓ દર્શન ચલાવવામાં ચમત્કારોની બહુ અગત્ય માને છે. આથી સમજી શકાતું નથી કે જ્યાં ત્યાગમાર્ગની વાર્તા ચાલે છે, ત્યા ચમત્કારની શી જરૂર પડી? જ્યાં ત્યાગ છે, ત્યા ચમત્કારની આવશ્યકતા જ નથી. જ્યાં ચમત્કાર છે, ત્યાં આંતરિક ત્યાગ નથી. છતાં શા માટે તેઓ ચમત્કારની લાલસા લોકોને આપવા ઇચ્છા રાખતા હશે? પણ એમ લાગે છે કે લોકોની રૂચિ

જોઈ તેમણે તે તરફ પાસુ ફેરવ્યું હશે. જ્યારે લોકોને પોતાની તરફ વાળવા હોય, ત્યારે અવશ્ય મનુષ્યે તેની રૂચિનો ખ્યાલ જોઈ ડિંડિમ વગાડવું જોઈએ, કારણ કે જમાનો ચમત્કારનો છે; ને ચમત્કાર જ્યાં હોય છે, ત્યાં દુનિયા દોડતી જાય છે! એટલે વખતને જોઈ તેમણે ચમત્કારમાં લોકને ખેંચ્યા હોય; નહિ તો લોકો એકલા શુષ્ક જ્ઞાનમાં ક્યાં જાય તેમ છે? પછી કેટલાક વર્ષને અંતરે તેઓ ચમત્કારને વખોડે છે. અત્યારે પોતાની ઉગતી ઉમ્રમાં લોકોને ખેંચવા તેઓ ચમત્કાર માટે આમંત્રણ આપે છે. સંસારથી કંટાળ્યો છઉં એમ જણાવ્યું છે, તે શું વૈરાગ્યથી લખ્યું છે, કે માત્ર હૃદયનો આવિર્ભાવ છે? તેઓના સંયોગ જોતાં જણાય છે કે તેઓ પરણવાની ઉમેદમાં છે, પણ વિલંબ હોય ને તેથી અકળામણ આવી હોય ને લખ્યું હોય એમ જણાય છે. સરસ્વતીચંદ્ર જેમ વૈરાગ્યની વાત જણાવે છે, પણ અંદરની ઇચ્છા પ્રેમની હતી, તેમ તેઓના પત્ર ઉપરથી ને નીચે ફૂટ-નોટની નોંધ પરથી જણાય છે. આજે મનુષ્ય પરણવાનો હોય ને મળતા વિલંબ થાય ત્યારે વૈરાગ્યના ચાળા કરે છે, તેમ તેઓ પણ પાઠ ભજવતા જણાય છે. (જુઓ પૃ. ૧૨૫ ફુટનોટ) ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાનો સમય જણાવ્યો છે, ત્યારે તેઓ પરિણીત થયા નથી, પરિણીત થવા આતુર છે, ને કહે છે કે કંટાળ્યો છઉં તેનો અર્થ શું? વૈરાગ્ય કે વૈરાગ્યાભાસ?

ધર્મસ્થાપન કરવા તેઓએ ઇચ્છા પ્રદર્શિત કરી, ત્યારે તેમની વય લગભગ ૧૮ કે ૧૯ વર્ષની હશે. ત્યારપછી તેઓ લગભગ ચૌદ વર્ષ સુધી જીવ્યા હતા; પરન્તુ તેઓ બહાર નિકળી શક્યા નથી, એટલે સંસારત્યાગી થઇ શક્યા નથી. આ લેખ લખ્યા પછી અનેક લેખમાં હજી પણ ત્યાગી થવાની ઇચ્છા બીજા લોકો પ્રતિ તેઓ બતાવતા રહ્યા છે; પણ એ લેખ કે પત્ર પૂર્ણ કરતાં છેવટે તેઓ લખે છે કે, હજી વાર છે, વિચાર ચાલે છે, કૌટુંબિક ઉપાધિ

મૂકવી હજી અનુકૂળ નથી, સ્ત્રી સંબંધી મોહનો વિજય કરવો દુર્જય છે; આમ અનેક પત્રોમાં જ્યાં ત્યાં ગલ્લાં તલ્લાં કરતા હોય તેમ જણાય છે. આથી કોઈ પણ વાચક સમજી શકે કે તેમને આમ લખવાની શી આવશ્યકતા હતી ? જે મનુષ્યો આમ બોલતા હોય, ને કરી શકે નહિ, તો તેમને માટે લોકો શું બોલે ? સૌને વાતો કરતાં આવડે છે, પણ તેમ વર્ત્તન કરવું કેટલું દુષ્કર છે, તે પણ આ ઉપરથી સમજાય તેમ છે.

પૃષ્ઠ ૧૨૬ થી ૧૩૩ સુધીમાં ૧૭ મા ૧૮ મા વર્ષના અવધાન વિષેના પ્રયોગો જણાવ્યા છે. ૨૦ મા ને ૨૧ મા વર્ષના અંક લેખ થોડા છે.

### વર્ષ ૨૨ મું.

આ વર્ષમાં ૪૧ મા અંકથી પત્રો શરૂ થાય છે. દરેક પત્રમાં કાળ પરત્વે ને વ્યક્તિ પરત્વે જુદા જુદા અભિપ્રાય લખ્યા છે. ૪૧મા અંકમાં તેઓ જણાવે છે કે નિરાગીત્વ, વિનયતા, અને સત્પુરૂષની આજ્ઞા નહિ મળવાથી જીવને ભ્રમણ થયું છે. એ હકીકત ઠીક છે, પણ એ સ્થળે "સત્પુરૂષની આજ્ઞા" એ શબ્દો જે લખાયા છે, તે શબ્દો શું મહાવીર માટે કે કોઇ મહાત્યાગી, મહાજ્ઞાની માટે તેમણે વાપર્યા હશે. ? કે સત્ પુરૂષ તે બીજો કોઇ હશે, કે તે તેમણે પોતાના માટે વાપર્યા હશે ? આપણે અત્યારે સંકુચિત દષ્ટિથી નહિ જોઇએ; આગળ ઉપર બહુ સાફ કથન આવશે, ત્યારે કંઇક વિચાર કરીશું.

[ અંક ૪૨ મો. ]

તેઓ લખે છે કે—

"મારા ભણી મોહદશા નહિ રાખો, હું તો એક અલ્પ શક્તિવાળું પામર મનુષ્ય છું સૃષ્ટિમાં અનેક સત્પુરૂષો ગુપ્ત રૂપે રહ્યા છે. તેમના ગુણને સ્મરો."

કોઈ ઉપર આમ પત્ર લખતાં તેઓ પોતાની નિકૃષ્ટતા બતાવે છે, કોઇએ ભક્તિવશ થઇ બહુ ગુણ તેમનામાં જોઇ અત્યંત

લાગણીભર્યો પત્ર લખ્યો હશે, ત્યારે શ્રીમદે આમ લખ્યું હોય એમ જણાય છે. તેઓ એક પછી એક પત્રમાં ઉત્તર આપવા સાથે આત્મજ્ઞાનની વાર્તા કરતા હોય છે, ને બોધ પણ આપતા હોય છે. જૈન શૈલિમાં તેમનો સારો વિકાસ થયો છે એમ એકેક પત્રમાં આગળ વધીએ ત્યારે સમજાય છે.

## [ ૫૦ મો અંક ] ગૃહાવાસમાં પાંચમું જીવસ્થાનક.

આ પત્રમાં તેમણે ધ્યાનની વાર્તા કરી છે. તેમા ધર્મધ્યાનની વાર્તા જીવ (ગુણ) સ્થાનકને અગે ઘણી સારી કરી છે. વચમાંથી માત્ર થોડો ભાગ લઈએ. તેઓ જણાવે છે કે—

"ચોથે જીવ (ગુણ) સ્થાનકે આવેલો પુરૂષ પાત્રતા પામ્યો ગણી શકાય; ત્યાં ધર્મધ્યાનની ગૌણતા છે. પાંચમે મધ્યમ ગૌણતા છે, છઠ્ઠે મુખ્યતા પણ મધ્યમ છે; સાતમે મુખ્યતા છે. આપણે ગૃહાવાસમાં સામાન્ય વિધિએ પાંચમે ઉત્કૃષ્ટ તો આવી શકીએ આ શિવાય ભાવની અપેક્ષા તો ઓરજ છે."

આ પ્રમાણે જીવસ્થાનક સાથે ધર્મધ્યાનની પ્રવૃત્તિ રહી શકે છે તે સ્થિતિ બરાબર છે, ને આગમો તેમ કહે છે. આપણે ગૃહાવાસમાં પાંચમે ઉત્કૃષ્ટ આવીએ, તેમ બીજા કોઈ સાથે તેઓ પત્રમાં વાર્તા કરતા જણાય છે. ગૃહવાસમાં પાંચમું જીવસ્થાનક જીવો મેળવી શકે છે, ને તેઓને પણ હોય; આમ તેમનું કહેવું હોવા છતાં આજે તેમના (શ્રીમદ્‌ના) અનુયાયીઓ બીજા ઉપર ધસારો કરતાં બોલે છે. કે, અરે ભાઈ! પાંચમું ચોથું હવે જવા દો, આપણે પહેલા જીવસ્થાનકમાં હોઈએ તોપણ બહુ પુણ્ય! ભલ ભલા સાધુઓને પણ ચોથું પાંચમું આવી શકતું નથી; શું એ જીવસ્થાનક રસ્તામાં પડયું છે કે આપણે ચોથા પાંચમામાં જઇએ! જવા દો, એટલી બધી વાર્તા કરશો નહિ! કેટલાકો તો કહે છે કે હજી આપણે પહેલામાં પણ નથી. આમ જ્યારે તેમના અનુયાયીઓ બીજા જૈનાનુયાયી સાથે વાર્તા કરે છે, ત્યારે આપણે તેમના આત્મજ્ઞાન વિષે કે તેમને

જેમના તરફથી જ્ઞાનનો વારસો મળ્યો છે તેમના વિષે શું વિચાર કરવો જોઈએ? એટલે સાફ વક્તવ્ય એ છે કે તેમના અનુયાયીઓ કટાક્ષમાં ગમે તે બોલે, પણ શ્રીમદ્ કહે છે કે, ગૃહાવાસમાં ખુશીથી જીવો ચોથે પાંચમે જીવસ્થાનકે આવે છે. એ પત્રમાં મૈત્રી પ્રમોદાદિ ભાવના વિષે તેમણે સારૂં વિવેચન કર્યું છે, એટલું ખુલ્લા દિલથી સ્વીકારવું જોઈએ.

## [ ૫૨ મો અંક ] જાતિસ્મરણ.

આ અંકમાં કોઈ ઉપર પત્ર લખતાં નીચે "પંચાંગી પ્રશસ્ત ભાવે પ્રણામ" શ્રીમદ્ કરે છે. એથી એમ સમજાય છે કે તેઓ તેમના કરતાં કોઈ ઉચ્ચ વ્યક્તિને પત્ર લખતા હશે, નહિ તો પંચાંગી પ્રણામ શાને લખે? પણ વ્યક્તિ કોણ હશે તે સમજાતું નથી. (જો કે આસપાસના સંયોગ ને એક બીજાના સંબધ ઉપરથી સમજાય છે, પણ આવશ્યકતા ન લાગવાથી જતું કરાય છે). એ પત્ર કોઈ પર લખતાં પુનર્જન્મ સંબંધના પ્રશ્નના ઉત્તરમાં તેઓ ૧૪૩ પૃષ્ટના છેલ્લા પેરેગ્રાફમાં જણાવે છે કે—

"આ કાળમાં પણ કોઇ કોઇ મહાત્માઓ ગત ભવને જાતિસ્મરણ જ્ઞાન વડે જાણી શકે છે: જે જાણવું કલ્પિત નહિ પણ સમ્યક્ હોય છે."

આ ઉપરથી જાતિસ્મરણ વિષે વાર્તા તેઓ કરતા લાગે છે; પણ ઘણી ગુંચવણી સાથે પત્રમાં એ વાર્તા થઈ છે. સાફ સાફ વાર્તા જિજ્ઞાસુ ઇચ્છે છે, પણ તેઓ સ્પષ્ટ વાર્તા કરતાં કરતાં અટકી જાય છે. જાતિસ્મરણ જ્ઞાન આ ભવમાં થાય છે, તે વિષે બહુ ભાર તેઓ આપે છે, પણ કોઈ વ્યક્તિનું નામ આપતા નથી. એ વાર્તા તેમણે છૂપી રાખી હોય, કે પછી પત્રમાંથી કોઈએ પાછળથી કહાડી નાંખી હોય જાતિસ્મરણ જ્ઞાનથી "ભૂત ભવ"ની જ્યાંસુધી પ્રતીતિ થાય નહિ, ત્યાંસુધી ભવિષ્ય કાળમાં ધર્મ સંબંધી પ્રયત્ન કરવો તે શંકાસ્થાન છે; એમ પ્રત્યક્ષ જ્ઞાન એટલે જાતિસ્મરણ જ્ઞાન ઉપર તેઓ ભાર આપે છે ને વળી કહે છે કે—

"આ 'પુનર્જન્મ' છે; આટલું પરોક્ષે-પ્રત્યક્ષે નિઃશંકત્વ જે પુરૂષને પ્રાપ્ત થયું નથી, તે પુરૂષને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય એમ શાસ્ત્રશૈલી કહેતી નથી."

એટલે તેઓ એક વાત કરી બીજા વિષયમાં પરિણામી નાંખે છે અને ત્યાંથી ત્રીજી વાર્તામા લઈ જાય છે. મૂળ વાર્તા જે કહેવી છે તે સાફ કહ્યા વિના જિજ્ઞાસુ વાચકને વિચારના વમળમાં તેઓ નાંખી દેતા હોય એમ લાગે છે. આમ અનેક જગ્યાએ વાતો કરી મુખ્ય મુદ્દામાથી નિકળી જવાની યુક્તિમાં રમતા હોય તેમ તેઓની લેખનશૈલી ઉપરથી જણાય છે.

## [ ૫૫ મો અંક ] અનંતાનુબંધી ચતુષ્ક.

આ અંકમાં તેમણે ઘણી સારી વાર્તા કરી છે. તેઓ લખે છે કે—

"અનંતાનુબંધી ક્રોધ, અનંતાનુબંધી માન, અનંતાનુબંધી માયા, અનંતાનુબંધી લોભ એ ચાર, તથા મિથ્યાત્વ મોહનીય; મિશ્ર મોહનીય, સમ્યક્ત્વ મોહનીય એ ત્રણ એમ સાત પ્રકૃતિ જ્યાંસુધી ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય થતી નથી ત્યાંસુધી સમ્યક્દૃષ્ટિ થવું સંભવતુ નથી. એ સાત પ્રકૃતિ જેમ જેમ મંદતાને પામે તેમ તેમ સમ્યક્ત્વનો ઉદય થાય છે. તે પ્રકૃતિઓની ગ્રંથી છેદવી પરમ દુર્લભ છે. જેની તે ગ્રન્થી છેદાઈ, તેને તે આત્મા હસ્તગત થવો સુલભ છે."

"સદ્‌ગુરૂના ઉપદેશ વિના અને જીવની સત્પાત્રતા વિના એમ થતું અટક્યું છે. તેની પ્રાપ્તિ કરીને સંસારતાપથી અત્યંત તપાયમાન આત્માને શીતલ કરવો એજ કૃતકૃત્યતા છે."

સાત પ્રકૃતિની મંદતા થવાથી સમ્યક્ત્વનો વિકાસ (પ્રકાશ) થાય છે, એ વાર્તા તેમણે તદ્દન સીધી ઋજુ ને ઘણી સારી કરી છે; પણ આજે તેમના અનુયાયીઓ આવી સ્પષ્ટ વાર્તાને ઢુળાવી દે છે. "એવી યોગ્યતા આપણામાં ક્યાં છે?" એમ ખેંચી જઈ તેઓ વિરૂદ્ધ વિચારમાં બીજાઓને ઘસડી જાય છે. કહ્યા વિના નથી ચાલતું

કે તેઓ શ્રીમદ્દને માટે સારો ભાવ ઉત્પન્ન કરવાના બદલામાં મિથ્યા ભાવ ઉત્પન્ન થાય તેવો વ્યવસાય કરે છે.

આ સ્થળે શ્રીમદ્દે જણાવ્યું છે કે સદ્દગુરૂના ઉપદેશ વિના એમ થવું અટક્યું છે. એ વાર્તા સાચી છે. પણ કોઈ પ્રશ્ન કરે કે સદ્દગુરૂ કોને કહેવા તો તેઓ સદ્દગુરૂ કોને બતાવશે? મતલબ એ છે કે તેમણે જે વાર્તા કરી છે, તે સિદ્ધાન્તના વિચાર સાથે સંમત છે, પણ સદ્દગુરૂ સંબંધી જ્યા ઉલ્લેખ આવ્યો, ત્યાં પોતાને વિષે ખ્યાલ બાંધીને લખ્યું હોય તો ના નહિ. દરેક લેખમાં એ પ્રમાણે પ્રસંગ આવતાં એ પદ્ધતિએ તેઓ લખતા હોય છે. વસ્તુ એ છે કે, કેટલાક લોકો જુદે જુદે સ્થળેથી શ્રીમદ્દ પાસેથી નવું નવું જાણવાને આવતા હતા, ત્યારે અનંતાનુબંધી ચતુષ્ક વિષે વાર્તા કહેતા લોકો પૂછતા હશે કે કયી રીતે એ વસ્તુ ( સમ્યક્ત્વ )ની પ્રાપ્તિ થાય? ત્યારે તેઓ ઉત્તરમાં સદ્દગુરૂની ઉપયોગિતા જણાવતા હશે. તેથી સદ્દગુરૂની આવશ્યકતા ઉપર તેમણે ખાસ ભાર દીધો હોય એમ જણાય છે.

### [ ૬૦ મો અંક ] પોતાની સ્થિતિ.

પત્ર શરૂ થતાં તેઓ જણાવે છે કે–

" દુખિયા મનુષ્યોનું પ્રદર્શન કરવામાં આવ્યું હોય તો ખચિત તેના શિરોભાગમા હુ આવી શકું. "

આટલુ લખ્યા પછી તેઓ એ વાર્તાનો પલટો કરે છે ને આગળ કહે છે કે—

" તમે મને સ્ત્રી સંબંધી દુઃખી લેખશો નહિ. લક્ષ્મી સંબધી...પુત્ર સંબંધી...કીર્તિ સબંધી ..ભય સંબધી...કાયા સંબધી વિગેરે લેખશો નહિ. મને દુઃખ બીજી રીતિનું છે ... ... ... ... ... વિના દિવાનાપણે હું આ કલમ ચલાવું છું. રાયચંદ નામથી ઓળખાતો વવાણીયા નામના નાના ગામનો લક્ષ્મીમાં સાધારણ એવો પણ આર્ય તરીકે ઓળખાતો દશાશ્રીમાલી વૈશ્યનો પુત્ર ગણાઉં છુ. આ દેહમાં મુખ્યે બે લગ્ન કર્યા છે. અસુખનો હિસાબ નથી. નાનપણની નાની સમજણમાં કોણ જાણે

"આ 'પુનર્જન્મ' છે; આટલું પરોક્ષ-પ્રત્યક્ષ નિઃશંકત્વ જે પુરૂષને પ્રાપ્ત થયું નથી, તે પુરૂષને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય એમ શાસ્ત્રશૈલી કહેતી નથી."

એટલે તેઓ એક વાત કરી બીજા વિષયમાં પરિણામી નાંખે છે અને ત્યાંથી ત્રીજી વાર્તામા લઈ જાય છે. મૂળ વાર્તા જે કહેવી છે તે સાફ કહ્યા વિના જિજ્ઞાસુ વાચકને વિચારના વમળમાં તેઓ નાંખી દેતા હોય એમ લાગે છે. આમ અનેક જગ્યાએ વાતો કરી મુખ્ય મુદ્દામાંથી નિકળી જવાની યુક્તિમાં રમતા હોય તેમ તેઓની લેખનશૈલી ઉપરથી જણાય છે.

## [ ૫૫ મો અંક ] અનંતાનુબંધી ચતુષ્ક.

આ અંકમાં તેમણે ઘણી સારી વાર્તા કરી છે. તેઓ લખે છે કે—

"અનંતાનુબંધી ક્રોધ, અનંતાનુબધી માન, અનંતાનુબધી માયા, અનતાનુબંધી લોભ એ ચાર, તથા મિથ્યાત્વ મોહનીય; મિશ્ર મોહનીય, સમ્યક્ત્વ મોહનીય એ ત્રણ એમ સાત પ્રકૃતિ જ્યાંસુધી ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય થતી નથી ત્યાંસુધી સમ્યક્દષ્ટિ થવું સભવતું નથી. એ સાત પ્રકૃતિ જેમ જેમ મંદતાને પામે તેમ તેમ સમ્યક્ત્વનો ઉદય થાય છે. તે પ્રકૃતિઓની ગ્રંથી છેદવી પરમ દુર્લભ છે. જેની તે ગ્રન્થી છેદાઈ, તેને તે આત્મા હસ્તગત થવો સુલભ છે."

"સદ્‌ગુરૂના ઉપદેશ વિના અને જીવની સત્પાત્રતા વિના એમ થવું અટક્યું છે. તેની પ્રાપ્તિ કરીને સંસારતાપથી અત્યંત તપાયમાન આત્માને શીતલ કરવો એજ કૃતકૃત્યતા છે."

સાત પ્રકૃતિની મંદતા થવાથી સમ્યક્ત્વનો વિકાસ ( પ્રકાશ ) થાય છે, એ વાર્તા તેમણે તદ્દન સીધી ઋજુ ને ઘણી સારી કરી છે; પણ આજે તેમના અનુયાયીઓ આવી સ્પષ્ટ વાર્તાને ફુલાવી દે છે. "એવી યોગ્યતા આપણામાં ક્યાં છે ?" એમ ખેંચી જઈ તેઓ વિરૂદ્ધ વિચારમા બીજાઓને ઘસડી જાય છે. કહ્યા વિના નથી ચાલતું.

કે તેઓ શ્રીમદ્‌ને માટે સારો ભાવ ઉત્પન્ન કરવાના બદલામાં મિથ્યા ભાવ ઉત્પન્ન થાય તેવો વ્યવસાય કરે છે.

આ સ્થળે શ્રીમદે જણાવ્યું છે કે સદ્‌ગુરૂના ઉપદેશ વિના એમ થવું અટક્યું છે. એ વાર્તા સાચી છે; પણ કોઈ પ્રશ્ન કરે કે સદ્‌ગુરૂ કોને કહેવા તો તેઓ સદ્‌ગુરૂ કોને બતાવશે? મતલબ એ છે કે તેમણે જે વાર્તા કરી છે, તે સિદ્ધાન્તના વિચાર સાથે સંમત છે, પણ સદ્‌ગુરૂ સંબંધી જ્યાં ઉલ્લેખ આવ્યો, ત્યાં પોતાને વિષે ખ્યાલ બાંધીને લખ્યું હોય તો ના નહિ. દરેક લેખમાં એ પ્રમાણે પ્રસંગ આવતા એ પદ્ધતિએ તેઓ લખતા હોય છે. વસ્તુ એ છે કે, કેટલાક લોકો જુદે જુદે સ્થળેથી શ્રીમદ્‌ પાસેથી નવું નવું જાણવાને આવતા હતા, ત્યારે અનંતાનુબંધી ચતુષ્ક વિષે વાર્તા કહેતા લોકો પૂછતા હશે કે કયી રીતે એ વસ્તુ ( સમ્યક્ત્વ )ની પ્રાપ્તિ થાય? ત્યારે તેઓ ઉત્તરમાં સદ્‌ગુરૂની ઉપયોગિતા જણાવતા હશે તેથી સદ્‌ગુરૂની આવશ્યકતા ઉપર તેમણે ખાસ ભાર દીધો હોય એમ જણાય છે.

### [ ૬૦ મો અંક ] પોતાની સ્થિતિ.

પત્ર શરૂ થતાં તેઓ જણાવે છે કે—

“ દુખિયા મનુષ્યોનું પ્રદર્શન કરવામાં આવ્યું હોય તો ખચિત તેના શિરોભાગમા હું આવી શકું.”

આટલું લખ્યા પછી તેઓ એ વાર્તાનો પલટો કરે છે ને આગળ કહે છે કે—

“ તમે મને સ્ત્રી સંબંધી દુઃખી લેખશો નહિ. લક્ષ્મી સંબધી...પુત્ર સંબંધી...કીર્તિ સબંધી...ભય સંબધી...કાયા સંબધી વિગેરે લેખશો નહિ. મને દુઃખ બીજી રીતિનું છે ... ... ... ... ... વિના દિવાનાપણે હું આ કલમ ચલાવું છું. રાયચંદ નામથી ઓળખાતો વવાણીયા નામના નાના ગામનો લક્ષ્મીમાં સાધારણ એવો પણ આર્ય તરીકે ઓળખાતો દશાશ્રીમાલી વૈશ્યનો પુત્ર ગણાઉં છુ. આ દેહમાં મુખ્યે બે બનાવ ક્ર્યા છે, અસુખનો હિસાબ નથી. નાનપણની નાની સમજણમાં કોણ જાણે

ક્યાંથીએ મોટી કલ્પનાઓ આવતી. સુખની જિજ્ઞાસા પણ ઓછી નહોતી; અને સુખમાં પણ મહાલય બાગબગીચા લાડીવાડીનાં કંઇક માન્યાં હતાં સ્ત્રી સિવાય બીજો કોઇ પદાર્થ ખાસ કરીને મને રોકી શકતો નથી-બીજા કોઈ પણ સંસારી સાધને મારી પ્રીતિ મેળવી નથી; તેમ કોઈ ભયે મને બહુલતાએ ઘેર્યો નથી. સ્ત્રીના સંબંધમાં જિજ્ઞાસા ઓર છે, અને વર્તના ઓર છે. એક પક્ષે તેનું કેટલા કાલ સુધી સેવન કરવું સમ્મત કર્યું છે, તથાપિ ત્યાં સામાન્ય પ્રીતિ-અપ્રીતિ છે; પણ દુઃખ એ છે કે જિજ્ઞાસા નથી, છતા પૂર્વ કર્મ કા ઘેરે છે? એટલેથી પતતું નથી. પણ તેને લીધે નહિ ગમતા પદાર્થોને જોવા, સુંઘવા, સ્પર્શવા પડે છે, અને એજ કારણથી પ્રત્યેક ઉપાધિમાં બેસવુ પડે છે.”

આ પ્રમાણે પોતાની સ્થિતિનું વૃત્તાન્ત લખતા શ્રીમદ્ પોતાનો હૃદગતભાવ ખુલ્લો કરે છે. શરૂઆતમા તેઓ જણાવે છે કે દુઃખી મનુષ્યોના અગ્ર ભાગમા હું ખચિત આવી શકું તેમ છું; પણ પછી વળી એમ લખતાં તેઓનો વિચાર બદલાતો હોય એમ લખે છે કે મને કોઇ પ્રકારનુ દુઃખ નથી. ગમે તેમ હો, આપણને તે સાથે સંબંધ નથી. વળી આગળ તેઓ જણાવે છે કે, મને નાની ઉંમરમા મોટા મોટા સુખોપભોગની કલ્પનાઓ થતી હતી; બગીચો, લાડીવાડી માટે તેમને આતુરતા હતી. એટલેથી તેઓ નહિ અટકતાં આગળ વધીને કહે છે કે સ્ત્રીસુખ માટે બહુ ઇચ્છા રહેતી હતી, ને કેટલાક કાળ સુધી તેના શરીરનુ સેવન કરવું એ પણ તેમણે ચોક્કસ કર્યું હતું. એમના કથન પ્રમાણે સ્ત્રી શરીર કરતાં કોઇ પણ ચીજ તેમને વધારે પ્રિય નહોતી. એના સુખની ખાતર આ ઉપાધિમાં તેઓ રહે છે, જો કે નહિ ગમતા પદાર્થો ઉપર કંટાળો આવતો હશે, તોપણુ મોહ રાજાની આણુ વર્તવાને લીધે તેમને તેવા પદાર્થો જોવા સુંઘવા સ્પર્શવા પડે છે. શ્રીમદ્‌ના દિલની આવી સ્થિતિ છતાં તેઓ સંસાર-માંથી છૂટી શકતા નથી. વિષયસેવન કરવું એમાં એમની રુચિ હતી એમ તેઓ સાફ કહે છે. આ પહેલાં ૧૯ મા વર્ષમાં તેઓ કહી

ગયા છે કે—" આ આત્માએ હવે ઝંપલાવ્યું છે, ધર્મ સ્થાપવા માટે." (જુઓ અંક ૩૮ મો) તો હવે એમાં કયું ખરૂં ? આ આખા લેખમાં પોતાને સુખની કેટલી તૃષ્ણા હતી ને એ વસ્તુને કેવા વેગથી સેવી રહ્યા હતા. તે સમજી શકાય તેમ છે. એક બાજુમાં ધર્મ સંબંધી ઉચ્ચ વિચારો તે દર્શાવી રહ્યા છે, બીજી બાજુમાં મોહ રાજાની કેટલી બધી આજ્ઞા ઉઠાવી રહ્યા છે ! પોતે કબૂલ કરે છે કે મોહ રાજાની તેઓના ઉપર ન કહી શકાય તેટલી લાગવગ ચાલી રહી છે.

## [ અંક ૬૩ મો ] આત્મવૃત્તાન્ત.

આ અંકમાં પોતાના જન્મની તારીખ ટાંકી બતાવે છે કે—

"સવત ૧૯૨૪ ના કાર્તિક શુદિ ૧૫, રવિએ મારો જન્મ હોવાથી આજે મને સામાન્ય ગણતરીએ ૨૨ વર્ષ થાય છે .. ... સમર્થ તત્ત્વજ્ઞાનીઓએ અને સમર્થ નાસ્તિકોએ જે જે વિચારો કર્યા છે, તે જાતિના અનેક વિચારો મે અલ્પ વયમાં કર્યા છે. મહાન ચક્રવર્તીએ કરેલા તૃષ્ણાના વિચાર અને એક નિઃસ્પૃહી મહાત્માએ કરેલા નિઃસ્પૃહાના વિચાર મેં કર્યા છે. અમરત્વની સિદ્ધિ અને ક્ષણિકત્વની સિદ્ધિ ખૂબ વિચારી છે. અલ્પ વયમાં મહાન્ વિચારો કરી નાખ્યા છે. ... ... ... પ્રથમની મારી ઉગતી વિચારશ્રેણી, આત્મદશા અને આજને આકાશ પાતાલનું અતર છે; તેનો છેડો અને આનો છેડો કોઇ કાળે જાણે મળ્યા મળે તેમ નથી."

આ આત્મવૃત્તાન્ત સંબંધી લેખ વાંચતાં તેમના હૃદયમાં કેવી કેવી ઇચ્છાઓ થતી હતી તે સમજી શકાય તેમ છે. એટલે એક વખતે મહાન્ યોગી થવાની તેમણે ઇચ્છા કરી હોય, ત્યારે એક વખતે ચક્રવર્તી થવાના વિચારો દોડાવ્યા હોય. એક વખત તત્ત્વજ્ઞાનીની વિચારગુહામાં પેઠા હોય, ને એક વખત પક્કા નાસ્તિકના શિરોભાગમાં રમવા તેમણે ચાહ્યું હોય. આમ ઉલટસુલટ વિચારો કે કલ્પનાઓ તેમણે ગમે તેટલાં કર્યા હોય પણ તેથી શું ? આથી એમના દિલનો આશય તો એ સમજાય છે કે તેમણે ચક્રવર્તી થવા

કે યોગી થવા કે પછી તત્ત્વજ્ઞાની થવા કે નાસ્તિક થવા વિચારો કર્યા હોય, પણ એમાથી એક પણ થવું તે સહેલું નહોતું. શેખચલ્લીએ અત્યંત સુખી મનુષ્ય થવા કલ્પનાએ। કરી હતી, પણ તેમ થઈ શકે તેવું ક્યાં હતું? છ ખંડના રાજ્યભોક્તા તરીકે ચક્રવર્તી થવું દુષ્કર હતું, પણ એક મહાન્ નિઃસ્પૃહી નર થવું દુષ્કર નહિ હતું. જો એ સ્થિતિ સ્વીકારી હોત તો થઇ શક્ત. પણ એ દિવસ ક્યાંથી કે મોહ રાજા તેમને દબાવવાનું ભૂલી જઇને તેમનાથી દબાય?

હવે આગળ તેઓ પોતાની સમુચ્ચય વયચર્યા લખે છેઃ

"રમત ગમતમા પણ વિજય મેળવવાની ને રાજેશ્વર જેવી ઉંચી પદવી મેળવવાની પરમ જિજ્ઞાસા* હતી. વસ્ત્ર પહેરવાની, સ્વચ્છ રાખવાની, ખાવા પીવાની, સુવા બેસવાની, બધી વિદેહી દશા હતી ... ... સાત વર્ષથી અગિયાર વર્ષ સુધીનો કાળ કેળવણી લેવામાં હતો. આજે મારી સ્મૃતિ જેટલી ખ્યાતિ ભોગવે છે, તેટલી ખ્યાતિ ભોગવવાથી તે કંઈક અપરાધી થઈ છે ... ... ... સ્મૃતિ એવી બલવત્તર હતી કે જેવી સ્મૃતિ બહુજ થોડા મનુષ્યોમાં આ કાળે, આ ક્ષેત્રે હશે. અભ્યાસમાં પ્રમાદી બહુ હતો. વાતડાહ્યો રમતિયાળ અને આનંદી હતો."

આ પ્રમાણે પોતાની રૂચિ ને સ્વભાવ વિષે તેઓ લખે છે. આગળ જતા તેઓ જણાવે છે કે બાળલીલામાં રામદાસજી પાસે જતાં તેમની કંઠી બાંધી હતી. કૃષ્ણના અવતાર સબંધી ચમત્કારો સાંભળવામાં તેઓને બહુ રસ આવતો હતો. વૈભવી પાત્રો સાંભળતાં તેવો વૈભવ મેળવવાની તેમને ઉત્કંઠા થતી હતી. "પ્રવીણ સાગર" ગ્રન્થ વાચ્યો હતો, બહુ સમજણ પડતી નહિ હતી, પણ સ્ત્રી સંબંધી નાના પ્રકારનાં સુખમાં લીન રહેવાને ઉપાધિરહિત જીવન ગાળવા ને

---

* આ જગ્યાએ ને પહેલાં કોઇ જગ્યાએ જિજ્ઞાસા શબ્દ વાપર્યો છે, પણ જિજ્ઞાસા એટલે જાણવાની ઈચ્છા; આ જગ્યાએ માત્ર ઈચ્છા શબ્દ વક્તવ્ય છે.

શાન્તપણે કથા શ્રવણ કરવા ઇચ્છા રહ્યા કરતીઃ એવા આશયથી તેઓ એ લેખ લખી રહ્યા છે. એટલે કે સાંસારિક વિષયો ને વૈભવો માટેની અપાર તૃષ્ણા તેમના મગજમાં સમજણ આવી ત્યારથી થયા કરે છે. પોતે જ પોતાના લેખમાં જ્યારે આવું લખી રહ્યા છે, ત્યારે પછી તેમના વિષે કાંઈ કહેવા કે ટીકા કરવાની જરૂર રહેતી નથી. તેમણે મેળવ્યું કે ન મેળવ્યું, પણ કલ્પના દ્વારા તેમણે પોતાના મનોરાજ્યમાં ખૂબ આનંદ લીધો છે. ત્યાગી થવાની ઈચ્છા અનેક વખત દર્શાવ્યા છતાં વિષયથી પરાઙ્મુખ થઈ શક્યા નહિ એટલે વિષયસેવન એ તેમની આવશ્યકતા હતી, ને ત્યાગી થવું એ એમનું મનોરાજ્ય હતું.

## વૈષ્ણવમાંથી જૈન શી રીતે થયા ?

"જન્મભૂમિકા (વવાણીયા)માં જેટલા વાણીયાઓ રહે છે, તે બધાની કુલ શ્રદ્ધા ભિન્ન ભિન્ન છતાં કાંઈક પ્રતિમાના અશ્રદ્ધાળુનેજ લગતી હતી... પહેલેથી સમર્થ શક્તિવાળો ને ગામનો નામાંકિત વિદ્યાર્થી લોકો મને ગણતા, તેથી મારી પ્રશંસાને લીધે ચાહીને તેવા મંડળમા બેસી મારી ચપલ શક્તિ દર્શાવવાનો હુ પ્રયત્ન કરતો કંઠીને માટે વારંવાર તેઓ મારી હાસ્યપૂર્વક ટીકા કરતા; છતા હું તેઓથી વાદ કરતો અને સમજણ પાડવા પ્રયત્ન કરતો; પણ હળવે હળવે મને તેમના પ્રતિક્રમણ સૂત્ર ઈત્યાદિક પુસ્તકો વાંચવા મળ્યા. તેમાં પણ બહુ વિનયપૂર્વક સર્વ જગત્ ને જીવથી મિત્રતા ઈચ્છી છે, તેથી મારી પ્રીતિ તેમાં પણ થઈ અને પેલામાં પણ રહી. હળવે હળવે આ પ્રસંગ વધ્યો, છતાં સ્વચ્છ રહેવાના તેમજ બીજા આચાર-વિચાર મને વૈષ્ણવના પ્રિય હતા, અને જગત્ કર્તાની શ્રદ્ધા હતી. તેવામાં કંઠી તૂટી ગઇ, એટલે ફરીથી મેં બાંધી નહિ."

આ પ્રમાણે તેઓ જૈન ધર્મ સાથેનો પોતાનો પરિચય જણાવે છે. શંકા થાય છે કે આટલા જ પરિચયથી શું તેઓ જૈન દર્શન વિષે આટલું સારૂં જાણી શક્યા હશે ? શું તેમણે કોઈ વ્યક્તિનો સારી પેઠે સહવાસ નહિ કર્યો હોય ? જો તેમને કોઇનો સારો વ્યક્તિ-

ગત પરિચય ન હોય તો શરૂઆતમાં તેમણે "ભાવનાબોધ," "મોક્ષમાલા" વિગેરે જૈન ધર્મને અંગે જે સારૂં લખી જનતા આગળ મૂક્યું, તે તેઓ કેવી રીતે મૂકી શક્યા હોય? વખત વહેવા સાથે તેઓ સ્વતંત્ર વિચારક ને લેખક થઈ શક્યા એ બનવા સંભવ છે, પણ પ્રારંભમાં તેમને કોઈ વ્યક્તિનો પરિચય હોય નહિ, તો આમ બનવું અસંભવિત છે. આથી સમજી શકાય છે કે તેર વર્ષ થયા પછી આગળ ૧૮–૧૯ વર્ષ દરમિયાનમાં તેમને કોઈ વ્યક્તિ સાથે સારો સમાગમ હોવો જોઇએ, જેથી તેમને જૈન દર્શન વિષે સારૂં જાણવાનું મળ્યું હોય. પણ એ પ્રસંગ લખવો જાણીબુઝીને જતો કર્યો હોય, કે રહી ગયો કે પછી કદાચ કોઈ સ્થળે લખેલ હોય. અનેક સ્થળે તેઓએ પત્રમાં કે પ્રસંગમાં કહ્યું છે કે સદ્દગુરૂ વિના આ વસ્તુ મળવી અત્યંત દુર્લભ છે. જીવે સ્વછંદપણે ઘણી વખત કર્યું છે. પણ ગુરૂ આજ્ઞા અધીન થયા સિવાય મોક્ષ મળે નહિ. તો શંકા એ થાય છે કે તેમને આ વસ્તુસ્થિતિ કેમ પ્રાપ્ત થઇ? શું સ્વયં આત્મજ્ઞાનથી પ્રાપ્ત થઈ કે કોઈ ગુરૂના ઉપદેશથી? એમને પોતાને કોઈ ગુરૂનો યોગ થયો હશે કે નહિ તે વિષે કંઇ વાર્તા મળતી નથી.

### વર્ષ ૨૩ મું.

### [ અંક ૬૬ મો ] આશ્વાસન.

કોઈ એક વ્યક્તિ માંદગીમાં (સંશોધકના કથન પ્રમાણે જુઠાભાઇ) છે, તેમને આશ્વાસન આપતાં તેઓ લખે છે કે—

"નિરંતર સમાધિ ભાવમાં રહો હું તમારા સમીપજ બેઠો છું એમ સમજજો .. ... હમણાં દેહત્યાગનો ભય ન સમજો એવો વખત હશે. તો અને જ્ઞાનીદૃશ્ય હશે તો આગળથી કોઇ જણાવશે કે પહોંચી વળશે. હમણા તો તેમ નથી."

આ પત્ર નીચે તારીખ કે તિથિ મૂકી નથી. ત્યારપછી ગમે તેટલા વખતને અંતરે તેઓ (જુઠાભાઈ) અવસાન પામે છે. અવસાન પહેલાં અંગત નોંધમાં શ્રીમદ્ લખે છે:

## [ ૬૯ મો અંક ] લિંગદેહજન્ય જ્ઞાન.

"આ ઉપાધિમાં પડયા પછી જો મારૂં લિંગદેહજન્ય જ્ઞાન-દર્શન તેવું જ રહ્યું હોય, યથાર્થજ રહ્યુ હોય, તો જુઠાભાઇ અષાડ શુદ ૯ ગુરૂની રાત્રે સમાધિશીત થઇ આ ક્ષણિક જીવનનો ત્યાગ કરી જશે એમ તે જ્ઞાન સૂચવે છે,"

"લિંગદેહજન્ય જ્ઞાનમાં ઉપાધિને લીધે યત્ કિંચિત્ ફેર થયો જણાયો. પવિત્રાત્મા જુઠાભાઇ ઉપરની તિથિએ પણ દિવસે સ્વર્ગવાસી થયાના આજે ખબર મળ્યા."

વસ્તુ એ છે કે જુઠાભાઈ ઉપર પત્ર લખ્યુ તેમાં આ જગ્યાએ (૬૬ મા અંકમાં) તારીખ મૂકી નથી...ત્યારપછી અંગત (સંશોધકના કથન પ્રમાણે) આ નોધ મૂકે છે. તેમા પણ તારીખ નથી. એટલે એની વચ્ચે કેટલો વખત ગયો તે કોઈ સમજી શકે તેમ જણાતુ નથી. તેમણે લખ્યુ હતું કે ભય રાખવાનુ હમણાં કાંઈ કારણુ નથી; એમ હશે તો આગળથી જણાવીશું; પણ તેમણે આગળથી જણાવ્યુ હોય તેમ પણ જણાતુ નથી. તેમને જ્યોતિષ જ્ઞાન વિષે સારો ખ્યાલ હશે; તેથી જુઠાભાઇએ કદાચ તેમને પૂછાવ્યુ હશે.

## [ અંક ૭૨ મો ] મહાન્ ઇચ્છા

શ્રીમદ્ જણાવે છે કે—

કેટલાંક વર્ષ થયાં એક મહાન્ ઇચ્છા અંતઃકરણમા પ્રવર્તી રહી છે; જે કોઈ સ્થળે કહી નથી, કહી શકાઈ નથી; કહી શકાતી નથી, નહીં કહેવાનું અવશ્ય છે. મહાન પરિશ્રમથી ઘણું કરીને તે પાર પાડી શકાય એવી છે; તથાપિ તે માટે જેવો જોઈએ તેવો પરિશ્રમ થતો નથી, એ એક આશ્ચર્ય અને પ્રમત્તતા છે."

એજ પ્રમાણે નીચે બીજા બે ત્રણ પેરેગ્રાફમાં પણ તેઓ લખે છે. કોઇ પણ વાચક વિચારક એક વખત અજ્ઞાન હોવાથી રસ લેઈ શકે છે, પણ પછી અવશ્ય એક વિષયનું વારંવાર પુનરાવર્તન આવવાથી અને તેમાંથી કંઈ પણ અર્થ ન નીકળવાથી

વાચક મુંઝાય છે. શ્રીમદે વિચારમાં જે મોટી વાતો કરી છે, તેમાનું કંઇ તેમણે કરી બતાવ્યુ નથી. તેઓ કહે છે કે " એક મહાન ઇચ્છા કેટલાંક વર્ષ થયાં થઇ છે, તે કહી નથી, કહી શકાઈ નથી, કહી શકાતી નથી. નહિ કહેવાનું અવશ્ય છે." આમ છે ત્યારે તેઓ શા માટે કોઇ પ્રતિ લખી બતાવવા મથે છે? પરિશ્રમથી પાર પાડી શકાય તેમ છે, છતાં લખે છે કે પરિશ્રમ થતો નથી. આમ બેધારી વાત કરીને તેઓ કયો આશય પાર પાડવા ઇચ્છતા હશે? એક વખત પરિશ્રમથી પાર પાડી શકાય તેમ છે, ત્યારે શા માટે તેઓ પરિશ્રમ નથી કરતા? બીજાને કહે છે કે પ્રમાદ કરી બેસી રહેવું તે સંસાર ઘટવાનો ઉપાય નથી, તો પછી તેઓ કયા કારણથી પ્રમત્ત રહેવા ખુશી હશે? આ પત્રમા અંતઃકરણથી ઉગેલી ઊર્મિઓ કોઈ પ્રતિ જણાવતા તેઓ છ બોલ કહી બતાવે છે (૧) આત્મા છે. (૨) તે બંધાયો છે. (૩) તે કર્મનો કર્તા છે. (૪) તે કર્મનો ભોક્તા છે. (૫) મોક્ષનો ઉપાય છે. (૬) આત્મા સાધી શકે છે. આ છ પ્રવચનો છે, તેનું સંશોધન કરવા કોઇને તેઓ ભલામણ કરે છે.

**[ અંક ૯૮ મો ] જન્મ થવા યોગ્ય નહોતો.**

તેઓ લખે છે કે—

" આ ક્ષેત્રમાં આ કાળે આ દેહધારીનો જન્મ થવો યોગ્ય નહોતો. જો કે સર્વ ક્ષેત્રે જન્મવાની તેણે ઈચ્છા રૂંધીજ છે, તથાપિ થયેલા જન્મ માટે શોક દર્શાવવા......લખ્યું છે. કોઇ પણ પ્રકારે વિદેહી દશા। ત્રાસનું-યથાયોગ્ય જીવન્મુક્ત દશા વગરનું-યથાયોગ્ય નિર્ગ્રન્થ દશાવગરનું-ક્ષણ એકનું જીવન પણ ભાળવું, જીવને સુલભ લાગતું નથી; તો પછી બાકી રહેલું અધિક આયુષ્ય કેમ જશે? એ વિટંબના આત્મેચ્છાની છે.

"યથાયોગ્ય દશાનો હજુ મુમુક્ષુ છું. કેટલીક પ્રાપ્તિ છે."

આ ક્ષેત્રમાં તેમનો જન્મ આ કાળે થયો તે વિષે તેમનું મન દુઃખાતું હોય એમ લાગે છે. થયેલા જન્મ માટે શોક દર્શાવવા તેમણે મીંડાં મૂક્યાં હશે. " કોઇ પણ પ્રકારે વિદેહી દશા " આટલું લખી તેઓ

શા માટે અટકી જતા હશે? યથાયોગ્ય નિર્ગ્રન્થ દશા વગરનું જીવવું તેમને જ્યારે ગમતું નથી, તો પછી શા માટે નિર્ગ્રન્થ દશાને તેઓ સ્વીકારતા નથી? શું કોઈ તેમ કરતાં તેમને અટકાવે છે? કોઇ અટકાવતું હોય, તેમ તેઓ બીજા ઉપરના પત્રમાં ફરીયાદ કરતા હોય તેમ તેઓ લખે છે. તેઓ આંતર ઔદાસિન્ય વૃત્તિ હરવખત બીજા પાસે દર્શાવવા ચાહે છે, પણ તેમ કરવા પ્રયત્ન કરતા જણાતા નથી

## [ ૮૦ મા અંક ] ઉપાધિ વિષે.

આ અંકમા એ અભિપ્રાયને મળતાજ વિચારો તેઓ બતાવે છે ને કહે છે કે:—

"અત્ર જે ઉપાધિ છે, તે અમુક કામથી ઉત્પન્ન થઇ છે, અને તે ઉપાધિ માટે શુ થશે, એવી કંઇ કલ્પના પણ થતી નથી." .......

"રાત્રિ અને દિવસ એક પરમાર્થ વિષયનું જ મનન રહે છે આહાર પણ એજ છે નિદ્રા પણ એજ છે. શયન પણ એજ છે સ્વપ્ન પણ એજ છે. ભય પણ એજ છે. ભોગ, પરિગ્રહ, ચલન, આસન પણ એજ છે."

એ પ્રમાણે વિવિધ શબ્દાવલિ તેમણે ગોઠવી છે. જોવું ગમતું નથી, સુંઘવું ગમતું નથી, સાંભળવું ગમતુ નથી, વિગેરે વિગેરે લખી પત્ર ભરી દીધો છે. "નથી અસંગ ગમતો કે નથી સંગ ગમતો, નથી લક્ષ્મી ગમતી કે નથી અલક્ષ્મી ગમતી." તેઓ કહે છે: "એ કાંઈ દુઃખનુ કારણ નથી. દુઃખનું કારણ માત્ર વિષમાત્મા છે." "અને તે જો સમ છે તો સર્વ સુખ જ છે." હવે જો તેમને વિષમાત્મા દુઃખનું કારણ જણાય છે ને સમદશા સુખનું કારણ છે, તો પછી તેઓ તે વસ્તુને પકડી કેમ શકતા નથી, એમ શું કોઈ પ્રશ્ન નહિ કરે? જેને હૃદયમાં સંપૂર્ણ ત્યાગ ને નિરાગતા ઉત્પન્ન થયાં છે, તેને બહારનાં ગમે તેવાં સખ્ત બંધનો હોય પણ તે આપોઆપ ખસી જાય છે. શુષ્ક ગોળો ભિંત ઉપર ભટકાય, પણ તે

લુખો હોવાથી જલદી ભિંતને અટકી પડી જાય છે, તેમ નિર્લેપી તથા નિર્વિષયી વ્યક્તિ સંસારમાં કોઈ પણ રીતે ચોંટી શકતી નથી. ભીનો ગોળો ભીંતને ચોંટી રહે છે, તેમ તેઓ સંસારને દુઃખરૂપ કહેવા છતાં તેમાથી નિકળી શકતા નથી. તેઓ આગળ તેજ પત્રમાં કહે છે કે:—

"આત્મભાવથી પ્રવૃત્તિ નથી થઇ શકતી...ગૃહસ્થપણાની પ્રવૃત્તિ નથી થઇ શકતી. ત્યારે હવે કેમ કરવું? કયા પર્વતની ગુફામા જવું, અને અલોપ થઇ જવુ?"

વસ્તુ એ છે કે વિષયને કેમ લંબાવવો, અથવા પત્રને કેમ શોભાવવો એ એમનું જાણે કે લક્ષ્ય ન હોય? વળી તેઓ આગળ એમ કહે છે કે—

"જ્યોતિષાદિક તરફ હાલ ચિત્ત નથી. ગમે તેવા ભવિષ્યજ્ઞાન અથવા સિદ્ધિઓની ઇચ્છા નથી તેમ તેઓનો ઉપયોગ કરવામાં ઉદાસીનતા રહે છે માટે એ જ્ઞાન સબંધી ચિત્તની સ્વસ્થતાએ વિચારી માંગેલા પ્રશ્નો સંબધી લખીશ અથવા સમાગમે જણાવીશ."

આગળ તેઓ જણાવે છે કે—

"જે પ્રાણિઓ એવા પ્રશ્નના ઉત્તર માંગવાથી આનંદ માને છે, તેઓ મોહાધીન છે અને પરમાર્થના પાત્ર થવા દુર્લભ છે."

એકજ પત્રમાં સાથે સાથે ત્રણ રીતિએ જ્યારે તેઓ ઉત્તર આપે છે, ત્યારે આપણને દુઃખ એ થાય છે કે એકજ વખતમા ત્રણ પ્રકારે બોલવુ, એ મનુષ્યની કેટલી મહત્તા? પહેલાં કહે છે કે ભવિષ્યજ્ઞાન જ્યોતિષાદિક માટે ઉદાસીનતા રહે છે, બીજી વાર કહે છે કે ચિત્તની સ્વસ્થતાએ સમાગમમાં જણાવીશ, ત્રીજી વાર કહે છે કે એવા ઉત્તર માંગે છે તે મોહાધીન પ્રાણીઓ છે. એક તરફ ઉદાસીનતા સિદ્ધ કરે છે, બીજી તરફ તેને વિશ્વાસ આપે છે, ત્રીજી તરફ તેને બરાબર ફટકો મારે છે! જો ઉદાસીનતા છે, તો તેઓ શા માટે ઉત્તર માગનારને આશા આપે છે કે, વખતે ચિત્તની

સ્વસ્થતાએ જણાવીશ ? એમ હોય કે અત્યારે વખત નથી. અથવા ચિત્ત ઉપાધિમાં છે, પણ ઉદાસીનતાનુ બહાનું તેઓ વ્યર્થ શાને કહાડતા હશે ? વળી જો તેમને ઉત્તર આપવાનો ભાવ છે, તો પછી મોહાધીન પ્રાણીઓની ગણતરીમાં તેને મૂકી શાને ફટકો મારે છે ? જો તેઓ ખરેખર એમજ કહેતા હોય કે તેઓ મોહાધીન છે, ને પરમાર્થના પાત્ર થવા દુર્લભ છે, તો તેમણે ૬૭ મા અંકમાં હમણાંજ કહ્યું છે કે “ ચમત્કારો પંચમ કાળમા જે જોઇએ તે એકત્ર થતા જાય છે, ” તો ત્યાં તેમણે તેમ શા માટે કહ્યું હશે ? જો જ્યોતિષાદિક પરમાર્થનું પાત્ર થવા દેવામાં અડચણ નાંખશે, તો શ્રીમદ્‌ને આ માર્ગ ચલાવવામા ચમત્કારો અનુકૂળતા આપશે ખરા કે ? ચમત્કારો મેળવવા ને ચમત્કારોથી લોકોને આંજવા, તે મોહાધીન પ્રાણીઓની સ્થિતિ-વૃત્તિ નથી શું ? પણ સમજાય છે કે આજે વખત બદલાયો છે; તે વખતે પોતાના કાર્યની શરૂઆત હતી. આ લખે છે ત્યારે તે કાર્ય-વ્યવહારના વ્યવસાયની પ્રવૃત્તિ સ્થિર જામી ગઇ છે. જ્યાસુધી કાર્ય-વ્યવહારની સ્થિરતા ન હોય, ત્યાંસુધી મનુષ્ય જ્યા ત્યા ફાંફા મારે છે, તેમ તેમને માટે થયુ હોય એ સંભવિત છે

**[ ૮૧ મો અંક ] સમ્યક્ દશા.**

આ અંકમા સમ્યક્ દશાનાં લક્ષણો વિષે કોઇને કાગળ લખે છે. તેમાં તેઓએ એ લક્ષણો બુદ્ધિપૂર્વક સારી રીતે જણાવ્યાં છે. શમ, સંવેગ, નિર્વેદ, શ્રદ્ધા ને અનુકંપાની વ્યાખ્યાઓ તેમણે સંક્ષેપમાં પણ સારી જણાવી છે.

**[ ૮૨ મો અંક ] સંવત્સરી વિષે ક્ષમાપના.**

કોઇ પ્રતિ પત્ર લખતાં પહેલા પેરેગ્રાફમાં અવિનય આશાતના માટે ક્ષમાવું છું એમ શ્રીમદ્ લખે છે. બીજા પેરેગ્રાફમાં તેઓ લખે છે કેઃ—

"એ પરિભ્રમણ કેવળ સ્વછંદથી કરતા જીવને ઉદાસીનતા કેમ ન આવી? બીજા જીવો પરત્વે ક્રોધ કરતાં, માન કરતાં,........એ માઠું છે એમ યથાયોગ્ય કાં ન જાણ્યું? અર્થાત્ એમ જાણવું જોઇતું હતું, છતાં ન જાણ્યું. એ વળી ફરી પરિભ્રમણ કરવાનો વૈરાગ્ય આપે છે."

"વળી સ્મરણ થાય છે કે જેના વિના એક પળ પણ હું નહિ જીવી શકું. એવા કેટલાક પદાર્થો (સ્ત્રિયાદિક) ને અનંત વાર છોડતાં, તેનો વિયોગ થયો, અનંતકાળ પણ થઇ ગયો, તથાપિ તેના વિના જીવાયું એ કંઇ થોડું આશ્ચર્યકારક નથી."

સ્ત્રી વિના જીવવુ પણ એક વખત તેઓને આકરૂં લાગ્યું છે. વચમાં કેટલાક પેરેગ્રાફ મૂકી દીધા પછી તેઓ જણાવે છે કે—

"કદાપિ કોઇ રીતે તેમાંનું કંઈ કરીએ તો તેવું સ્થાન ક્યાં છે કે જ્યાં જઈને રહીએ? અર્થાત્ તેવા સંતો ક્યાં છે કે જ્યા જઈને એ દશામાં બેસી તેનું પોષણ પામીએ; ત્યારે હવે કેમ કરવું?"

વળી આગળ લખે છે કે.—

"ગમે તેમ હો–ગમે એટલાં દુઃખ વેઠો, ગમે તેટલા પરિષહ સહન કરો, ગમે તેટલા ઉપસર્ગ સહન કરો, ગમે તેટલી વ્યાધિઓ સહન કરો, ગમે તેટલી ઉપાધિઓ આવી પડો, ગમે તેટલી આધિઓ આવી પડો, ગમે તો જીવનકાળ એક સમય માત્ર હો, અને દુર્નિમિત્ત હો, પણ એમ કરવુ જ"

મતલબ એ છે કે ગમે તેમ થાય કે ગમે તે થાય પણ એમ કરવુંજ. પણ શું કરવું તે કાંઈ તેઓ લખતા નથી! ઘણી ઘણી વિચારણા, વાર્તા તેમણે પત્રના પટ ઉપર જણાવી છે, પણ એ બધું પત્રપટ ઉપર હોય એમ જણાય છે. ઉપર તેમણે જણાવ્યું કે તેવું સ્થાન ક્યાં છે, જ્યા જઈ બેસીએ, ને તેવા સંત ક્યા છે કે તેવી દશાનું પોષણ પામીએ; આનો અર્થ શું?

### [ અંક ૮૫ મો ] આઠ રૂચક પ્રદેશ.

જીવના અસંખ્યાત પ્રદેશો છે. એ આઠ રૂચક પ્રદેશ કર્મથી આવૃત્ત છે કે નિરાવૃત્ત છે એ સંબંધી પ્રશ્ન કોઈએ તેમને પૂછ્યો હશે, તેના ઉત્તરમાં તેઓ જણાવે છે કેઃ—

"આઠ રૂચક પ્રદેશ સબંધીનું પ્રથમ તમારૂ પ્રશ્ન છે. ઉત્તરાધ્યયન સિદ્ધાન્તમાં સર્વ પ્રદેશે કર્મવળગણા બતાવી એનો હેતુ એવો સમજાયો છે કે એ કહેવું ઉપદેશાર્થે છે. સર્વ પ્રદેશે કહેવાથી શાસ્ત્રકર્તા આઠ રૂચક પ્રદેશ કર્મરહિત નથી એવો નિષેધ કરે છે એમ સમજાતું નથી અસંખ્યાત પ્રદેશી આત્મામાં જ્યારે માત્ર આઠ જ પ્રદેશ કર્મરહિત છે, ત્યારે અસંખ્યાત પ્રદેશ પાસે તે કઇ ગણતરીમાં છે ?"

તેમની લેખનશૈલી એટલી ગંભીર ને અટપટી છે, કે કોઇ પણ વાચક તેમની કહેવાની મતલબને જલદી ગ્રહી શકે નહિ. તેઓ પોતાની કહેવાની મતલબને એવી આઘી ઉંડી ઉતારી નાંખે છે, કે થોડો વખત વાચક અવશ્ય વિચારમાં પડી જાય. સાફસાફ સંક્ષેપમા કહી નાંખવાનું હોય તોપણ તેઓ તે વિષયને ગુંચવણમા નાંખી દે છે. તેઓ આઠ રૂચક પ્રદેશના સંબંધમા જણાવે છે કે શાસ્ત્રકર્તા આઠ રૂચક પ્રદેશ કર્મરહિત નથી એવો નિષેધ કરે છે એમ સમજાતું નથી. કર્મરહિત નથી એવો નિષેધ કરે છે એમ સમજાતું નથી : એટલે તેમને શું કથનીય છે કે વક્તવ્ય છે ? અત્ર તેમણે એમ સાફ વાત કહેવી જોઇતી હતી કે આઠ રૂચક પ્રદેશ કર્મરહિત છે એમ અમારૂં સમજવું છે : આમ કહેવાના બદલામાં તેમણે ગુંચવણવાળું વાક્ય કરી નાખ્યુ છે. એ વસ્તુને ઠસાવવા માટે તેમણે અંતર્મુહૂર્તની વાર્તા કરી છે.

"અંતર્મુહૂર્ત એટલે બે ઘડીની અંદરનો ગમે તે વખત .....આઠ સમયથી ઉપરાંત અને બે ઘડીની અંદરના વખતને અંતર્મુહૂર્ત કહેવાય છે... જેમ અહીં આઠ સમયની વાત બહુ લઘુત્વવાળી હોવાથી સ્થળે સ્થળે શાસ્ત્રમાં બતાવી નથી, તેમ આઠ રૂચક પ્રદેશની વાત પણ છે, એમ મારૂં સમજવું છે, ને તેને 'ભગવતી', 'પ્રજ્ઞાપના', 'ઠાણાંગ', ઇત્યાદિક સિદ્ધાંતો પુષ્ટિ આપે છે........ શાસ્ત્રકારે બધાં શાસ્ત્રોમાં ન હોય એવી પણ કોઇ વાર્તા શાસ્ત્રમાં કહી હોય તો કંઈ ચિંતા જેવું નથી. .આમ હોવાથી આઠ રૂચક પ્રદેશ નિબંધન છે એ વાત અનિષિદ્ધ છે."

તેઓના કથન પ્રમાણે આઠ રૂચક પ્રદેશ બંધનરહિત છે ને તે હકીકતને સિદ્ધ કરવા ભગવતી, પ્રજ્ઞાપના, ઠાણાગ, વિગેરેને તેઓ સામેલ રાખે છે. આપણે આ સ્થળે એટલુ કહેવું બસ થશે કે સાફ સાફ વાર્તા 'ઉત્તરાધ્યયન સિદ્ધાન્ત'માં હતી, તેને જ્યારે તેમણે ફેંકી દીધી ત્યારે પછી બીજાનું શું કહેવું ? એક પણ સૂત્રના પાઠની નોંધ તેમણે મૂકી હોત, તો ઘણું સારૂં હતું; એક એક વાર્તાને તેમણે એવા વિચિત્ર રૂપમાં મૂકી છે કે કોઈ સામાન્ય અભ્યાસી પણ નહિ કહી શકે કે તેમનું શાસ્ત્રનું સારૂં જ્ઞાન હશે. ઉત્તરાધ્યયનમાંના ૩૩ મા અધ્યયનમાં જુઓઃ—

सव्व जीवाण कम्मंतु, संग्गहे छ दिसागयं ।
सव्वेसु विपएसेसु, सव्व सवेण वद्धगं ॥

એટલે કે "સર્વ જીવો ૭ દિશાગત જ્ઞાનાવરણીયાદિ કર્મ પુદ્ગલોને સગ્રહે છે ને તે કર્મ રજકણોથી સર્વ પ્રદેશો સર્વ રીતે બંધાય છે" આમજ ભગવતીમાં ૮ મા શતકમાં સૂત્રકાર દેશથી ને સર્વથી જીવને કર્મો સ્પર્શે છે તે વિષે ચાર ભંગથી એ વાર્તાને ખુલાસા પૂર્વક જણાવે છે. "**सव्वं सव्वेणं फुसइ**" જીવો સર્વ રીતે (સર્વ પ્રદેશોથી) કર્મોને સ્પર્શે છે; એટલે કર્મ જીવના સર્વ પ્રદેશમાં સ્પર્શી રહ્યા છે. કોઈ પણ જીવ પ્રદેશ કર્મવિના નથી. આમ સૂત્રકારનું જ્યારે સાફ કહેવું છે, ત્યારે તેઓ આઠ રૂચક પ્રદેશ કર્મથી મુક્ત છે એમ કહે છે. જો કે આ સ્થળે એટલો ખુલાસો પણ કરવો ઈષ્ટ છે કે આઠ પ્રદેશ કર્મરહિત છે, તે વાર્તા ગ્રન્થકારના અભિપ્રાયે છે; પણ સિદ્ધાન્તકારના અભિપ્રાયે નથી. ગ્રન્થો સિદ્ધાન્તથી સહજ દૂર ને દૂર ખસતા રહે છે. શ્રીમદ્ સિદ્ધાન્તને આગળ કરે છે, પણ સિદ્ધાન્તથી તેમણે તદ્દન વિરૂદ્ધ કથન કર્યું છે. ઈષ્ટ એ હતું કે આમ વાર્તા ગ્રન્થમાં છે, પણ સિદ્ધાન્તમાં નથી, તેમ તેમણે કહ્યું હોત તો વાર્તા ઘણી સાફ થઈ જાત. પણ તેઓ

કહે છે કે બધાં શાસ્ત્રમાં ન હોય તેવી કોઇ પણ વાર્તા શાસ્ત્રમાં કરી હોય તો કંઈ ચિંતા જેવું નથી। એવી કોઈ વાર્તા વિરલા મનુષ્યને અર્થે કહેવાઇ હોય છે, એટલે જો બધા શાસ્ત્રનું તંત્રીત્વ પોતે રાખે છે, તો પછી તેમને કહેવાનું શું હોય?

## ચૌદ પૂર્વધારી વિષે

કોઈ વ્યક્તિએ ચૌદ પૂર્વધારી વિષે પ્રશ્ન કર્યું છે કે "ચૌદ પૂર્વધારી કંઇ જ્ઞાને ઉણા-એવા-અનંત નિગોદમાં લાભે અને જઘન્ય જ્ઞાનવાળા પણ અધિકમા અધિક પંદર ભવે મોક્ષે જાય એ વાતનુ સમાધાન કેમ?" પ્રશ્નના જવાબમાં શ્રીમદ્ કહે છે:

"એનો ઉત્તર જે મારા હૃદયમાં છે તેજ જણાવી દઉં છું. એ જઘન્ય જ્ઞાન બીજું, અને એ પ્રસંગ પણ બીજો છે. જઘન્ય જ્ઞાન એટલે સામાન્યપણે, પણ, મૂળ વસ્તુનું જ્ઞાન, અતિશય સંક્ષેપમાં છતાં મોક્ષના બીજરૂપ છે, એટલા માટે એમ કહ્યુ. અને 'એક દેશે ઉણું' એટલુ ચૌદ પૂર્વધારીનું જ્ઞાન તે એક મૂળ વસ્તુના જ્ઞાન સિવાય બીજું બધું જાણનાર થયું; પણ દેહ દેવળમાં રહેલો શાશ્વત પદાર્થ જાણનાર ન થયું અને એ ન થયું તો પછી લક્ષ વગરનું ફેંકેલું તીર લક્ષ્યાર્થનું કારણ નથી, તેમ આ પણ થયું."

આ વિષયનો ઉત્તર તેમણે ઘણો લંબાવ્યો છે. તેમના કથન પ્રમાણે જઘન્ય જ્ઞાનવાળા પંદર ભવે મોક્ષે જાય છે. તેઓને સામાન્ય પણ મૂલ વસ્તુનુ (આત્મતત્ત્વનું) જ્ઞાન હોય છે તેથી તેઓ મોક્ષે જાય છે. પણ ચૌદ પૂર્વધારી કંઇક ન્યૂન અભ્યાસમાં-સાધુઓ, નિગોદ-અનંત નિગોદ-મા જાય છે, તેઓ પ્રયત્ન કરે છે પણ આત્મતત્ત્વને નહિ સમજવાથી તેઓ તેમ પછડાય છે, આમ તેઓનું વક્તવ્ય છે એટલે કે લક્ષ વગરનું ફેંકેલું તીર ધારેલા ઠેકાણે જતું નથી, અથવા કહો કે લક્ષ્યાર્થનુ કારણ નથી. આ વાત ઠીક છે, પણ તેઓને નિગોદમાં જવાનું કારણ શું? શું તેઓ આત્મતત્ત્વને જાણી ના શકયા એટલે નિગોદમાં ગયા? જો તેમ હોય તો તાપસ વિગેરે આત્મસ્વરૂપને જાણ્યા વિના ધૂણી ધખાવે છે ને

કષ્ટ સહન કરે છે, તેઓ કોઇ પણ દેવલોકમાં જાય છે, પણ નિગોદમાં ગયા છે, તેવું કયાંએ કહ્યું નથી. ચૌદ પૂર્વધારીએ શું ગુન્હો કર્યો કે તેઓ અનંત નિગોદમાં ગયા? ગુન્હો તો જણાવ્યો નથી, ને નિગોદમાં ગયા તેની સિદ્ધિ કહી બતાવી, તો શંકા એ છે કે ચૌદ પૂર્વધારીઓ શાથી નિગોદમાં ગયા તેનો તેમણે થોડો પણ ખુલાસો કરવો હતો, ને પછી હા કહેવી હતી. તેમ કહી શકયા નથી તો એમની પાસે કયી રીતિનું જ્ઞાન આપણે હવે સમજવું? શું આપણે તેમના કહેવા પ્રમાણે હા પાડવી તે ઇષ્ટ છે કે તેનો કંઇ વિચાર કરવો તે ઇષ્ટ છે?

ચૌદ પૂર્વધારીઓ-ચૌદ પૂર્વ પૂરા ભણવામાં થોડા ન્યૂન-જેનો અંત ન પામીએ એવા અનંત નિગોદમાં ગયા તેને માટે શું પ્રમાણ? બત્રીશ આગમ પૈકી કયા આગમમાં એ વાર્તા જણાવી છે કે ચૌદ પૂર્વધારીઓ નિગોદમાં જાય છે? ધારો કે તેમના કથન પ્રમાણે તે વાર્તા છે, તો પ્રશ્ન એ છે કે ચૌદ પૂર્વ સુધી અભ્યાસ કરે ને તેટલો બોધ પામે તો તેઓને આત્મતત્ત્વની દૃષ્ટિ શું નહિ આવી હોય? આત્મતત્ત્વ જ્ઞાન વિષે તેમને વિચાર નહિ આવ્યો શું? આ વાર્તા કયી રીતે સમજાય તેમ છે? દશ પૂર્વ અપૂર્ણ હોય, તેમનું શ્રુત જ્ઞાન મિથ્યા કદાચ હોય, પણ પૂર્ણ દશ પૂર્વજ્ઞાનીનું વચન સમ્યક્‌યુક્ત હોય છે, તો પછી ચૌદ પૂર્વધારીનું વચન સમ્યક્ હોય તેમાં આશ્ચર્ય શું? જ્યાં સમ્યક્ દૃષ્ટિ છે, ત્યાં સમ્યક્ જ્ઞાન છે, ને જ્યાં સમ્યક્ જ્ઞાન ત્યાં આત્મજ્ઞાન છે. એ વાર્તા સમજાતી નથી કે તેઓએ કયી અપેક્ષાએ આ હકીકતને આમ ફૂટી નાંખી છે, લોકો તો ગમે તે પ્રશ્ન કરે, પણ તે વાર્તાને તેમણે બરાબર સાફ કહેવી જોઇતી હતી.

તેઓ આગળ કહે છે કે—

"ભણી ભણી ચૌદ પૂર્વને છેટે આવી પહોંચતાં, એમાદ અધ્યયન કે

તેવું રહી ગયું, અને તેથી રખડયા; પરંતુ એમ તો નહિ. એટલા બધા જ્ઞાનનો અભ્યાસી એક અલ્પ ભાગ માટે અભ્યાસમાં પરાભવ પામે, એ માનવા જેવું નથી; અર્થાત્ કંઈ ભાષા અઘરી અથવા અર્થ અઘરો નથી કે સ્મરણમાં રાખવું તેમને દુર્લભ પડે; માત્ર મૂળ વસ્તુનું જ્ઞાન ન મળ્યું એટલી જ 'ઉણાઇ.' તેનુ ચૌદ પૂર્વનું બાકીનું જ્ઞાન નિષ્ફળ કર્યું."

તેમનું એમ કહેવું છે કે થોડો ભાગ ચૌદ પૂર્વમાં અધૂરો રહ્યો તેથી રખડયા તેમ તો નથી; પણ મૂળ વસ્તુનુ જ્ઞાન ન મળ્યું તેટલી ઉણાઇ ( અપૂર્ણતાએ ) એ તેમનું જ્ઞાન નિષ્ફળ કર્યું, અથવા રખડ્યા. કોઇ પણ સામાન્ય બુદ્ધિમાન્ એટલો વિચાર કરે કે ભલે તેમને તેટલુ જ્ઞાન મળ્યું નહિ, તો આગળ વધ્યા નહિ; પણ પતિત શામાટે થયા, એ અર્થ આમાંથી થોડો પણ નિકળતો નથી. પતિત થયા તે થયા, તે પણ છેક નિગોદમાં જતા તેઓ ઠર્યા; તેવી તેમની કઈ કુબુદ્ધિ કે જેણે તેમને છેક નિગોદમાં મૂકી દીધા ? ચૌદ પૂર્વધારી નિગોદમાં જાય છે, તેનું મૂળ કારણ કહેવું જ તદ્દન ઉત્તરદાતા ભૂલી જાય છે ને પોતાને યોગ્ય લાગે તે વસ્તુને તે જગ્યાએ કારણ-રૂપે ગોઠવી દે છે તાત્પર્ય એ છે કે આઠ રૂચક પ્રદેશ ને ચૌદ પૂર્વ-ધારી વિષે જે તેમણે ઉત્તરો આપ્યા છે, તે શાસ્ત્રસમત છે કે નહિ તે સંબંધી વિચાર કરવા તે જરાએ થોભ્યા નથી; પણ પોતાને જેમ ઠીક લાગે તેમ ઉત્તર આપી તેઓએ બન્નેના મનનુ સાંત્વન કર્યું છે. વસ્તુત. તેમણે આ ઉત્તર આપવામા સજ્જડ થાપ ખાધી છે.

## [ ૯૪ મો અંક ] સજીવન મૂર્તિની ઓળખાણ

આ અંકની શરૂઆતમાં શ્રીમદ્ 'વાંછા' ને 'અનન્ય' શબ્દોનો અર્થ કરે છે. પછી તેઓ આગળ કહે છે કે:

"જેના વચનબળે જીવ નિર્વાણમાર્ગને પામે છે, એવી સજીવન મૂર્તિનો પૂર્વકાળમાં જીવને જોગ ઘણી વાર થઈ ગયો છે, પણ તેનું ઓળખાણ થયું નથી. જીવે ઓળખાણ કરવા પ્રયત્ન કવચિત્ કર્યું પણ હશે, તથાપિ જીવન વિષે ગ્રહી રાખેલી સિદ્ધિ-યોગાદિ, રિદ્ધિ-યોગાદિ અને બીજી તેવી

કામનાઓથી પોતાની દૃષ્ટિ મલિન હતી. દૃષ્ટિ તો મલિન હોય તો તેથી સદ્-મૂર્તિ પ્રત્યે પણ બાહ્ય લક્ષ્ય રહે છે, જેથી ઓળખાણ પડતુ નથી, અને જ્યારે ઓળખાણ પડે છે, ત્યારે જીવને કોઇ અપૂર્વ સ્નેહ આવે છે, તે એવો કે તે મૂર્તિના વિયોગે ઘડીએક આયુષ્ય ભોગવવું તે પણ તેને વિટંબના લાગે છે. "

આગળ તેઓ લખે છે કે

" સજીવન મૂર્તિથી માર્ગ મળે તેવો ઉપદેશ કરતાં પોતે પોતાને બંધન કર્યું છે, કે જે ઉપદેશનો લક્ષ તમે અમારા ઉપરજ માંડયો. અમે તો સજીવન મૂર્તિના દાસ છીએ. "

તેમણે સજીવન મૂર્તિની ઓળખાણ વિષે તેમના પત્રમા જણાવ્યું તો તેમનો આશય શુ હશે ? આપણે નહિ કહીએ, તોપણ તેઓ પોતેજ તેમના લેખમા સ્પષ્ટ કહે છે કે તેમણે સજીવન મૂર્તિની ઓળખાણ કરવા કહ્યું ત્યારે સેવકોએ શ્રીમદ્‌ને પોતાને સજીવન મૂર્તિ માની પત્રો લખવા માંડયા, પણ તેઓ કહે છે કે " અમે તો તેના દાસ છીએ. " તેઓ કહે છે કે જો ઓળખાણ થઈ હોય તો તેનો વિયોગ પછી કેમ સહન થાય ? નજ થાય. અરે, તેના વિના આયુષ્ય તેને વિટંબના તુલ્ય હોય છે. શ્રીમદ્‌ને સેવકો પાસે પોતાની સજીવન મૂર્તિ તરીકે ઓળખાણ કરાવવી હતી, તે સેવકોએ કરી છે એમ પત્ર ઉપરથી સમજાય છે. પણ તેઓ પત્ર કેવી રીતે લખે છે, તે વાચકો સમજી શકે તેમ છે. કોઈ પણ વ્યક્તિ જો પૂછે તો તેઓ ખુલાસો આપી શકે તેવો પણ રસ્તો તેમણે રાખ્યો છે, ને સેવકો, પ્રેમી, પરમ ભક્ત જેઓ છે, તેઓ પણ સમજી શકે તેમ છે.

આગળ તેઓ જણાવે છે કે—

અમારી એવી અલૌકિક દશા પણ કયાં છે, કે જે દશામાં કેવળ અસંગતતાજ વર્તે છે ? અમારો ઉપાધિયોગ તો તમે પ્રત્યક્ષ દેખો છો. "

આમ કહી તેઓ પાછા છૂટા રહે છે, ને લોકોને પોતાના ભણી ખેંચતા પણ રહે છે.

આ લેખ ઉપરથી આપણી દૃષ્ટિ એમ પણ દોડે છે કે, તેઓએ એક વખત નિર્જીવ મૂર્તિ ઉપર ભાર આપ્યો હતો, ને આ સ્થળે સજીવન મૂર્તિ ઉપર ભાર આપે છે; તો તે બેમાં કઇ મૂર્તિ વિશેષ ને કઇ મૂર્તિ ન્યૂન ? એટલુ જ નહિ પણ નિર્વાણ જવામાં મદદગાર સજીવન મૂર્તિ છે કે નિર્જીવ મૂર્તિ છે ? જો નિર્જીવ મૂર્તિ મદદગાર હોય તો સજીવન મૂર્તિ ઉપર આટલો બધો ભાર શા માટે આપ્યો ? તેમ જો સજીવન મૂર્તિની આવશ્યકતા હતી, તો જડ મૂર્તિ ઉપર શાને એવડુ બધું બળ તેમણે વાપર્યું ? લોકોને ખેંચવાનો જેવો વખત, તે પ્રમાણેના વિચારો તેમણે પત્રોમાં જણાવ્યા છે. ત્યારપછી જે લીટીઓ લખી છે તેમાં તેઓ કહે છે:

"આ બે છેલ્લી વાત તો તમારા બધાને માટે મેં લખી છે. અમને હવે ઓછું બંધન થાય તેમ કરવા બધાને વિનંતિ છે. બીજું એ જણાવવાનું છે કે તમે અમારે માટે હવે કંઈ કોઇને કહેશો નહિ. ઉદયકાળ તમે જાણો છો ?"

આમ છેવટે તેઓ લખી પત્ર પૂર્ણ કરે છે. તેઓ કહે છે કે અમને હવે ઓછું બંધન થાય તેમ તમને કરવા વિનતિ છે, તો સેવકો તેમને શું બંધન કરતા હશે ? જો તેઓ સેવકો તરફથી બંધન માનતા હોય તો સેવકોને શામાટે લખે ? આશય એ છે કે અંદરની વાંચ્છના અને બહાર કહેવાની વાતમાં પૃથક્ત્વ છે અને એ વાત સામાન્ય બુદ્ધિમાન્ વ્યક્તિ પણ સારી રીતે જાણે છે.

### [ અંક ૯૬ મો ] પ્રભુમાં અપલક્ષણ.

તેઓ કહે છે કે—

"પ્રભુપ્રતાપે ઉપાધિજન્ય પ્રવૃત્તિ છે. ભગવાન્ પરિપૂર્ણ–સર્વગુણ–સંપન્ન કહેવાય છે, તથાપિ એમાંય અપલક્ષણ કાંઈ ઓછાં નથી ! વિચિત્ર કરવું એ જ એની લીલા, ત્યાં અધિક શું કહેવું ?

"સર્વ સમર્થ પુરૂષો...ને પ્રાપ્ત થયેલા જ્ઞાનને જ ગાઈ ગયા છે. એ જ્ઞાનની દિનપ્રતિદિન આ આત્માને પણ વિશેષતા થતી જાય છે. હું ધારૂં

છું કે કેવળ જ્ઞાન સુધીની મહેનત કરી અલેખે તો નહિ જાય. મોક્ષની કાંઈ જરૂર નથી. નિઃશંકપણાની નિર્ભયપણાની નિર્મુંઝવણપણાની અને નિઃસ્પૃહપણાની જરૂર હતી; તે ઘણે અંશે પ્રાપ્ત થઇ જણાય છે.

" અનહદ ધ્વનિમાં મણા નથી, પણ ગાડી ઘોડાની ઉપાધિ શ્રવણનું સુખ થોડું આપે છે. નિવૃત્તિ વિના અહીં બીજું બધુંય લાગે છે. જગતને, જગતની લીલાને બેઠા બેઠા મફતમા જોઇએ છીએ ! "

શરૂઆતમાં તેઓ જણાવે છે કે ઉપાધિજન્ય પ્રવૃત્તિ છે, તે પણ પ્રભુપ્રતાપે છે; એટલે વાચકોએ તે વિષે શો વિચાર કરવો જોઇએ? એ ઉપાધિ પ્રભુની દયાથી કે તેમના પ્રતાપથી મળતી હશે ' સારો અભ્યાસી જૈન તો આમ બોલે નહિ. વળી તેઓ કહે છે કે સર્વગુણસંપન્ન ભગવાન્, તેમાં પણ અપલક્ષણ ઓછાં નથી; તો તેમણે ભગવાનનાં અપલક્ષણો ક્યારે જોયાં હશે? જૈન આગમોમાં તો પ્રભુનાં અપલક્ષણો વિષે કંઈ વાત આવી નથી, છતાં તેઓ પ્રભુમાં અપલક્ષણો જુએ છે, તે કઇ અપેક્ષાએ તેઓ કહેતા હશે? આગળ તેઓ કહે છે કે " વિચિત્ર કરવું એજ પ્રભુની લીલા. " તો શું પ્રભુએ આ જગત્‌માં બધી વિચિત્રતા કરી હશે? સમર્થ પુરુષો......ને પ્રાપ્ત થયેલા જ્ઞાનને જ ગાઈ ગયા છે, ત્યાં મીંડી (અધ્યાહાર) મૂકવાનો તેમનો શો આશય હશે? જળમાં તેલ જેમ યુક્તિ-માયા તરી વળતી હોય એમ કેટલાય પત્રોમાં દેખાય છે. વળી આગળ તેઓ કહે છે કે કેવળજ્ઞાન સુધીની મહેનત અલેખે નહિ જાય એમ તેમનું ધારવું છે; મોક્ષની કાંઇ જરૂર નથી એમ પણ સાથે કહે છે, કારણકે નિઃશંકપણાની, નિર્ભયપણાની, નિઃસ્પૃહપણાની જરૂર હતી, તે હવે આવી ગઈ છે. ઝવેરી જેમ મોતીની પરીક્ષા કરવા લીલાગર પીને બેસે છે, ને જેમ પરીક્ષા કરવા બુદ્ધિની નિગાહ ખેંચે છે, તેમ શ્રીમદ્ પણ લખવા બેસે છે, ત્યારે કંઇ વિચારના તરંગમાં આમ તેમ ઘૂમતા હોય એમ જણાય છે. ઘણા બુદ્ધિમાન્ ને ચતુર હોવા છતાં ચિત્તની અસ્થિરતામાં જાણે લખતા હોય તેમ

તેઓ કહે છે કે કેવળજ્ઞાન સુધીની મહેનત અલેખે નહિ જાય, તો શંકા એ થાય છે કે એવી કઇ મહેનત તેમણે કરી કે તેમની મહેનત અલેખે નહિ જાય એમ તેમણે માન્યું? તેમ છતાં ફરી વળી તેઓ કહે છે કે મોક્ષની જરૂર નથી! જો મોક્ષની જરૂર નથી તો પછી કેવળ જ્ઞાનની શા માટે મહેનત કરવી જોઇએ? એટલુજ નહિ, તો પછી આ બધો વ્યવસાય શા માટે? શું તેઓ એમ સમજતા હશે કે બુદ્ધિમાનો ગમે તેમ બોલે, ગમે તેમ લખે, પણ તેમને સર્વ રીતે બધુંયે સિધ્ધું હોય છે? જે જે વ્યક્તિઓ તરંગમાં; આનંદમાં, ઉછાંછળાપણામાં ગમે તે રીતે લખે છે કે બોલે છે પણ વાચકો તે વ્યક્તિઓની કૃત્રિમતાની, સત્યતાની કે જે વસ્તુ હોય તેની અવશ્ય પરીક્ષા કરી લે છે. એટલે કે વાચક તેની વચનતુલના કરી શકે છે. જો કે પ્રેમીઓ કે અનુયાયીઓ તેમના પ્રેમની ખાતર તેમની વાર્તાને વધાવી લે છે, પણ તટસ્થ સુજ્ઞ જનો તો તેનું બરાબર તોલન કરે છે.

**[ અંક ૯૭ મો ] સતપુરૂષમાં અનંત આગમ છે.**

આ અંકમાં મથાળાની જગ્યા નીચે પ્રમાણે છે:

"સત્પુરૂષના એકેક વાકયમાં એકેક શબ્દમાં અનંત આગમ રહ્યા છે એ વાત કેમ હશે?"

આ વાકય તેઓએ કોઇની ઉપર લખ્યું છે; સાથે તેઓ પ્રશ્ન કરે છે કે આ વાત કેમ હશે? બીજાને જેની ઉપર કાગળ લખ્યો છે તેને તેઓ પૂછે છે કે આ વાત ખરી હશે કે નહિ? સેવકો આ વાતનો ઉત્તર શું આપે? શું તેઓ એમ કહે કે તેમ નથી? ત્યારે તેઓએ કહેવુંજ જોઇએ કે એ વાત ખરી છે, પણ ખોટી નથી એટલે સતપુરૂષના વાક્યમાં અનંત આગમ છે, એ વાત ખરી છે; પણ હવે આપણને એ વિચાર આવે છે કે, જેના વાકયમાં અનંત આગમ છે, તે સતપુરૂષ તો માત્ર વીતરાગજ છે, બીજા તો નહિ જ.

અત્યારે વીતરાગ કે તેવા બહુશ્રુત કોઈ નથી, છતાં અનંત આગમનો આધાર તેઓ કોને કહેવા ચાહતા હશે ? શું કોઇ તેવા પુરૂષો તેમની નજરે ભરતક્ષેત્રમાં કોઇ જગ્યાએ પડ્યા હશે, કે જેથી આમ તેઓ લખે છે ? કે તેવી કલ્પના તેઓ પોતે પોતાને વિષે કરાવવા ચાહતા હશે ? ગમે તે વ્યક્તિ તેમના ધારવામાં હોય, પણ વાચકો આવા વાક્યથી અવશ્ય ભ્રમમાં પડે છે તેમાં તો શક નથી,

આગળ તેઓ બીજા પેરેગ્રાફમાં લખે છે કેઃ

"કોઇ પણ પ્રકારે સદ્‌ગુરૂનો શોધ કરવો; શોધ કરીને તેના પ્રત્યે તન, મન, વચન, અને આત્માથી અર્પણબુદ્ધિ કરવી, તેનીજ આજ્ઞાનું સર્વ પ્રકારે નિઃશંકતાથી આરાધન કરવુ, અને તોજ સર્વ માયિક વાસનાનો અભાવ થશે, એમ સમજવું."

સદ્‌ગુરૂની શોધ કરવા ને તેને સર્વ અર્પણ કરવા તેઓ આ જગ્યાએ ભાર મૂકી જણાવે છે; પણ સદ્‌ગુરૂ કોણ છે, ને ક્યાં છે, તે તેઓ જણાવતા નથી. જો સદ્‌ગુરૂ કોઈ બીજા હોત તો તેમણે નામ આપી દીધું હોત. આમ ઘણી જગ્યાએ પત્રોમા ગુરૂ વિષે તેઓ લખે છે, પણ નામ કોઈનુ તેઓ જણાવતા નથી, તો સદ્‌ગુરૂ નથી એમ શું સમજવું ? અને હોય તો તેઓ શા માટે નામ નથી આપતા ? આ ઉપરથી સ્પષ્ટ એમ સમજાય છે કે તેઓને નામ નથી આપવુ, પણ પોતે આ કાળમા સદ્‌ગુરૂને યોગ્ય હોય એમ તેમનું કથન છે ને તેને બધુ અર્પણ કરવું થાય તોજ માયિક સર્વ બંધન-વાસનાનો ક્ષય થાય, એમ સમજવું, એમ એમનું કહેવું છે. છતાં સેવકો તે ન સમજે તો તેમની ખુશી.

આગળ ત્રીજા પેરેગ્રાફમાં તેઓ કહે છે કે—

"અનાદિ કાલના પરિભ્રમણમાં અનંતવાર શાસ્ત્રશ્રવણ, અનંતવાર વિદ્યાભ્યાસ, અનંતવાર જિનદીક્ષા, અનંતવાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે, માત્ર 'સત્' મળ્યા નથી. 'સત્' સુણ્યું નથી અને 'સત્' શ્રધ્યું નથી; અને એ મળ્યે, એ સુણ્યે અને એ શ્રધ્યેજ છૂટવાની વાતનો આત્માથી ભણકાર થશે."

જીવ અનાદિ કાળથી પરિભ્રમણ કરે છે, એ વાર્તા ખરી છે ને જીવને સત્ વસ્તુ મળી નથી, એ પણ સત્ય છે; પણ અનંત વાર જિનદીક્ષા ને આચાર્યપણું જીવે પ્રાપ્ત કર્યું છે. તે વાર્તા ક્યાં છે? તેનો ક્યાંએ ઉલ્લેખ કે નોંધ છે ખરાં ?

**[ અંક ૯૮ મો ] આત્મા જ્ઞાનને પામ્યો છે.**

આ અંકમાં પહેલા પેરેગ્રાફમાં તેઓ લખે છે કે—

"આત્મા જ્ઞાન પામ્યો એ તો નિ:સંશય છે. ગ્રન્થીભેદ થયો એ ત્રણે કાળમાં સત્ય વાત છે. સર્વ જ્ઞાનીઓએ પણ એ વાત સ્વીકારી છે. હવે છેવટની નિર્વિકલ્પ સમાધિ પામવી છે, જે સુલભ છે."

આત્મા જ્ઞાન પામ્યો, ગ્રન્થીભેદ થયો, આ વાર્તા તો ઠીક છે, કારણકે આત્મા પોતે પોતાના વિષે સમજી શકે છે, ને પોતાની ખાત્રી પોતે આપી શકે છે. પણ એ વાત સર્વ જ્ઞાનીઓએ સ્વીકારી છે, એવું જો તેઓ જણાવે છે, તો તે જ્ઞાનીઓનું હૃદય તેમણે કેવી રીતે જાણ્યુ હશે ? અથવા જ્ઞાની પાસેથી ખબર કોણ લાવ્યું ? એમની પાસે એવું કયુ જ્ઞાન છે કે જેથી તે વાર્તા તેમણે જાણી લીધી ? આગળ તેઓ લખે છે કે–

"એ એકવાર જો યથાયોગ્ય આવી જાય તો પછી ગમે તેમ પ્રવર્તાય, ગમે તેમ બોલાય, ગમે તેમ આહાર વિહાર કરાય તથાપિ તેને કોઇ જાતની બાધા નથી પરમાત્મા પણ તેને પૂછી શકનાર નથી. તેનું કરેલું સર્વ સવળું છે."

આવુ જ્યારે તેઓ લખે છે, ત્યારે આપણને એમ થાય છે કે તેઓ જો સમદૃષ્ટિમાં હોય, અથવા જૈન શૈલી તેમણે બરાબર જાણી હોય તો આમ તેઓ લખે નહિ. છતાં જ્યારે લખે છે, ત્યારે આપણે તેમના વિષે શુ કહેવું ? એક વાર યથાયોગ્ય આવી જાય, પછી ગમે તેમ વર્તાય. બોલાય, આહારવિહાર થાય, પણ પછી પરમાત્મા પણ પૂછનાર નથી, આવી ઇચ્છૃંખલતા વાપરવી એ તેમના માટે બસ છે ! વધારે શું ?

"એવી દશા થયા વિના પ્રગટ માર્ગ પ્રકાશવાની પરમાત્માની આજ્ઞા નથી એમ મને લાગે છે........અને એ દશાને હવે કંઈ ઝાઝો વખત નથી. પંદર અંશે તો પહોચી જવાયું છે."

એટલે તેઓ સેવકોને વખતે વખતે આશા આપતા હોય કે લલચાવતા હોય તેમ તેઓ કહે છે કે હવે એ દશા પામવાને ઝાઝો વખત નથી પંદર અંશે તેઓ પહોંચી ગયા છે પણ હજી અંશ કેટલા બાકી રહ્યા છે, તે તેમણે સાથે જણાવ્યું નથી. ગમે તેમ હોય, પણ ઝાઝો વખત નથી રહ્યો છતાં તેઓ તેમના કહેવા પ્રમાણે સાચા પડ્યા જણાતા નથી.

બીજા પેરેગ્રાફમાં તેઓ કહે છે કે-

'મહાન્ પુરુષોએ કેવી દશા પામી માર્ગ પ્રકાશ્યો છે; શું શું કરીને માર્ગ પ્રકાશ્યો છે; એ વાતનું આત્માને સારી રીતે સ્મરણ રહે છે, અને એજ પ્રગટ-માર્ગ કહેવા દેવાની ઇશ્વરી ઈચ્છાનું લક્ષણ જણાય છે."

આમાં મહાપુરુષોની સરખામણી પોતા સાથે તેઓ કરે છે ને કહે છે કે તેમણે કેવી રીતે માર્ગ પ્રકાશ્યો તે સર્વ વાતો આત્માને સમજવામાં છે; અને ઇશ્વરી ઇચ્છા પણ તેઓ જાણતા હોય, તેમ પોતે અભિમાન રાખે છે ને કહે છે કે પ્રગટ માર્ગ કહેવા દેવાની-બોલવા માત્રની જ ઇશ્વરી ઇચ્છા છે, નહિ કે તેમ વર્તન કરવા માટે ઇશ્વરની ઇચ્છા હોય.

ચોથા પેરેગ્રાફમાં છેવટે તેઓ જણાવે છે કેઃ-

"વેદોદયનો નાશ થતાં સુધી ગૃહાવાસમાં રહેવું યોગ્ય લાગે છે. પરમેશ્વર ચાહીને વેદોદય રાખે છે, કારણ પંચમ કાળમાં પરમાર્થની વર્ષાઋતુ થવા દેવાની તેમની થોડી જ ઇચ્છા લાગે છે."

ગૃહાવાસમાં રહેવાની ઇચ્છા ક્યારે નહોતી? ગૃહાવાસમાં રહેવાથી ક્યારેય કોઇના વેદોદયનો નાશ થયો સાંભળ્યો છે? સત્ય વાતો એ છે કે સ્ત્રીના વિષય વિના રહેવું તે તેમના જીવને દુઃસહ લાગે છે. લખવાની માયાવિશિષ્ટ એવી કલ્પના તેઓ દોડાવે છે કે જે

કોઇ વ્યક્તિએ તેમના પ્રતિ એમ લખ્યું હશે કે દશ પૂર્વધારી કે તેથી ઉપર વધારે પૂર્વ હોય તેમની આજ્ઞા માનવાથી આરાધક થવાય છે; પણ બીજાની-તેથી અપૂર્ણ પુરૂષની આજ્ઞાથી આરાધક થવાતું નથી; પણ તેમણે તે વાર્તા હવામાં ઉડાડી દીધી છે; ને ઉત્તરમાં જણાવ્યું કે "એણે તો ઘણુંય કહ્યું છે, પણ રહ્યું છે થોડું." એટલેથી તેઓ અટકતા નથી, પણ કહે છે કે "પ્રકાશક પુરૂષ ગૃહસ્થાવાસમાં છે" એટલે પ્રકાશક તો પોતે જ છે, ને તેમ ઘણી વખત તેઓ ઉપર પણ લખી ગયા છે. તેઓ પોતાના વિષે કેટલો ઉંચો મત રાખે છે? આગળ તેઓ કહે છે કે:—

"કહેવાતા આધુનિક મુનિયોનો સૂત્રાર્થ શ્રવણને પણ અનુકૂળ નથી. સૂત્ર લઇ ઉપદેશ કરવાની આગળ જરૂર પડશે નહિ, સૂત્ર અને તેના પડખાં બધાય જણાયા છે, એજ વિનંતિ રાયચંદ."

આજના મુનિયોનો સૂત્રાર્થ સાંભળવાને પણ યોગ્ય નથી, પણ તેઓ નિકળશે, ત્યારે હસ્તમાં સૂત્ર રાખવાની આવશ્યક્તા નહિ પડે, કારણ કે સૂત્ર ને તેનાં પડખાં બન્ના તેમણે જોઇ લીધાં છે? તેમની આ વાર્તા સત્ય હોય તો ચૌદ પૂર્વધારી નિગોદમાં ગયા છે કે નરકમાં ગયા છે, તે કયા સૂત્રના પડખે લખેલું છે તેજ તેઓ જણાવે, પણ તે જણાવી શકયા નથી; વિશેષ શું કહેવું?

**[ અંક ૧૦૨ ] પરોક્ષ માર્ગ અને પ્રત્યક્ષ માર્ગ,**

આ લેખ પૂર્ણ કરતા શ્રીમદ્ લખે છે કે—

"શાસ્ત્ર એ પરોક્ષ માર્ગ છે, અને........પ્રત્યક્ષ માર્ગ છે. આ વેળા એ શબ્દો મૂકી આ પત્ર વિનયભાવે પૂર્ણ કરૂં છઉં."

આ સ્થળે કથનીય એ છે કે એ માર્ગ તેમણે દર્શાવ્યા, તેમાં શાસ્ત્ર એ પરોક્ષ માર્ગ છે કહી પ્રત્યક્ષ માર્ગ કહેતા તેની જગ્યાએ શૂન્યો મૂકી દીધાં છે, તો શાસ્ત્રને પરોક્ષમાં મૂકયા ને પ્રત્યક્ષમાં કોઇને મૂકતાં તેઓ શાને અચકાતા હશે? આમ ઘણી વખતે કહેવાનું હોય છે. ત્યાં શૂન્ય મૂકી દે છે. તો તેમ કરવાનો શો હેતુ

કર્યું તે પ્રમાણે તેમને કરવાની ઇચ્છા છે! પણ તીર્થંકરે ભોગો મૂકી દીક્ષા લીધી, ને ચારે તીર્થની સ્થાપના કરી, તેમાંનું તેમણે શું કર્યું? ભેદભરી વાણીમાં ગૂઢાર્થને વણી લઇને પોતાના સેવકોને ખુશ કરવા માટે જ આવાં કથન કરતા હોય તેમ જણાય છે. તેઓ ઉપરના પેરગ્રાફમાં લખી ગયા છે કે ઇશ્વરે ચાહીને તેમનામાં વેદોદય રાખ્યો છે, આ પંચમ કાળમાં પરમાર્થની વર્ષાઋતુ થવા દેવાની ઇશ્વરની ઇચ્છા નથી; તે પછીના પેરેગ્રાફમાં લખે છે કે તીર્થંકરના કરવા પ્રમાણે કરવા ઇચ્છા છે; તો કોઇ પણ વાચક આ બન્ને વાક્યનો લખનાર એક ધારશે કે ભિન્ન ધારશે? જો એક લખનાર હોય તો બેમાં સત્ય કોને માનવું અને કોને અસત્ય કહેવુ? લખતી વખતે વિચારમા રહી તેઓ લખતા હશે કે ઉન્મત્તતા લાવી લખતા હશે? તેઓ લખે છે કે ઉન્મત્તતા આવી ગઇ છે, પણ સમાવવી નથી. તો આવી ઉન્મત્તના રાખવી અથવા તેવી ઉન્મત્તના લાવી લખવું તેમાં તેમનો શો હેતુ હશે? એક તરંગી મનુષ્ય પોતાના કપાળમાં રાજાનો ચાંદ લટકાવી જેમ આખા શહેરમાં લોકોને ખબર આપવા ઘૂમે છે, ને આનંદ લુટે છે, તેમ તેઓ તરંગને વિવશ થઇ પોતાની મહત્તાનો આનંદ લુંટવા લખતા હોય એમ કોઇ પણ વિચારક વાચક કબૂલ કરશે. તેઓ તેવી સ્થિતિમાં ન આવ્યા તો ખેર" પણ ઉપર નીચે એક લીંટીના અંતરે વિરોધી વિચારો કે કલ્પનાઓ લખે છે. તે તેમની શું સુજ્ઞતા સમજવી? એક સામાન્ય ત્યાગી, સાધુ કે આચાર્ય જેવા દરજ્જાને છોડી તીર્થંકર જેટલા દરજ્જાને પહોંચવા એક સુખાર્થી-ભોગી મનુષ્ય ફાંફાં મારે એ તેની કેટલી ઉપહાસજનક બુદ્ધિ?

આગળ તેઓ લખે છે કે—

"દશ પૂર્વધારી ઈત્યાદિની આજ્ઞાનું આરાધન કરવાની મહાવીર દેવની શિક્ષા લિપિ આપે જણાવ્યું તે ખરૂં છે, એવું તો ઘણુંય કહ્યું હતું; પણ રહ્યું છે થોડું; અને પ્રકાશક પુરૂષ ગૃહસ્થાવાસમાં છે."

કોઇ વ્યક્તિએ તેમના પ્રતિ એમ લખ્યું હશે કે દશ પૂર્વધારી કે તેથી ઉપર વધારે પૂર્વ હોય તેમની આજ્ઞા માનવાથી આરાધક થવાય છે; પણ બીજાની-તેથી અપૂર્ણ પુરૂષની આજ્ઞાથી આરાધક થવાતું નથી; પણ તેમણે તે વાર્તા હવામાં ઉડાડી દીધી છે; ને ઉત્તરમાં જણાવ્યું કે " એણે તો ઘણુંય કહ્યું છે, પણ રહ્યું છે થોડું." એટલેથી તેઓ અટકતા નથી, પણ કહે છે કે " પ્રકાશક પુરૂષ ગૃહસ્થાવાસમા છે " એટલે પ્રકાશક તો પોતે જ છે, ને તેમ ઘણી વખત તેઓ ઉપર પણ લખી ગયા છે. તેઓ પોતાના વિષે કેટલો ઉંચો મત રાખે છે ? આગળ તેઓ કહે છે કેઃ—

" કહેવાતા આધુનિક મુનિયોનો સૂત્રાર્થ શ્રવણને પણ અનુકૂળ નથી. સૂત્ર લઇ ઉપદેશ કરવાની આગળ જરૂર પડશે નહિ, સૂત્ર અને તેના પડખાં બધાંય જણાયાં છે, એજ વિનંતિ રાયચંદ."

આજના મુનિયોનો સૂત્રાર્થ સાંભળવાને પણ યોગ્ય નથી, પણ તેઓ નિકળશે, ત્યારે હસ્તમાં સૂત્ર રાખવાની આવશ્યકતા નહિ પડે, કારણ કે સૂત્ર ને તેનાં પડખા બધાં તેમણે જોઇ લીધાં છે ? તેમની આ વાર્તા સત્ય હોય તો ચૌદ પૂર્વધારી નિગોદમાં ગયા છે કે નરકમાં ગયા છે, તે કયા સૂત્રના પડખે લખેલું છે તેજ તેઓ જણાવે, પણ તે જણાવી શકયા નથી; વિશેષ શું કહેવું !

**[ અંક ૧૦૨ ] પરોક્ષ માર્ગ અને પ્રત્યક્ષ માર્ગ,**

આ લેખ પૂર્ણ કરતા શ્રીમદ્ લખે છે કે-

" શાસ્ત્ર એ પરોક્ષ માર્ગ છે, અને .......પ્રત્યક્ષ માર્ગ છે. આ વેળા એ શબ્દો મૂકી આ પત્ર વિનયભાવે પૂર્ણ કરૂં છઉં."

આ સ્થળે કથનીય એ છે કે એ માર્ગ તેમણે દર્શાવ્યા, તેમાં શાસ્ત્ર એ પરોક્ષ માર્ગ છે કહી પ્રત્યક્ષ માર્ગ કહેતા તેની જગ્યાએ શૂન્યો મૂકી દીધાં છે, તો શાસ્ત્રને પરોક્ષમાં મૂકયા ને પ્રત્યક્ષમાં કોઇને મૂકતાં તેઓ શાને અચકાતા હશે ? આમ ઘણી વખતે કહેવાનું હોય છે. ત્યાં શૂન્ય મૂકી દે છે. તો તેમ કરવાનો શો હેતુ

હશે ? પ્રત્યક્ષ માર્ગમાં અત્યારે તેઓ પોતાને કહેવા ધારતા હશે, પણ તેમણે ત્યાં શૂન્યો મૂક્યાં છે, અથવા પાછળથી સંશોધકોએ નામ કહાડી નાખી શૂન્ય મૂક્યાં હશે ? ગમે તે હોય, પણ એ જગ્યાએ પ્રત્યક્ષ માર્ગ તરીકે ગુરૂ કહેવાનો આશય હોય અથવા તેમનું પોતાનું નામ પણ હોય. પાછળથી કોઈ વાંધો ઉઠાવે તેથી તે નામ ત્યાંથી કહાડી નાંખી શૂન્ય મૂક્યાં હોય એમ સંભાવના થાય છે. આ સંભાવના કોઇ ખોટી કહે, તો કહેવાનું એ છે કે સ્થળે સ્થળે પ્રકાશક ગૃહાવાસમાં છે એમ તેમણે લખી નાખ્યું છે, ને પોતા સિવાય અત્યારે કોઇ બીજો પ્રકાશક નથી, એમ સ્પષ્ટ તેમના લેખમાંથી નિકળી આવે છે.

હવે જો શાસ્ત્ર પરોક્ષ માર્ગ હોય તો તેમને માટે પ્રત્યક્ષ માર્ગ કયો છે ? શાસ્ત્ર છે કે તેમનો કોઇ ગુરૂ છે ? જો તેઓ એમ કહેતા હોય કે તેમને માટે તેમનું આત્મજ્ઞાન છે; તો તેઓ પહેલાં કહી ગયા છે કે શાસ્ત્રને હમણાં આંગળીએ અડકાડતો નથી; તો તે પ્રહેલાં અડકાડતા હતા ખરાને ? ઉપરની લીટીઓમાં તે કહી ગયા છે, કે સૂત્ર અને તેના પડખાં બધાંય તેઓએ જાણી લીધાં છે, તો હવે તેમને માટે પ્રત્યક્ષ માર્ગ કયો ? તેમણે કોઈ વ્યક્તિ પાસે ધાર્યું હોય કે નહિ, તે તેમનો અંતરાત્મા જાણે. પણ તેમણે બધાંય પુસ્તકો તેમના કહેવા પ્રમાણે જોઇ લીધાં છે. હવે ધારો કે તે પુસ્તકો કે જેમાંથી એક પણ પુસ્તક તેમણે વાંચ્યું નહિ હોત તો તેમને માટે કયો માર્ગ હતો ? શું તેઓ તેમાના એક પણ પુસ્તકમાં માથું નાંખ્યા સિવાય આજે જે વિચારો-શક્તિ બતાવી રહ્યા છે, તે બતાવી શકત ખરા કે ? તેઓમાં ઘણી સારી મતિ છે. પણ તે મતિને મદદ આપનાર-પ્રકાશ આપનાર શાસ્ત્રો છે; ને તે તેમના પૂર્ણ ઉપકારક છે. તે શાસ્ત્રો પરોક્ષ નહિ, પણ પ્રત્યક્ષ માર્ગદર્શક છે, તથાપિ તેઓ જ્યારે તે વાતને ફેંકી દે છે, અથવા દાંટી કહાડે છે, ત્યારે પછી તેઓ શાસ્ત્રના અપલાપક કહેવાય કે નહિ ?

પત્ર પૂર્ણ થયા પછી એક લીટીમાં તેઓ જણાવે છે કેઃ—

" આ ભૂમિકા તે શ્રેષ્ઠ યોગભૂમિકા છે. અહીં એક સત્મુનિ ઈ૦ નો અને પ્રસંગ રહે છે. ( ભરૂચ શ્રાવણ શુદ ૩ બુધ, ૧૯૪૬, હાલારી ) "

ભરૂચમાં તેમને કોઈ સત્ મુનિ ઈ૦ નો સમાગમ થયો જણાય છે. આથી પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જેઓ પ્રકાશક હોય વા તીર્થંકર હોય કે તીર્થંકર જેવા હોય તેઓ ગૃહાવાસમાં રહી કોઇ મુનિ સાથે સમાગમ કરતા નથી, કારણ કે તેઓ મુનિને વંદન કરે નહિ તેમ મુનિઓને તેઓ વંદાવે પણ નહિ. ત્યારે આ પ્રકાશક સત્મુનિના પ્રસંગમાં રહ્યા હોય તેઓ મુનિને વંદન કરતા હશે કે નહિ ? જો વંદન કરે છે તો પ્રકાશક તત્ત્વ તેમનામાં રહેતું નથી. જો નથી વંદન કરતાં તો તેમનું અવિનીતત્વ સાબિત થાય છે. એટલે તેમના પત્રોમાં તેમના લેખો, વિચારો, પરસ્પર એટલા વિરોધી છે કે કોઈ પણ વાચક વિચારમાં પડે ને તેઓના લખેલાને વિષે સત્યતાની આનાકાની અવશ્ય કરે.

## [ અંક ૧૦૪ ] યોગવાસિષ્ઠ.

" આપનું ' યોગવાસિષ્ઠ 'નું પુસ્તક આ સાથે મોકલું છુ. ઉપાધિનો તાપ સમાવવાને એ શીતળ ચંદન છે. આધિવ્યાધિનું એની વાચનામા આગમન સંભવતું નથી. આપનો એ માટે ઉપકાર માનું છું.

" આપની પાસે કોઈ કોઇ વાર આવવામા પણ એકજ એજ વિષયની જિજ્ઞાસા છે. ઘણા વર્ષોથી આપના અંતઃકરણમા વાસ કરી રહેલ બ્રહ્મવિદ્યાનું આપનાજ મુખથી શ્રવણ થાય તો એક શાન્તિ છે. "

ઉપર પ્રમાણે તેઓ જણાવે છે, ત્યારે આપણને એમ લાગે છે કે આત્મજ્ઞાન અથવા આત્માને મળવાની શાન્તિ યોગવાસિષ્ઠમાં છે, અથવા તે વ્યક્તિ પાસેથી બ્રહ્મવિદ્યા સાંભળવાની તેમની જિજ્ઞાસા છે. તો પછી તેઓ જૈન દર્શન માટે આટલી મહત્તા બીજાઓને શાને જણાવતા હશે ? અથવા હજી તેમને બીજા પાસેથી સાંભળી શાંતિ લેવી છે, તો પછી તેઓ બીજાને શાંતિ કઈ રીતે

આપતા હશે? જેઓ પ્રકાશક હોય છે, તેઓ બીજા કોઇ પાસે જતા નથી, ને તેઓ કોઇનુ કથન કે જ્ઞાન ભણવા ઇચ્છતા નથી. એટલે જો તેઓ બીજા પાસેથી કાંઈ પણ મેળવવા ચાહતા હોય તો પ્રકાશકત્વ તેમનામાં નથી, એ પણ સિદ્ધ થાય છે. તે વાત તેઓના પત્રો પૂરવાર કરે છે. એ પત્ર પૂર્ણ કરતાં તેઓ કહે છે કે:

"જૈનના આગ્રહથીજ મોક્ષ છે, એમ આત્મા ઘણા વખત થયાં માનતું ભૂલી ગયો છે. મુક્તભાવમા (?) મોક્ષ છે, એમ ધારણા છે, એટલે વાતચિત વેળા આપ કંઇ અધિક કહેતા નહિ સ્થંભો એમ વિજ્ઞાપન છે."

યોગવાસિષ્ઠ ને બ્રહ્મવિદ્યા બીજા પાસેથી જાણવાની ઇન્તેજારી ઉપરથી સમજી શકાય છે કે કોઇ અન્યદર્શની વ્યક્તિ હોય, તેના ઉપર આ પત્ર છે. પણ તેને એમ જણાવવા તેઓ ઇચ્છે છે કે અમને જૈન માની કંઈ પણ વાત કરતાં અટકશો નહિ; કારણ કે અમને (જૈનત્વનો) જૈનના આગ્રહથી મોક્ષ હોવા વિષેનો આગ્રહ છૂટી ગયો છે, ને તે પણ ઘણા વખતથી; આમ કહેવાનો તેઓનો શો હેતુ હશે? તેઓ જૈન દર્શનના પુસ્તકના અભ્યાસી છે, જૈન પ્રતિમાના પૂજારી છે, ને લોકોને જિનાગમો વાંચવા ભલામણ કરે છે. તો પછી અન્યદર્શની વ્યક્તિ તેમને કઇ રીતે એમ માની લેશે કે આ મારી સાથે વાર્તા કરનાર બ્રહ્મવિદ્યા જાણવાને ઇન્તેજાર તે જૈન નથી, પણ અન્ય કોઈ વ્યક્તિ છે! એટલું જ નહિ. પણ એમ બોલવાથી તેઓના વિષે, તે વ્યક્તિને કે બીજા કોઇને શું અવિશ્વાસ નહિ આવે? જો જૈનના કથન પ્રમાણે મોક્ષનો આગ્રહ છૂટી ગયો હોય તો પછી જૈન આગમોને તેઓ આગળ શા માટે કરતા હશે! વસ્તુ એ છે કે વખત આવે તેમ પાઘડી બદલવા ઇચ્છનાર મનુષ્ય સમાજમાં વિશ્વસનીય ગણાતો નથી,

ત્યારપછી ૧૧૩ અંક સુધીના લેખ વિષે આપણે આ સ્થળે કંઈ પણ કહેતા નથી. તેઓ જૈનનો આગ્રહ છૂટી ગયાને વધારે

મજબૂતાઇ આપે છે, એમ તેઓના લેખ આગળ વાંચવાથી આપણને માલૂમ પડે છે.

**[ અંક ૧૧૪ ] અન્યમાં મહાપુરૂષો થઇ ગયા છે.**

તેઓનો આ લેખ પૂરો અત્ર લેવાથી પણ વાચકને તેઓનું શું કથન છે, તે સમજાય તેમ નથી, એક એક લીટી પર શંકા લાવી લખવાના ખ્યાલ કરતાં અત્યંત લંબાણ થાય તેમ છે. તેઓનું લખાણ ઘણું રસિક, ગંભીર છતાં એક બીજા વિચાર સાથે વિરોધી છે, એમ કહ્યા વિના ચાલતું નથી. તેઓ લખે છે કે–

"છેવટનું સ્વરૂપ સમજાયામાં કે અનુભવાયામાં અલ્પ પણ ન્યૂનતા રહી નથી. જેમ છે તેમ સર્વ પ્રકારે સમજાયું છે. સર્વ પ્રકારનો એક દેશ બાદ કરતા બાકી સર્વ અનુભવાયું છે. એક દેશ સમજાયા વિના રહ્યો નથી, પરન્તુ યોગ ( મન, વચન, કાયા )થી અસંગ થવા વનવાસની આવશ્યકતા છે. અને એમ થયે એ દેશ અનુભવાશે, અર્થાત્ તેમાજ રહેવાશે; પરિપૂર્ણ લોકાલોક જ્ઞાન ઉત્પન્ન થશે, અને એ ઉત્પન્ન કરવાની ( તેમ ) આકાંક્ષા રહી નથી. છતા ઉત્પન્ન કેમ થશે ? એ વળી આશ્ચર્યકારક છે ! પરિપૂર્ણ સ્વરૂપજ્ઞાન તો ઉત્પન્ન થયું જ છે, અને એ સમાધિમાથી નીકળી લોકાલોક દર્શન પ્રત્યે જવું કેમ બનશે ? એ પણ એક મને નહિ પણ પત્ર લખનારને વિકલ્પ થાય છે."

આવા લેખો ઉપર પાગુ ઘણા છે તેમાં આથી વધારો થાય છે. છેવટનું સ્વરૂપ બીજાને જણાવવામાં ને પોતાને અનુભવવામાં તેમણે ન્યૂનતા રાખી નથી. સર્વ દેશો તેમણે એક દેશ વિના અનુભવી–અવલોકી લીધા છે. હવે તેમને સર્વ પ્રકારે અસંગતતા થવાની આવશ્યકતા લાગે છે ને તે માટે વનમા રહેવાનું તેઓ કહે છે; ત્યારે પરિપૂર્ણ જ્ઞાન થશે; પણ વળી લખે છે કે તેમ ઉત્પન્ન કરવાની ઇચ્છા નથી, તો ઉત્પન્ન કેમ થશે ? એવો પ્રશ્ન તેઓ સામા સમીપે કરે છે. આગળ તેઓ જણાવે છે કે:–

"કણબી અને કોળી જેવી જ્ઞાતિમા પણ માર્ગને પામેલા થોડા વર્ષમાં ઘણા પુરૂષો થઇ ગયા છે. તેમ મહાત્માઓની જનમંડળને અપિછાન હોવાને

લીધે કોઇકજ તેનાથી સાર્થક સાધી શક્યું છે; જીવને મહાત્મા પ્રત્યે મોહજ ન આવ્યો એ કેવી ઈશ્વરી અદ્ભુત નિયતિ છે?

"એઓ સર્વ કંઈ છેવટના જ્ઞાનને પ્રાપ્ત થયા નહોતા; પરંતુ તે મળવું તેમને બહુ સમીપમાં હતું. એવા પુરૂષો પ્રત્યે રોમાંચ બહુ ઉલ્લસે છે. અને જાણે નિરંતર તેવાની ચરણસેવાજ કરીએ; એ એક આકાંક્ષા રહે છે. જ્ઞાની કરતા એવા મુમુક્ષુ પર અતિશય ઉલ્લાસ આવે છે; તેનું કારણ એજ કે તેઓ જ્ઞાનીના ચરણને નિરંતર સેવે છે; અને એજ એમનું દાસત્વ અમારું તેમના પ્રત્યે દાસત્વ થાય છે; તેનુ કારણ છે. ભોજો ભગત, નિરાંત કોળી ઇત્યાદિક પુરૂષો યોગી ( પરમ યોગ્યતાવાળા ) હતા.

"હવે અમે અમારી દશા કોઈપણ પ્રકારે કહી શકવાના નથી; તો લખી ક્યાંથી શકીશું? ( કંઈ ) મુક્તિએ નથી જોઈતી અને જૈનનું કેવળ જ્ઞાને જે પુરૂષને નથી જોઇતુ, તે પુરૂષને પરમેશ્વર હવે કયું પદ આપશે? એ કંઈ આપના વિચારમાં આવે છે? આવે તો આશ્ચર્ય પામજો; નહિતો અહીંથી તો કોઈ રીતે કઇએ બહાર કાઢી શકાય તેમ બને તેમ લાગતું નથી."

ભોજો ભગત ને નિરાંત કોળી જેવી વ્યક્તિ વિષે જ્યારે અપૂર્વ ઉલ્લાસ તેઓને આવે છે, ત્યારે જૈન દર્શનમાં તેવી વ્યક્તિ તેમને કેમ નહિ મળી હોય? અન્ય દર્શનના વિચાર સાથે મળેલા ભોજા ભગતને વિષે એવી તેમણે શી યોગ્યતા જોઇ હશે? ભલે કોઇ વ્યક્તિ સ્વભાવ ને રીતભાતમાં સારી હોય, ને તે હોવા સંભવ છે, પણ એટલી આત્મ અનુભવ દશા જૈન દર્શનમાં કહ્યા પ્રમાણે તેમનામાં ક્યાંથી હશે? એ વાતનો શું શ્રીમદ્‌ને ખ્યાલ નહિ આવ્યો? તામલી તાપસની ઘણી ઉંચી ક્રિયા હતી, તોપણ તેને શ્રી મહાવીરે બાલ-તપસ્વી કહ્યો છે; તેઓ તીર્થંકરની સાથે પોતાની સરખામણી કરે છે, પણ પોતે શું લખે છે, શું બોલે છે, એનો વિચાર કરતાં તરંગી મનુષ્યની માફક તે જરા પણ થોભતા નથી. તેઓ લખે છે કે અમારી દશા અમે કહી શકવાના નથી, તો લખી ક્યાંથી શકીશું? તો આ લખે છે એ કોણ છે? તેમને મુક્તિએ નથી જોઇતી ને જૈનનું કેવળજ્ઞાન પણ નથી જોઇતુ, તો તેમને શું જોઇએ છે?

તેમને કેવળજ્ઞાન કરતાં વિષયો વધારે પ્રિય છે, એમ તેઓ ઘણી વખત પહેલાં લખી ગયા છે. બીજાની આગળ શું જૈન લોકોની તેઓ મઝાક કરે છે? એવી કઇ સમૃદ્ધિ તેમની પાસે આવી ગઇ કે જેની સમીપે કેવળજ્ઞાન કિંમતમાં ઘટી ગયું? પણ સમજાય છે કે જેમ મતિ નિમર્ળ છે, તેમ પ્રકૃતિનો વેગ પણ વધારે છે; નહિ તો તેઓ દેવળની ધ્વજાની જેમ શાને ક્ષણે-ક્ષણે તરંગી બને? તરંગી મનુષ્યોની મનોદશા નદીના પટમાં રેતીથી ઘર બાંધતાં બાળકોના જેવી હોય છે.

---

## પ્રકરણ ૩ જું

---

### [ ૧૧૬ મો અંક ] આજ્ઞા.

સુધર્મા સ્વામી જંબૂ પ્રતિ ઉપદેશ આપતાં જણાવે છે કે, વીર ભગવાને કહ્યું છે કે, ગુરૂને અધીન થઇ વર્ત્તતા અનંત પુરૂષો માર્ગ પામી મોક્ષને પ્રાપ્ત થયા છે. **आणाए धम्मो, आणाए तवो**- આજ્ઞાનું આરાધન એજ ધર્મ ને તપ છેઃ આ અભિપ્રાય મુજબ શ્રીમદે આ અંકમાં જણાવ્યુ છે. આ સ્થળે કોઇ એમ પ્રશ્ન કરે કે ક્યા ગુરૂને અધીન વર્ત્તીએ, તો તેમ થાય? તેમણે કોઇ વ્યક્તિને તેમના વિના ગુરૂ બતાવ્યા નથી. બીજી કોઇ વ્યક્તિ તેમની દષ્ટિમાં ગુરૂસ્થાને આવતી હોય તેમ જણાતું નથી. આટલો બધો તેમણે ગુરૂનો મહિમા ગાયો છે, પણ તેમને ગુરૂ હશે કે નહિ? તેમણે તે પ્રકારે ગુરૂની આજ્ઞાનું પાલન કર્યું હશે કે નહિ? સૌ કોઇ ને બીજાના ગુરૂ થવું ગમે છે, શિષ્ય થવું કોઇને ગમતું નથી.

### [ ૧૧૭ મો અંક ] નિષ્કારણ પરમાર્થ.

તેઓ જણાવે છે કે—

" અમારી વૃત્તિ જે કરવા ઇચ્છે છે, તે નિષ્કારણ પરમાર્થ છે; એ

વિષે વારંવાર જાણી શકયા છો, તથાપિ કોઈ સમવાય કારણની ન્યૂનતાને લીધે હાલ તો તેમાં કંઇ અધિક કરી શકાતું નથી."

મતલબ એ છે કે, નિષ્કારણ પરમાર્થ કરવાની તેઓની વૃત્તિ છે પણ જેટલાં અનુકૂળ કારણો જોઇએ તેટલાં નહિ હોવાથી હાલ તો કંઈ આશા રાખશો નહિ, આમ દરેક પત્રમાં પહેલી આશા આપી પછી સંયોગનો અભાવ તેઓ બતાવે છે, સમવાય કારણમાં પોતાની ઇચ્છા, તેમ શરીર, પ્રભુમાર્ગ, વગેરે છે; છતાં સમવાય કારણની ન્યૂનતા કહી ખસી જવું તેના કરતાં આશા આપવી એ કાંઈ ઓછું પાપ નથી. તેઓ પાસે એવો કોઈનો આગ્રહ પણ નથી, પણ તેઓ પોતે જ વાર્તા ઉપાડી તાજી કરી સજીવન કરે છે; પાછી નાશ કરે છે.

## [ ૨૧૯ મો અંક ] એકાન્તવાસ.

"એકાન્તવાસીપણે જ્યારે થવાશે, ત્યારે ચાહીને ભગવતે રાખેલો પડદો એક થોડા પ્રયત્નમાં ટળી જશે."

આમ કેટલીયે વખત તેઓ એકાન્તવાસી થવાને લખે છે, પણ એકાન્તવાસી તેઓ થતા નથી. ક્ષોભ એ થાય છે કે જાણી જોઇને ભગવાને તેમના ઉપર એવો પડદો શા માટે રાખી મૂક્યો હશે, કે જેથી જગત્ જીવોનું કલ્યાણ અટકી પડયું? ઈશ્વરને શો એવો પક્ષપાત હશે કે તેમને મોહની વાસનામાં રાખી બહાર નિકળવા નથી દેતા? આ કથનથી તો એમજ સિદ્ધ થાય છે કે જેઓ સંસારમાં છે, તેઓ તરફ ઇશ્વર પક્ષપાતી છે, નહિતો તેઓ નિકળી શકત! ને જેઓ સંસાર છોડી નિઃસંગ થઈ મોક્ષે ગયા, તેઓના ઉપર ખાસ ઈશ્વરનો અણગમો હોવો જોઈએ, નહિ તો તેઓ મોક્ષે જઈ શકત નહિ! મનુષ્ય સંસારમાં બદ્ધ રહે તેનો વાંક પ્રભુને માથે! કયું જૈન શાસ્ત્ર એમ કહે છે ભાઇ?

## [ ૧૨૦ મો અંક ] સત્.

શ્રીમદ્ લખે છે કે—

"કોઇ પણ પ્રકારે જીવ પોતાની કલ્પનાએ કરી 'સત્'ને પ્રાપ્ત કરી શકતો નથી. સજીવન મૂર્તિ પ્રાપ્ત થયે જ 'સત્' સમજાય છે, 'સત્'નો માર્ગ મળે છે, સત્ પર લક્ષ આવે છે. સજીવન મૂર્તિના લક્ષ વગર જે કંઇ પણ કરવામાં આવે તે, જીવને બંધન છે; આ અમારૂં હૃદય છે."

તેઓનું ઉપર્યુક્ત કથન સત્ય હોય તો તેઓ પોતે કઈ રીતે સત્‌ને મેળવી શકયા હશે? જો તેમણે પોતાની કલ્પનાથી સત્ ન મેળવ્યું હોય, તો કઈ સજીવન મૂર્તિથી તેઓ આવી સ્થિતિને મેળવી શક્યા? પણ તેમના કથન ઉપરથી એમ સમજાય છે કે આ બધી વસ્તુ બીજાને માટે છે, પણ તેમના પોતાના માટે નથી. બીજી વાર્તા એ ઉભી થાય છે કે સજીવન મૂર્તિના લક્ષથી સત્ સમજાય છે, તો પછી નિર્જીવ મૂર્તિની શું આવશ્યકતા મોક્ષગામી મુમુક્ષુ જીવને રહી? જો નિર્જીવ મૂર્તિથી સત્ સમજાય તેમ નથી, તો પછી શા માટે તેની ઉપયોગિતા બતાવવી તેમણે પસંદ કરી હશે? આ ઉપરથી સાફ સમજાય છે કે સજીવન મૂર્તિ તે પણ તેમા જ્ઞાન દર્શન ને ચારિત્ર હોય તો, સૌ કોઇ મુમુક્ષુ જીવને ઉપયોગી છે. પણ જડ મૂર્તિ તો કોઈ રીતે ઉપયોગી નથી. જો છે તોપછી સજીવન મૂર્તિ ઉપર ભાર આપવો તે વ્યર્થ છે.

"સત્સંગમા 'સત્'નો જેને સાક્ષાત્કાર છે, તે પુરૂષનાં વચનોનું પરિચર્યન કરવું કે જેમાંથી કાળે કરીને સત્‌ની પ્રાપ્તિ થાય છે."

તેમનું આ કથન સત્ય છે, પણ 'સત્' હોય તેની સાથે ચારિત્ર હોય તે પુરૂષનું સેવન કરવું સારૂ છે, એમ તેઓ કેમ કહેતા નથી? શું એકલા સતથી મોક્ષે જવાશે એ ખરૂં છે? ચારિત્ર આવ્યા સિવાય કોઈ મોક્ષે ગયા હોય એવું શું તેમણે સાંભળ્યુ હશે, કે જેથી તેઓ બીલકુલ ચારિત્રની વાર્તા કરતાજ નથી? પણ ત્યારે તેઓ ચારિત્રમાં આવ્યા નહોતા તેથી તેઓ લખતા નહિ હોય એમ

પણ કોઇ કલ્પના કરશે; પણ એમ નથી. જેટલો ઉલ્લાસ તેમને આવી વાર્તા કરવામાં આવે છે. તેટલો તો શું પણ તેના કેટલાએ અંશે પણ ચારિત્ર સંબંધી ઉલ્લાસ તેમને આવતો નથી. વાતો અને વર્ત્તન વચ્ચે દુષ્કરતાનો પહાડ ઉભો હોય છે. જો તેમણે વર્ત્તન કર્યું હોત તો તેમની આવી લેખમાળા નહિ હોત પણ કોઇ અપૂર્વ લેખમાળા હોત.

## [ ૧૨૨ મો અંક ] પરા ભક્તિ.

ગોપીઓ માથે મટુકી લઈ મહી વેચવા નિકળે છે. મહી વેચતાં ગોપીઓ ઉલ્લાસમાં આવી જાય છે, ને કહે છે કે ' કોઈ માધવ લ્યો, હાંરે કોઈ માધવ લ્યો ' તેની સાથે પોતાને જે કથવાનો આશય છે, તે આ અંકમા તેઓ સમજાવે છે, પરા ભક્તિ એટલે શું એ વિષે તેઓ ભાગવત કથાનો આધાર આપે છે.

વાસુદેવ ભગવાન્ પ્રત્યે ગોપીઓની કેવી ભક્તિ હતી, તેની વાત તેઓ કહે છે. ૧૨૩ માં પણ તે સંબંધીજ વાત સંક્ષેપમાં છે.

## [ ૧૨૪ મો અંક ] પ્રસન્નતા.

" આપને મારા પ્રત્યે પરમોલ્લાસ આવે છે; અને વારંવાર તે વિષે આપ પ્રસન્નતા પ્રગટ કરો છો પણ હજુ ' અમારી ' પ્રસન્નતા ' મારા ' ઉપર થતી નથી, કારણકે જેવી જોઇએ તેવી અસંગ દશાથી વર્ત્તાતું નથી, અને મિથ્યા પ્રતિબંધમાં વાસ છે. પરમાર્થ માટે પરિપૂર્ણ ઇચ્છા છે, પણ ઇશ્વરેચ્છાની હજુ તેમા સંમતિ થઇ નથી.... ..હાલ એવી દશાએ રહેવું અમને વહાલું છે. "

જો એવી દશાએ રહેવું હજી તેમના મનને ગમતું છે, તો પછી શા માટે સેવકોને આવા ભ્રમોત્પાદક ઉત્તર આપી મનને આનંદ માનતા હશે ? પરમાર્થ માટે પૂર્ણ ઇચ્છા છે, ને તેમાં ઇશ્વરની સમ્મતિ થઇ નથી, તો શંકા એ છે કે ક્યા ટેલીફોનથી તેમણે પ્રભુ પાસે પૂછાવીને ઉત્તર મેળવી લીધો ? કોઇ સામાન્ય વ્યક્તિ હોય તેને પણ હૃદયમા અન્યને મુખેથી અન્ય કહેતાં ડંખ લાગે

છે, તો પછી તેમને વારંવાર આવો ઉત્તર આપતાં કેમ ડંખ લાગતો નહિ હોય ?

[ અંક ૧૬૪ મો ] પુરાણ પુરૂષ પ્રત્યે પ્રેમ.

"હરિકૃપાથી અમે પરમ પ્રસન્ન પદમાં છીએ. તમારો સત્સંગ નિરંતર ઇચ્છીએ છીએ.

"અમારી દશા હાલમાં કેવી વર્તે છે, તે જાણવાની આપની ઇચ્છા રહે છે; પણ જેવી વિગતથી જોઈએ તેવી વિગતથી લખી શકાય નહીં એટલે વારંવાર લખી નથી. અત્રે ટુંકામાં લખીએ છીએ.

"એક પુરાણ પુરૂષ અને પુરાણ પુરૂષની પ્રેમસંપત્તિ વિના અમને ગમતું નથી; અમને કોઇ પદાર્થમાં રૂચિ માત્ર રહી નથી; કંઇ પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી નથી; વ્યવહાર કેમ ચાલે છે, એનું ભાન નથી, જગત્ શું સ્થિતિમાં છે, તેની સ્મૃતિ રહેતી નથી; શત્રુ મિત્ર કોઈમાં ભેદભાવ રહ્યો નથી; કોણ શત્રુ છે, અને કોણ મિત્ર છે, એની ખબર રખાતી નથી; અમે દેહધારી છીએ કે કેમ ? તે સભારીએ ત્યારે માડ જાણીએ; અમારે શું કરવાનું છે, તે કોઈથી કળાય તેવું નથી; અમે બધાય પદાર્થથી ઉદાસ થઈ જવાથી ગમે તેમ વર્તીએ છીએ; વ્રત નિયમનો કઈ નિયમ રાખ્યો નથી; જાતભાતનો કંઈ પ્રસગ નથી; અમારાથી વિમુખ જગતમા કોઈ માન્યું નથી; અમારાથી સન્મુખ એવા સત્સંગી નહીં મળતાં ખેદ રહે છે, સપત્તિ પૂર્ણ છે, એટલે સપત્તિની ઇચ્છા નથી; શબ્દાદિક વિષયો અનુભવ્યા સ્મૃતિમાં આવવા,—અથવા ઈશ્વરેચ્છાથી તેની ઇચ્છા રહી નથી."

એમ આખો લેખ વિચિત્ર રીતિએ લખ્યો છે. લેખ ઘણો મોટો છે. પછી તેઓ કહે છે કે હરિ જેમ દોરે છે, તેમ સર્વ થાય છે, હૃદય પ્રાયે શૂન્ય થઇ ગયું છે; ખાવા પીવા બેસવા ચાલવાની વૃત્તિઓ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે; એક પ્રકારે પૂર્ણ ઘેલછા છે.

પુરાણ પુરૂષ પ્રતિ પ્રેમ તેઓ ગમે તેટલો રાખે, પણ જ્યારે તેઓ એમ કહે છે કે પદાર્થ માત્રમા રૂચિ રહી નથી, વા વ્યવહાર કેમ ચાલે છે તેની ખબર નથી, ઇન્દ્રિયો પોતાની ઇચ્છા પ્રમાણે

કામ કરે-વર્ત્તે તેમાં તેમનું લક્ષ્ય નથીઃ તો પ્રશ્ન એ છે કે આ સ્થિતિ શું સત્ય છે? જો સત્ય હોય તો તેમનામા વીતરાગતા આવવી જોઇએ, અથવા જડતા થવી જોઈએ. વીતરાગ થાય, તેની ઇન્દ્રિયો એ ઇંદ્રિયોની વૃત્તિ પ્રમાણે નહિજ ચાલે, ગમે ત્યાં નહિજ ભટકે, પણ શ્રીમદ્‌ તો કહે છે કે જે કરે છે તે હરિ કરે છે, તો આ દેહનો ચલાવનાર ચેતન સિવાય બીજો કયો હરિ છે? જો હરિજ બધું કરતો હોય સુખ દુઃખનો ભોક્તા પણ હરિ હોય-ચેતન નહિ. જો ચેતન ભોક્તા નહિ થાય તો પછી તેનો મોક્ષ કેમ થાય? નહિજ થાય. જો આમ છે, તો પછી તેઓ કહે છે કે આત્મા છે, ને કર્ત્તા છે, ભોક્તા છે, મોક્ષ છે, ને તેનો ઉપાય છે, એ બધું કથન સિદ્ધ નથી થઈ શકતું, પણ વ્યર્થ થાય છે. તો શું આ કથનથી એમ સમજવું કે અત્યારે તેમને સમ્યક્ત્વ છે? આવા કેટલાક લેખ ઉપરથી સિદ્ધ થાય છે કે તેઓ મિથ્યાત્વ દૃષ્ટિમાં ગયા હોય. એક જીવને એક ભવમાં ઘણી વખત સમ્યક્ત્વ આવે છે ને જાય છે એટલે તેમના સંબધમાં એ બનવા જોગ છે. આગળ વળી તેઓ સમ્યક્ત્વ ઉપર બહુ ભાર મૂકે છે, પણ અત્યારે હરિના કર્તૃત્વ વિષે દૃઢતાથી લખી રહ્યા છે. ઇન્દ્રિયોની ગમે તે પ્રવૃત્તિ થાય તેનું જોખમ પોતે નથી વહોરતા, પણ તેની જુમ્મેદારી બધી હરિને શિરે સોપી દે છે, એટલે તેમના સમ્યક્ત્વમાં શંકાજ ઉપજે છે. આગળ તેઓ લખે છે કે—

"નય પ્રમાણ વિગેરે શાસ્ત્રભેદ સાંભરતા નથી કઇ વાંચતા ચિત્ત સ્થિર રહેતું નથી...આદિ પુરુષને વિષે અખંડ પ્રેમ સિવાય બીજા મોક્ષાદિક પદાર્થોમાંની આકાંક્ષાનો ભંગ થઇ ગયો છે...અને એ સર્વનો દોષ અમને છે કે હરિને છે, એનો ચોક્કસ નિશ્ચય કરી શકાતો નથી. એટલે બધી ઉદાસીનતા છતાં વેપાર કરીએ છીએ, લઇએ છીએ, દઈએ છીએ, લખીએ છીએ, જાળવીએ છીએ અને ખેદ પામીએ છીએ, વળી હસીએ છીએ; જેનું ઠેકાણું નથી એવી અમારી દશા છે."

આ ઉપરથી તેમના જીવનની સ્થિતિનો ખ્યાલ આવે છે કે જગત્ શું કરે છે તેની ખબર નથી, એવી મસ્ત દશા તેમને આવી છે; પણ તો પછી આ પત્ર તેમનાથી શી રીતે લખી શકાયો? એક તરફથી કહે છે કે વેપાર કરીએ છીએ, જાળવીએ છીએ, હસીએ છીએ, તો પછી આ બધી સુવ્યવસ્થિત પ્રવૃત્તિ થાય શી રીતે? પણ વિચાર કરીએ તો આમાં કંઈક ગુપ્ત ભેદ જણાય છે. તેઓ લખે છે કે નય પ્રમાણ વિગેરે શાસ્ત્ર સાંભરતાં નથી, મોક્ષાદિક પદાર્થની આકાંક્ષાનો ભંગ થઈ ગયો છે, વાંચવામાં ચિત્ત સ્થિર નથી, છતાં બોલવામા, હસવામાં, વેપારમા, સર્વ પ્રવૃત્તિ ચાલુ છે. આથી એમ જ સમજી શકાય છે કે અત્યારે પુરાણ–પુરૂષ એટલે મોહરાજાનો પ્રેમ ઉદ્દીપ્ત થયો છે જેથી શાસ્ત્ર સાંભળતાં નથી, મોક્ષની ઇચ્છા છૂટી ગઇ છે; એ વખતે સમદૃષ્ટિ પણ શાંત થઇ ગઈ હશે, મિથ્યાદૃષ્ટિમા કદાચ અન્ય સહવાસથી ચિત્ત રમણ કરતું હશે, નહિ તો આમ શા માટે તેઓ લખે? હૃદય શૂન્ય થઈ ગયું છે. હરિ કરે તેમ તેઓ વર્ત્તે છે, તો શું આ મિથ્યાદૃષ્ટિ નથી? નહિ તો હરિ ઉપર શા માટે તે આ બધી જવાબદારી મૂકે? આ બધું હરિ કરે છે, કે તે કરે છે, તે જ્યારે તેમને ખબર નથી, તો પછી જૈન દર્શનના વિચાર, અનુભવ, દૃષ્ટિ, એ બધાં અત્યારે ક્યાં ગયા? શું એટલું પણ તેઓ સમજી શકતા નથી કે આ શરીરમા કર્ત્તા માત્ર આત્મા કે ચેતન છે, બીજો કોઇ નથી? તેઓ ઘણી વખત કહી ગયા છે, અને આગળ ઉપર પણ કહેશે કે આત્મા છે, તે કર્ત્તા છે, ભોક્તા છે, તેનો મોક્ષ છે, ને તે થવા ઉપાય પણ છે આ બધુ અત્યારે ક્યાં ગયુ? એમ બચાવ કરે કે પુરાણ પુરૂષના પ્રેમની લગનીમાં અત્યારે કંઈ નથી, તો ઉત્તર એ છે કે જો પુરાણ પુરૂષ મોહ નહિ, પણ શુદ્ધ આત્મ–ઇશ્વર–તીર્થંકર હોય તો તેના પ્રેમમાં આ બધું ભૂલાય નહિ. પણ ઉલટું આત્માની–સમદૃષ્ટિની–મોક્ષાભિલાષાની વધારે જાગૃતિ રહે; તેઓ સર્વ આદિપુરૂષના પ્રેમના ઉદ્દીપક છે, પણ વિનાશકારક

નથી; છતાં જ્યારે તેઓ પુરાણ પુરુષના પ્રેમને બહાને પોતાની વર્તમાન સ્થિતિને ઢાંકી રાખે છે, ને વાચકોને બીજા રસ્તે લેઇ જાય છે, ત્યારે આપણને તેમના આશયમાં ને પત્રમાં અસંગતતા તથા અનેક ત્રુટિઓ દૃષ્ટિમાં પડ્યા વિના રહેતી નથી. "જેનું ઠેકાણું નથી એવી અમારી દશા છે, ઠેકાણા વગરની દશાથી ફરીએ છીએ" એ એમનાં પત્રલિખિત વાક્યો એમની ઉપર જણાવી તેવી ચિત્ત-સ્થિતિનેજ દર્શાવે છે. આવા સુજ્ઞ મનુષ્યની સ્થિતિ જ્યારે આવી થઈ જાય ને ઇન્દ્રિયોની પ્રવૃત્તિમાં ક્યાંએ વાંધો ન આવવા દે ત્યારે તે મનુષ્ય પરમેશ્વરમાં ઘેલો થઇ ગયો સમજવો, કે ઇન્દ્રિયોને ઇષ્ટ એવી રસિકતામાં ઘેલો થઈ ગયો સમજવો ? સૌ કોઈ પોતપોતાની પ્રકૃતિને વશ છે, તેને માટે આ વિવેચન નથી; પણ તેમનું વક્તવ્ય ને આશય જ્યારે અસંગત જોઇએ છીએ, ત્યારે એ સંબંધી સ્પષ્ટતા કરવાની જરૂર રહે છે.

તેઓ આગળ લખે છે કેઃ

"એ સિદ્ધાન્ત જ્ઞાન અમારા હૃદયને વિષે આવરણરૂપે પડ્યું છે. જો તે પ્રગટ થવા દેવાની હરીચ્છા હશે તો થશે. અમારો દેશ હરિ છે, જાત હરિ છે, કાળ હરિ છે, દેહ હરિ છે, રૂપ હરિ છે, નામ હરિ છે. સર્વ હરિ છે; અને તેમ છતાં આમ વહિવટમાં છીએ; એ એની ઈચ્છાનું કારણ છે."

આ પ્રમાણે સર્વ કાર્યમાં તેઓ હરિને કારણ માને છે, એટલે જો હરિને ઇચ્છા હશે, તો તેમને જાહેરમા પ્રકટ ;થવા દેશે ! આ એમનું કથન કેટલું વાજબી છે, તે જૈન દર્શનના સારા અભ્યાસીઓ જાણી શકે તેમ છે. તેઓને જૈન દર્શનનો સારો અભ્યાસ હશે, પણ આ લેખ ઉપરથી અને આગળ પાછળના તેમના લેખો ન વાંચ્યા હોય તો કોઈ મનુષ્ય કહી શકે કે તેઓ જૈન નથી, એટલુંજ નહિ પણ જૈન તત્ત્વને તેઓ જાણતા પણ નથી. માત્ર સેવકોને-વાચકોને વાણીની ચાતુરીથી આંજવાનો આ એક પ્રકાર નહિ તો પછી બીજું શું ? સર્વ હરિ છે, એટલે તેમને કાંઈ બંધ કે મોક્ષ નથી, એમ

એક સ્થળે લખી, બીજે સ્થળે આત્માના બંધ મોક્ષની વાર્ત્તા કરે, ત્યારે તેમના વિષે વાચકોને બીજો શું ખ્યાલ આવે?

છતાં "આમ વહિવટમાં છીએ, એ એની ઇચ્છાનું કારણ છે" એમ લખતા દોષ શું આવશે, તે તે ભૂલી ગયા છે. તેઓ વહિવટ કરે એ તે હરિની ઇચ્છાનું કારણ નથી પણ કાર્ય છે. વહિવટ કરવામાં ઇચ્છા કારણ હોય તો વહિવટ ઇચ્છાનું કાર્ય થાય છે, તેને કારણ કહી શકાય નહિ. જ્યારે ઇશ્વરની ઇચ્છાથી બધુ થાય છે, તો પછી ઇચ્છા જગતનું કારણ થઇ; જીવોના સુખ દુઃખના કાર્યમા પણ હરીચ્છા મુખ્ય થઇ, અને જીવોનો મોક્ષ પણ તેને હસ્તક રહેવાનો ને તેઓનો મોક્ષ પણ હરિને હાથ રહેવાનો; તેઓ પ્રયત્ન કરે તો પણ વ્યર્થ થાય!

## [ અંક ૧૧૬ મો ] વિયોગ વિષે.

તેઓ કોઈ પ્રતિ લખે છે :—

"વિયોગ રહેવામાં પણ હરિની તેવી જ ઇચ્છા છે. અને તે ઈચ્છા શુ હશે, તે અમને કોઈ રીતે ભાસે છે; જે સમાગમે કહીશું."

આમાં કોઇ વ્યક્તિ સાથે વિયોગની વાર્તા લખી છે, પણ તે વિયોગમાં હરિની ઇચ્છા છે, ને તેમાં કાંઈ પણ તત્ત્વ કે રહસ્ય છે, તેમ તેઓનું કથન છે; પણ સમાગમ ઉપર તેનો ખુલાસો કરવાનો તેમણે રાખ્યો હોય એમ જણાય છે.

"તમે અમારે માટે જન્મ ધર્યો હશે એમ લાગે છે. તમે અમારા અથાગ ઉપકારી છો; તમે અમને અમારી ઈચ્છાનું સુખ આપ્યું છે, તે માટે નમસ્કાર સિવાય બીજો શુ બદલો વાળીએ?"

કોઈએ તેમની ઇચ્છાને સંતોષી હશે, તેથી તેઓ તેમનો બહુ ઉપકાર માને છે, નમસ્કાર વિના બદલો બીજો તેમને જણાતો નથી. આગળ એ માટે તેઓ લખે છે કે :—

"પણ અમને એમ લાગે છે કે અમારે હાથે હરિ તમને પરા ભક્તિ અપાવશે, હરિના સ્વરૂપનુ જ્ઞાન કરાવશે અને એજ અમે મોટો ભાગ્યોદય માનીશુ."

તેમના આ કથનનો આશય એ છે કે, હરિ પરા ભકિત તમને આપશે એ ખરૂં, પણ અમારા દ્વારા આપશે, હરિ સીધી રીતે તમને ભક્તિ નહિ બતલાવે; તેનું સ્વરૂપ ઓળખાવવાનું પણ અમારાથી જ બનશે આ પત્ર ગમે તે વ્યક્તિ ઉપર હોય, પણ તે સેવક ઉપર કેટલો સ્નેહભાવ છે અથવા મોહભાવ છે તે સાફ સમજાય તેમ છે. તેમના ઉપર એ સેવકનો બહુ ભાવ છે એટલું જ નહિ પણ તે વ્યકિતનો જન્મ તેમના માટે જ હોય, એમ તેઓનું કથન છે ! તેના બદલામાં પરા ભક્તિ પણ હરિ પાસેથી લેઈ તેઓ તે સેવકને આપવા ઇચ્છે છે, ને તે પરા ભક્તિ લે, અથવા કરે, તે તેમનો ભાગ્યોદય છે, એમ તેઓ માને છે. પ્રશ્ન એ છે કે તે સેવકને પરા ભક્તિ મળ્યા પછી એ પરા ભક્તિ તે સેવક તે બેમાથી કોની કરશે? હરિની કરશે, કે ભકિત અપાવનાર તે ગુરૂ મહારાજની કરશે ?

આગળ તેઓ જણાવે છે કે :-

" અમારૂં ચિત્ત તો બહુ હરિમય રહે છે, પણ સંગ બધા કલિયુગના રહ્યા છે; માયાના પ્રસંગે રાતદિવસ રહેવું રહે છે, એટલે પૂર્ણ હરિમય ચિત્ત રહી શકવું દુર્લભ હોય છે અને ત્યાંથી અમારા ચિત્તને ઉદ્વેગ મટશે નહિ "

તેઓ જણાવે છે કે અમારૂં ચિત્ત હરિમય રહે છે, પણ કલિયુગને લીધે માયાનો પ્રસંગ બહુ છે, તેથી ઉદ્વેગ મટતો નથી; તો માયાને તેઓ વળગી રહ્યા છે, કે માયા તેમને વળગી રહી છે ? અને કલિના દોષો, ને માયાનું બંધન સજ્જડ હોય તો પછી હરિ પાસેથી બીજાને પરા ભકિત કયાંથી તેઓ અપાવશે ? જો તેઓ પોતે પોતાનો ઉદ્વેગ મટાડી શકતા નથી, તો પછી બીજાનો ઉદ્વેગ શી રીતે તેઓ મટાડશે ? વૈષ્ણવોની જેમ પરા ભકિત સેવકોને આપવા પ્રભુ તરફથી પોતે વચમાં દલાલ થાય છે. આવી પદ્ધતિ જૈનમાં ન હોય છતાં સેવકોને ભક્તિ તેમના દ્વારા જોઈતી હોય તો તેઓ શા માટે પ્રભુના આડતીયા ન થાય ? તેમાં તો સેવકોને ફાયદો ને આડતીયાને પણ ફાયદો અને પ્રભુના સેવકો વધે તેમાં પ્રભુનો પણ ગુણ !

## [ અંક ૧૬૭ મો ] ચમત્કાર.

તેઓ લખે છે કે—

"ચમત્કાર બતાવી યોગને સિદ્ધ કરવો એ યોગીનું લક્ષણ નથી. સર્વોત્તમ યોગી તો એ છે કે જે સર્વ પ્રકારની સ્પૃહાથી રહિતપણે સત્યમાં કેવળ અનન્ય નિષ્ઠાએ સર્વ પ્રકારે 'સત્'જ આચરે છે,—જગત્ જેને વિસ્મૃત થયું છે. અમે એજ ઇચ્છીએ છીએ."

ચમત્કાર બતાવી યોગને સિદ્ધ કરવો એ યોગીને ન હોય એ વાર્તા ખરી છે. એ વાર્તા આજે તેઓને ક્યાંથી સાંભરી? કારણ તેઓ પોતેજ ૧૯ મા વર્ષમાં લખી ગયા છે કે "પંચમ કાળમા માર્ગ ચલાવનારને જે જે ચમત્કારો જોઈએ તે એકત્ર થઈ ગયા છે."

આ બેઉ વિચારોનો લેખક એક છે, ભિન્ન નથી; વિચાર ભિન્ન છે; એનું કારણ વય તથા સમજણમાં અંતર છે. કાળક્રમણુ સાથે વિચાર ને સંયોગ બદલાય છે. છેક બાળકપણાની વાર્તા તેઓને યાદ આવતી હશે, તો પછી ૧૮-૧૯ મા વર્ષમા વાર્તા બહાર મૂકી હતી તે કેમ ભૂલી જાય? પણ મનુષ્ય સ્વભાવ એવો છે કે જ્યારે તંગી હોય છે ત્યારે અનેક વસ્તુની તૃષ્ણા પેદા થાય છે પણુ જ્યારે તે વસ્તુથી સંતોષાય છે ત્યારે તેની વૃત્તિ બદલાય છે. એમજ તેઓને થયુ હોય એમ આપણને તેઓના ભિન્નભિન્ન લેખોથી જણાય છે આજે હવે તેમને ચમત્કાર બતાવવાની આવશ્યકતા નથી લાગતી, કારણકે વગર ચમત્કારે સેવકો સાંપડયા છે, સંપત્તિ મળી છે. તેઓ ૧૬૪ મા અંકમા જણાવી ગયા છે કે "સંપત્તિ પૂર્ણ છે, સંપત્તિની ઇચ્છા નથી." ગમે તેટલી સંપત્તિ હોય, પણ અત્યારે તેમને તૃપ્તિ મળી ગઈ હોય એમ લાગે છે. મનુષ્ય જ્યારે યુવાન હોય છે. ત્યારે કાંઈ ચાહતો હોય છે, લખતો હોય છે, ને માગણી કરતો હોય છે, પણ જ્યારે તે આગળ વયમાં વધતો હોય છે, ત્યારે સંયોગો બદલાના વિચારો બદલાય છે. વય જેમ સ્થાયી રહેતી નથી તેમ વિચારો

પણ સ્થાયી રહેતા નથી. હવે શ્રીમદ્ ચમત્કારને ધિક્કારે છે અને ચમત્કાર કરનાર યોગીને ધિક્કારે છે. આ રીતે સર્વ પ્રકારની સ્પૃહા જેને છૂટી ગઈ હોય તે યોગી કહેવાય છે. એવું તે સમજ્યા છે ખરા, પણ તેવી સ્થિતિ તેઓ મેળવે ત્યારે ખરા.

[ અંક ૧૬૮ મો ] પ્રકાશ.

તેઓ લખે છે કેઃ—

"જ્ઞાન તેજ કે અભિપ્રાય એકજ હોય; થોડો અથવા ઘણો પ્રકાશ પણ પ્રકાશ એકજ. શાસ્ત્રાદિકના જ્ઞાનથી નિવેડો નથી પણ અનુભવજ્ઞાનથી નિવેડો છે."

આ વાર્તા તેમણે બહુ સારી લખી છે, પણ આ વાર્તા પ્રમાણે તેઓનો પોતાનો અભિપ્રાય એક નથી, તો તેને આપણે જ્ઞાન કહેવું કે અજ્ઞાન ? તેઓ પોતેજ એક વખત ચમત્કારો બતાવવા ચાહતા હતા, ને તેમ કરવામાં તેઓ પોતાને યોગ્ય ધારતા હતા. ને હમણાં ૧૬૭ મા અંકમાં તેઓ ચમત્કારની વિરૂદ્ધમાં અભિપ્રાય આપે છે, તો તે બન્નેમાં જ્ઞાન કોને કહેવું ને અજ્ઞાન કોને કહેવું ?

હવે કેટલાક અંક છોડી દઈએ, તો પણ દરેક અંકોના લેખો વાંચતાં તેઓના જીવનની દશા કેવી છે, તે સમજાય છે. સંસાર, શરીર ને (પ્રકૃતિ) કર્મપ્રકૃતિનો સંયોગ મળતાં જીવને કેવા સ્વાદો અનુભવવા પડે છે. તે આ પુસ્તકમાંથી સમજાય તેમ છે. પત્ર લખવાની તેમની શૈલી ચતુરાઈવાળી છે, એટલે એક વાતને પલટાવવાની સરલતા રાખે છે જેથી કથનનો એકજ આશય સ્પષ્ટ થતો નથી. તેઓ ઘણી વખત સારૂ લખી નાંખવા જાય છે, પણ આગળ જતાં તે વસ્તુનો પલટો કરે છે એટલે બીજા રૂપમાં તેઓ વાર્તા લેઈ જાય છે, પણ માનસશાસ્ત્રના તથા માનવજીવનના અભ્યાસીઓ એ ચતુરાઈની પાછળના રહસ્યને સહજે સમજી જાય છે, મનુષ્યને ડહાપણ હોય એટલે તે વાર્તાને સુધારી લે છે, પણ વસ્તુતઃ સંયોગ ને પ્રકૃતિની અથડામણ સૌ કોઈને થાય છે, તો પછી તેમને

કેમ ન થાય ? તેઓ ઘણી વખત લખી ગયા છે. ને આગળ પણ (જુઓ ૧૭૭ અંકમાં) લખે છે કે ચિત્ત ઉદાસ રહે છે, કંઇ ગમતુ નથી, જે નથી ગમતું તેજ બધુ નજરે પડે છે; આમ લખી, તેઓ પછી અનુભવને આત્મજ્ઞાનમાં લેઇ જાય છે, અને બીજાને સમજાવવા તેઓ યુક્તિપૂર્વક લેખ લખે છે, વસ્તુતઃ પ્રકૃતિની અથડામણ સંયોગ સાથે જીવને થયા વિના રહેતી નથી. તે વખતે અનુભવો, કાંઈ કાંઈ ખ્યાલો ઉપસ્થિત કરે છે. આમાંના ઘણા ખરા લેખો કે પત્રો તે સંબંધી છે. જ્યારે જ્યારે જીવને સંયોગ સાથે પ્રકૃતિને લેઈને પ્રતિકૂળતા અનુભવવી પડે છે, ત્યારે ત્યારે જીવ નાખુશ થાય છે, તે ઉછળવા લાગે છે; પણ આખરે જીવ પોતાના શરીરને અંગે અનેક જરૂરીયાતો ઉત્પન્ન થતી હોવાથી તે વસ્તુને પહોંચી શકતો નથી, ને તેને મૂળ સ્થાનક પર આવવું પડે છે. એવી સ્થિતિનો ખ્યાલ આપણને તેમના હવે પછીના લેખમાં મળી આવે છે.

## [ અંક ૧૮૧ મો ] વ્યાસજી સાથે સદશતા.

તેઓ જણાવે છે કે:—

"મહાત્મા વ્યાસજીને જેમ થયું હતું તેમ અમને હમણાં વર્ત્તે છે. આત્મદર્શન પામ્યા છતા પણ વ્યાસજી આનંદસંપન્ન થયા નહોતા, કારણકે હરિરસ અખંડપણે ગાયો નહોતો. અમને પણ એમજ છે. અખંડ એવો હરિરસ પરમ પ્રેમે અખંડપણે અનુભવતાં હજી કયાંથી આવડે ? અને જ્યાંસુધી તેમ નહિ થાય ત્યાંસુધી અમને જગત્માંની વસ્તુનું એક અણું પણ ગમતું નથી."

વ્યાસજીને જેમ થયું તેમ તેઓ પોતાને થયુ જણાવે છે. વ્યાસજીને ગમતું નથી તેમ તેમને ગમતું નથી. નથી ગમતું તેમાં દર્દ વ્યાસજીને હરિરસ ગાવાનું નહિ હતું પણ બીજું હતું; તેમ તેઓને દર્દ જુદુંજ છે, પણ મુખેથી હરિરસ ગાવાનું તેઓ જણાવે છે. આગળ જતાં તેઓ સ્પષ્ટ કરે છે કે અર્થસંબંધ ને કામસંબંધ

ઘણા કાળ થયાં, ગમતી ગમતાં, તેમ હમણાં ધર્મસંબંધ ને મોક્ષ-સંબંધ પણ ગમતાં નથી. આમ લખવાનો અર્થ શું? ધર્મ સંબંધ ને મોક્ષસંબંધ જ્યારે ન ગમે ત્યારે જીવ કઈ સ્થિતિમાં હોય? અર્થસંબંધ ને કામસંબંધ ન હોય ત્યારે જીવ અવશ્ય ધર્મ કે મોક્ષ સંબંધના ખ્યાલમાં હોય એમ આપણે સમજીએ, પણ જ્યારે તે ધર્મ કે મોક્ષ સંબંધમાં ન હોય, ત્યારે તેની કઈ જગ્યા આપણે સમજવી? તે ચાર સિવાય જીવ ક્યાં રહી શકે? સિદ્ધાયતન કે મોક્ષ-સ્થાનમાં તે સમયે તે નહોતા, પણ મનુષ્ય દેહમાં હતા, ત્યારે તેમની કેવી સ્થિતિ તે સમયે હશે? જો તેમને ધર્મ ને મોક્ષસંબંધ નથી, તો ક્લેશયુક્ત સ્થિતિમાં તેઓ હોવા જોઈએ. વ્યામજીને પણ કંઈ કારણથી તેવી દુઃખદશા આવી હતી, તેથી તેમનું મન દુઃખ અનુભવતું હતું. તેઓ કહે છે કે:—

"ધર્મસંબંધ ને મોક્ષસંબંધ ઘણું કરીને યોગીઓને પણ ગમે છે, અને અમે તો તેથી પણ વિરક્ત રહેવા માગીએ છીએ હાલ તો અમને કાંઈ ગમતું નથી, અને જે કંઈ ગમે છે, તેનો અતિશય વિયોગ છે."

આ પહેલાં એક લીટીમાં તે લખી ગયા છે કે:—

"અમને સત્સંગની ન્યૂનતાને લીધે કંઈ ગમતું નથી."

કહેવાનું એ છે કે એક સ્થળે સત્સંગ વિના ગમતું નથી, તેમ તેઓ લખે છે, ને નીચે લખે છે કે જે કંઈ ગમે છે, તેનો અતિશય વિયોગ છે. આ બે ભિન્નભિન્ન વાક્યોમાં તેમનો આશય શું ભિન્ન નથી જણાતો? તેઓ કહે છે કે ધર્મસંબંધ ને મોક્ષસંબંધ એ બન્ને પણ ગમતાં નથી, તો સત્સંગની ઇચ્છા કયા સંબંધ માટે રહ્યા કરે છે? જ્યાં [illegible] ત્યાં ધર્મસં[illegible] ને જ્યાં ધર્મ-સંબંધ છે ત્યાં મોક્ષ[illegible] [illegible]મ એક [illegible] [illegible]કે બીજાનો સંબંધ સ્પષ્ટ સમજે, [illegible] [illegible]ની હા [illegible] [illegible]ની ના કહે છે, તે[illegible] તેમના [illegible] [illegible]વહ [illegible] ? અવશ્ય [illegible] [illegible]મન [illegible] કોઈ [illegible]

જેનો વિયોગ છે; તેને લીધે તેમને ધર્મસંબંધ કે કોઇ પણ સંબંધ ગમતા ન હોય. તેમણે હરિરસ ગાયો નથી, તેનું કારણ તેઓ જણાવે છે, પણ એ વાર્તાનો સંબંધ બંધબેસતો નથી. 'હરિરસ ગાવો' એ કાંઇ પરહસ્તનો વિષય નથી પણ સ્વ હસ્તક-સ્વ આત્મા-નો વિષય છે, મનુષ્ય તેને ચાહે તેટલો ગાઇ શકે છે ને ચાહે તેટલો તેની સાથે સંબંધ રાખી શકે છે. પણ આ જે કથન છે, તે તો તેઓના કબજાની વાર્તા નહિ હોય તે સંબંધે છે. તેઓ લેખ પૂર્ણ કરતાં લખે છે કે.—"વધારે શું લખવું ? સહન જ કરવું એ સુગમ છે;" એટલે હવે તેઓ સહન કરવાની પ્રવૃત્તિમા છે. મતલબ એ છે કે જે વ્યક્તિનો સંગ તેઓ ઇચ્છે છે, તેનો અત્યારે વિયોગ છે; તેના વિના ચિત્તને શાન્તિ મળતી નથી, પછી તે વ્યક્તિ ગમે તે હોય, તેઓના પ્રેમપાત્રની હોય કે ધર્મપાત્રની, પણ કામ અર્થ ધર્મ અને મોક્ષ એ ચારેનો સબંધ જેના વિયોગમાં ગમતો નથી તે પાત્ર કે તે વ્યક્તિ કોણ હશે તે તો તેમનું કલ્પનાસર્જનજ કહી શકે.

### [ અંક ૧૮૩ મો ] આદિ પુરૂષ.

આ અંકમાં સથાળે લખ્યું છે કે, "આદિ પુરૂષ રમત માંડીને બેઠા છે." આદિ પુરૂષ તેમણે જ્યારે કહ્યુ છે, તો આપણે આદિ પુરૂષ કોને સમજવો ? આદિ પુરૂષ તે આદિના કરનાર તીર્થંકર હોય છે, તેઓ અત્યારે છે નહિ, આદિ પુરૂષ પોતે પોતાને સમજીને તેઓ કહેતા હશે કે બીજા કોઇને તેઓ કહેતા હશે ? પણ તેઓના કથનથી આપણને ખાત્રી થાય છે કે કૃપાળુ, પ્રકાશક, આવાં અનેક વિશેષણો તેઓએ આપ્યાં છે, તો આ જગ્યાએ પણ આદિ પુરૂષ તરીકે તેઓ હોય તો ના નહિ. એટલે તેઓ કહે છે કે આદિ પુરૂષ રમત માંડીને બેઠા છે, તો કોને રીઝવવા તેણે આવી રમત માડી હશે ?

### [ અંક ૧૮૯ મો ] વીતરાગતા.

તેઓ જણાવે છે કે—

"કાળ વિષમ આવી ગયો છે સત્સંગનો જોગ નથી અને વીતરાગતા વિશેષ છે, એટલે ક્યાંય સાતું નથી. અર્થાત્ મન વિશ્રાંતિ પામતું નથી. અનેક પ્રકારની વિટંબનાઓ અમને નથી; તથાપિ સત્સંગ નહિ એ મોટી વિટંબના છે. લોકસંગ રૂચતો નથી."

તેઓને અનેક વિટંબનામાંની એક પણ નથી, પણ એક વિટંબના એ છે કે સત્સંગ નથી. એટલે સત્સંગ વિના તેઓ વધારે દુઃખ માને છે. છતાં આશ્ચર્ય એ છે કે તેમને વીતરાગતા વિશેષ છે, જ્યાં વીતરાગતા હોય, તેને બીજા કોઇની શી આવશ્યકતા છે? જેઓ અપૂર્ણ-રાગદ્વેષ સહિત છે, તેઓ સત્સંગની બુમ મારે, કે તેને ચડવાને આશ્રય જોઇએ છે, પણ પોતે આશ્રય-આધારરૂપ છે છતાં આશ્રિત વ્યક્તિની જ્યારે તેમને ત્રુટિ લાગે છે, ત્યારે તેમનામાં વીતરાગતા છે કે બીજું કાંઇ? રાગ-દ્વેષની મલીનતા છે કે સંયુક્તતા છે, પણ રહિતતા તો નથી જ. વીતરાગને કઇ વસ્તુની ત્રુટિ હોય છે? તેઓને આટઆટલા સેવકો છે, ને આત્મજ્ઞાનના પ્રશ્નો પત્રોથી તેઓ તેમને વધાવી રહ્યા છે, છતા સત્સંગ નથી, તો તેમને કેવો સત્સંગ જોઈતો હશે? તેઓ પોતેજ સેવકોને ને ઇતર જનોને જ્યારે સત્સંગરૂપ છે, અથવા સંગ કરવા લાયક છે, છતાં તેઓ સત્સંગની બૂમ મારે છે, તે કેટલું વિચિત્ર છે? જલ કે વર્ષાદ જનોની તૃષા છીપાવે છે, તે જલ જ જ્યારે તૃષા લાગ્યાની બૂમ મારે છે, તો હવે તેની તૃષા કોણ છીપાવશે? વસ્તુતઃ તે જલ તે જલ નથી, પણ અગ્નિ છે એમ જ હરકોઈ ને માનવું પડે.

એમના દરેક લેખમાં આત્મજ્ઞાનની વાર્તાઓ છે, ને તે ઘણી વિચારણીય છે, પણ સાથે સાથે આત્મ પ્રશંસા કરવામાં તેઓ જર્ણ કરતા હોય તેમ જણાતું નથી. આત્મપ્રશંસા જે કરે તેને માટે તેઓનો અભિપ્રાય સારો નથી, ને બીજાને માટે તેમ કરવા તેઓ ના કહે છે, પણ પોતે પોતાની પ્રશંસા લગભગ દરેક પત્રમાં લખતા

ઇચ્છતા હોય છે, એવું આપણે ઘણા પત્રોમાં જોયું છે ને હજી પણ તેઓના દરેક લેખમાં તે હકીકત છે તે જોઈશું.

### [ અંક ૧૯૦ મો ] આત્મરૂપ જગત્.

" જગત્ આત્મરૂપ માનવામાં આવે; જે થાય તે યોગ્યજ માનવામાં આવે; પરના દોષ જોવામાં ન આવે; પોતાના ગુણનું ઉત્કૃષ્ટપણું સહન કરવામાં આવે; તો જ આ સંસારમાં રહેવું યોગ્ય છે. "

આત્મરૂપ જગત્ માને, પરના દોષ ન જુએ, એ દિવ્ય પુરૂષનાં લક્ષણ છે. એ વાર્તા ઘણી સ્તુત્ય ને વિચારણીય છે, પણ સાથે તેઓ કહે છે કે પોતાના ગુણનું ઉત્કૃષ્ટપણું સહન થાય તોજ સંસારમાં રહેવું ઇષ્ટ છે એનો અર્થ શું ? સંસારમાં રહેતા અનેક મહાનુભાવ જીવો અને તીર્થંકર શું પોતાના ગુણને સહન કરી શક્યા નહિ હોય તેથી તેઓ દીક્ષિત થઇ ગયા હશે ? પોતે સંસારમાં રહ્યા છે, તે શું ગુણને સહન કરવાની શક્તિ મળવાથી રહ્યા છે? આમાં સાફ આત્મપ્રશંસા નથી, તો બીજું શું છે ? સંસારમાં રહેવાની ઇચ્છા હોય ને મુખેથી બચાવ કોઇ બહાનું બતાવી કરવો તેના કરતાં મૌન પકડવું તે વધારે સારૂં છે, પણ આત્મપ્રશંસા કરવી એ ઉચ્ચ કોટિના જીવને પણ નીચે પાડનારી છે.

---

## પ્રકરણ ૪ થું

---

### વર્ષ ૨૫ મું.

જેમ જેમ તેમને વયમાં આગળ વધતા જોઇએ છીએ, તેમ તેમ શ્રીમદ્ આત્મદશાની શ્રેણીમાં આગળ વધતા હોય છે. એમ તેઓના લેખો પરથી જણાય છે. તેઓ આત્મજ્ઞાન વિષે પોતાના વિચારો પત્રમાં બીજા કોઇને જણાવતા હોય છે. કિંવા પોતાની નોંધપોથીમાં લખતા હોય છે,

## [ અંક ૬૯૬ ] અપૂર્વ વીતરાગતા.

તેઓ લખે છે કે;—

" કોઈ એવા પ્રકારનો ઉદય છે કે અપૂર્વ વીતરાગતા છતાં વેપાર સંબંધી કંઇક પ્રવર્તન કરી શકીએ છીએ; તેમજ બીજું પણ ખાવા પીવા વગેરેનાં પ્રવર્તન માંડમાંડ કરી શકીએ છીએ. મન ક્યાંય વિરામ પામતું નથી .. ... .. ... ...ચિત્તનો પણ ઝાઝો સંગ નથી. આત્મા આત્મભાવે વર્તે છે. "

"સમયે સમયે અનંતગુણવિશિષ્ટ આત્મભાવ વધતો હોય એવી દશા રહે છે–જે ઘણું કરીને કળવા દેવામાં આવતી નથી "

આ તેમનું કથન ધારો કે સત્ય છે, પણ કોઇ ઇતર વિચારક આ વાર્તા કેવી રીતે માની શકે ? સંસારમાં રહી જ્યારે સર્વ પ્રવૃત્તિ તેઓ કરે છે તો તે પ્રવૃત્તિ તેમને આત્મભાવમાં શું રહી શકવા દેતી હશે ? તેમનો આત્મભાવ સમયે સમયે અનંત ગુણમાં વધારો કરતો હોય. પણ સંગ, સંસાર, સહવાસ, વ્યાપાર પ્રવૃત્તિ એ તેમના કયા ગુણનો વધારો કરવા દેતાં હશે ! સંસારમાં રહી કોઇ કોઈ વ્યક્તિ તેવા આત્માના ઉચ્ચ ગુણમાં આવવા ધારે તો અમુક અંશે આવી શકે છે. પણ અપૂર્વ વીતરાગતા તો શરીરથી સંસારનાં કંઇ પણ કાર્ય કરતાં છતાં આવતી હોય તેમ જણાતું નથી. હા, અપૂર્વ વીતરાગતા આવે તો આવતાં સાથે સઘળી સાંસારિક રાગજનિત પ્રવૃત્તિ આપોઆપ છૂટી જાય છે. પછી તે પ્રવૃત્તિ તેઓ કરતા હોતા નથી. પણ શ્રીમદ્‌ તો સઘળી પ્રવૃત્તિ કરવા સાથે અપૂર્વ વીતરાગતા લાવવાને બીજાને જણાવી રહ્યા છે, તો તે કેટલા અંશે સત્ય હોઇ શકે તે તો વિચારકો વિચારી લેશે.

## [ અંક ૬૯૮ ] એક દ્રવ્ય બે પરિણામ ન રાખી શકે.

તેઓ ચિદાનંદકૃત એક કવિત લખી તેનો અર્થ સ્પષ્ટ ભાષામાં સમજાવે છે કે–"એક પારનામ કે ન કરતા દરબ દોય," "દોય પરિનામ એક દ્રવ્ય ન ધરતુ હૈ." અર્થાત્ એક પરિણામનાં

બે દ્રવ્ય કર્તા થઇ શકતા નથી, તેમજ એક દ્રવ્ય બે પરિણામ પામી નહિ શકે, એવી આ જગતમાં વસ્તુ સ્થિતિ છે. જેમ કે એક ચેતન દ્રવ્ય, ચેતન-જીવ-સ્વભાવને અજીવ સ્વભાવને પરિણામસા-એક રૂપમા પરિણામી શકે નહિ. મતલબ કે બે દ્રવ્યથી એક ક્રિયા થાય નહિ, અથવા એક દ્રવ્ય બે ક્રિયા કરે નહિ. આ અભિપ્રાય સાથે આખા કવિતનો તેઓએ અર્થ સમજાવ્યો છે. આમ કવિતનો અર્થ કર્યા પછી તેઓ લખે છે—

"ચિત્ત ઘણું કરીને વનમાં રહે છે. આત્મા તો પ્રાયે મુક્તસ્વરૂપ લાગે છે. વીતરાગપણું વિશેષ છે; વેઠની પેઠે પ્રવૃત્તિ કરીએ છીએ; બીજાને અનુસરવાનું પણ રાખીએ છીએ; જગતથી બહુ ઉદાસ થઇ ગયા છીએ, વસ્તીથી કંટાળી ગયા છીએ; દશા કોઇને જણાવી શકતા નથી, જણાવીએ તેવો સત્સંગ નથી; મનને જેમ ધારીએ તેમ વાળી શકીએ છીએ, એટલે પ્રવૃત્તિમાં રહી શકયા છીએ કોઇ પ્રકારથી રાગપૂર્વક પ્રવૃત્તિ થતી નહિ હોય એવી દશા છે, એમ રહે છે. લોક પરિચય ગમતો નથી—જગતમાં સાતુ નથી."

આ વાંચતાં એમ થાય છે કે તેમની આવી ઉચ્ચી દશા આવી ગઇ તો શા માટે વેઠીયાની જેમ વેઠ કરતા હશે ? તેમને માટે એ હિત રૂપ હતું કે જ્ઞાનીઓ જેમ કેવળજ્ઞાન થવાથી સસારથી નિકળી જાય છે તેમ નિકળી જવું. પણ તેઓ નિકળી શકયા નથી, તેથી જણાય છે કે સંસારમાં રહેવુ તેમને હિતાવહ લાગતુ હશે. આજસુધી સસારથી બહાર નિકળવાનું લખતા હતા, પણ હવે તેમને સંસારમાં રહ્યા છતાં એ સ્થિતિ જ્યારે પ્રાપ્ત થઇ છે, ત્યારે પછી બહાર નિકળવાની તેમને આવશ્યકતા નહિ જણાતી હોય. ગમે તેમ હો, પણ પુરાણ વખતમાં આવી ઉચ્ચ દશા મેળવવા ઘણાએ બહાર નિકળી જતા હતા, ને અઘોર તપશ્ચર્યા કરતા હતા, કષ્ટ સહતા હતા, ત્યારે તેઓ તેમાંથી કંઇક મેળવતા હતા. આશ્ચર્ય એ છે કે શ્રીમદ્‌ને તેમાંનું કંઇ પણ કરવુ પડયું નથી, ને બદલામા મુક્તસ્વરૂપતા સહજે-વગર પ્રયાસે પ્રાપ્ત થઇ છે. તેઓ વીતરાગતાને વધારે ને વધારે મેળવતા જાય છે.

વીતરાગતા કેટલા પ્રકારની હશે એમ કોઇ પણ વ્યક્તિને પ્રશ્ન થાય તેટલા માટે તેઓ કહે છે કે વીતરાગના-વીતરાગપણું વિશેષ છે. તો વીતરાગપણું એક પ્રકારનું હશે કે ઘણા પ્રકારનું હશે? શાસ્ત્રકારના કથન પ્રમાણે વીતરાગતા અગિયારમા ગુણસ્થાનકે હોય, અથવા ત્યાંથી શરૂ થાય, ને મુક્તસ્વરૂપતા પણ ત્યાં થાય છે. તો તેઓને મુક્તસ્વરૂપતા અહીં ગૃહાવાસમાં શી રીતે પ્રાપ્ત થઇ હશે? જો તેમ છે, તો પછી સાંસારિક કાર્ય કઇ રીતે તેઓ કરતા હશે? વેઠીયાની જેમ પણ તેમને-જેઓને મુક્તસ્વરૂપતા હોય તેઓને-પ્રવૃત્તિ રહેતી નથી. "લોક પરિચય ગમતો નથી. જગતમાં સાતું નથી," એમ જ્યારે તેઓ લખે છે, ત્યારે શું કરવા જગતમાં રહ્યા હશે? આમ તેઓના લેખ ઉપર અનેક તર્ક વિતર્ક થાય છે. ધારો કે ઉદયભાવ હોવાથી સંસારમાં રહેવું પડે છે, તેમ તેઓનો બચાવ હોય તો મોક્ષમાં જનાર સર્વ જીવોને ઉદયભાવ હોય છે ને તેઓ બહાર નિકળે છે; તેઓ વળી કહે છે કે મનને જેમ વાળીએ છીએ તેમ વળે છે, તો પછી ઉદયભાવનો યોગ મનથી શાને મટાડી શકતા નથી? આ બધી શંકા અને તર્ક તેઓની ગુંચવણવાળી લેખનશૈલીને લીધે થાય છે. કોઇ વ્યક્તિ તેઓને એમ કહે કે શા માટે ત્યાગી થઈ નિકળી ગયા નહિ, એમ કહેવું ઉતાવળ કરવા બરાબર છે, પણ અહીં જે તર્ક-પ્રશ્ન કરવામાં આવ્યા છે તે તો તેઓના લેખની શૈલીને લેઇને છે, નહિ કે તેમના પ્રતિ કટાક્ષને લીધે.

એક એક લેખમાં કેવળ જીવને હિતરૂપ શું છે, તે જ્યારે બરાબર લખે છે, ત્યારે આપણને ઘણો આનંદ આવે છે; પણ સાથે તેઓ પોતાના વ્યક્તિગત અભિપ્રાયો જ્યારે અંદર ઘુસાડી દે છે, ત્યારે તે આખો લેખ અસંતોષ ઉપજાવે છે, ને મગજને ક્ષણભર ગુમાવી નાંખે છે. આપણને જે વાર્તા શાસ્ત્રથી ગેરવ્યાજબી લાગે છે, તેજ વાત પોતાના અભિપ્રાયદ્વારા તેઓ સિદ્ધ કરે છે. આ સ્વતઃ પ્રમાણ પદ્ધતિ કેટલે અંશે પ્રતીતિજનક હોઈ શકે?

## [ અંક ૨૧૦ ] જ્ઞાની પ્રત્યે તન મન ધન અર્પણ.

તેઓ લખે છે કે.—

"આરંભ અને પરિગ્રહનો જેમ જેમ મોહ મટે છે, જેમ જેમ તેને વિષેથી પોતાપણાનું અભિમાન મંદ પરિણામને પામે છે, તેમ તેમ મુમુક્ષુતા વર્દ્ધમાન થયા કરે છે. અનંત કાળના પરિચયવાળું એ અભિમાન પ્રાયે એકદમ નિવૃત્ત થતું નથી. તેટલા માટે તન મન ધનાદિ જે કંઈ પોતાપણે વર્તતા હોય છે, તે જ્ઞાની પ્રત્યે અર્પણ કરવામાં આવે છે; પ્રાયે જ્ઞાની કંઈ તેને ગ્રહણ કરતા નથી, પણ તેમાથી પોતાપણુ મટાડવાનું ઉપદેશે છે."

આરંભ પરિગ્રહનો મોહ જેમ મટે છે, તેમ જીવની મુમુક્ષુતા—સંસારથી છૂટવાની ઈચ્છા-વધે છે, એ હકીકત જીવને હિતાવહ છે, ને તેની કોઇ ના કહી શકે તેમ નથી, પણ આગળ તેઓ કહે છે કે તન મન ને ધનાદિ જે પોતાનાં છે તે જ્ઞાનીઓને અર્પણ કરવામાં આવે તો ઇષ્ટ છે, જોકે જ્ઞાનીઓ તે ગ્રહણ કરતા નથી. આ કોઇ સુજ્ઞ જીવને રૂચશે નહિ. લોકો જાણે છે કે જ્ઞાનીઓને ધન જોઇતું નથી, ને તેને આપવામાં આવે તો તેઓ તેનો શું ઉપયોગ કરે? આ વાર્તા તેમણે જે કરી છે, તે ઉપર વાચકો કંઈ શંકા લાવે ને પ્રશ્નો પણ કરે, "જ્ઞાની ગ્રહણ કરતા નથી" તેવું તેઓ સાથે લખી ગયા છે, પણ જ્ઞાનીને આપવાનુ તો તેમણે પ્રથમ ચોક્કસ લખ્યું છે, કે જેથી તેમ થાય તો મોહ મટે છે. સીદ્ધી વાત કરવામાં શ્રીમદ્ પોતાનો ખાનગી અભિપ્રાય પણ સાથે દાખલ કરી દે છે. મથિતાર્થ એ નીકળે છે કે વર્ત્તમાનકાળે તેમના વિનાં બીજા કોઈ જ્ઞાની નથી, તો તેમનેજ મોહ મટાડવા લોકોએ પૈસો આપવો જોઇએ જો કે જેથી તેઓ લેશે નહિ; પણ લોકોએ પોતાની અર્પણતા—પૈસાનો ત્યાગ બતાવવો જોઇએ. નહિ, તો પૈસાનો મોહ છૂટવો કઠણ થઇ પડશે!

## [ અંક ૨૨૬ મો ] બે પ્રકારનો માર્ગ શું બરાબર છે

આ અંકમાં મથાળે તેઓ જણાવે છે કે "જે જીવ જ્ઞાનીના અભિપ્રાયથી બોધ પામ્યો છે, તે જીવને સમ્યગ્ દર્શન થાય છે."

"માર્ગ બે પ્રકારનો જાણીએ છીએ: એક 'ઉપદેશ થવા અર્થેનો માર્ગ.' એક 'વાસ્તવ્ય માર્ગ'. 'વિચાર સાગર' ઉપદેશ થવા અર્થે વિચારવા યોગ્ય છે. જ્યારે જૈન શાસ્ત્ર વાંચવા જણાવીએ, ત્યારે જૈની કરવા જણાવતા નથી, વેદાન્ત શાસ્ત્ર વાંચવા જણાવીએ, ત્યારે વેદાન્તી કરવાને જણાવતા નથી, તેમજ અન્ય શાસ્ત્ર વાંચવા જણાવીએ, ત્યારે અન્ય થવા જણાવતા નથી. માત્ર જે જણાવીએ છીએ, તે તમ સર્વને ઉપદેશ લેવા અર્થે જણાવીએ છીએ જૈન અને વેદાન્તી આદિનો ભેદ ત્યાગ કરો આત્મા તેવો નથી"

આમાં તેમણે બે માર્ગ જણાવ્યા; પણ બે માર્ગની ભિન્ન ભિન્ન સ્પષ્ટ વ્યાખ્યા કરી જણાતી નથી. 'વિચાર સાગર' ઉપદેશ થવા અર્થે વાંચી જવા તેમણે કોઇ વ્યક્તિને જણાવ્યું, પણ વાસ્તવ્ય માર્ગ કયો તે તેમણે કહ્યું નહિ. તેઓ કહે છે કે જૈની થવા કે વેદાન્તી કરવા અમે જણાવતા નથી: જૈન અને વેદાંત વિગેરેનો ત્યાગ કરો' વેદાંતના પુસ્તકો જો સમ નથી તો પછી વિચાર સાગરાદિ પુસ્તકો વાંચવાથી શો લાભ વાચક લેવાના હતા? જો સમ છે, તો પછી શા હેતુથી તેઓ ના પાડવા ઇચ્છે છે? જૈન શાસ્ત્ર વાંચવાથી લાભ નથી ને એકલા જ્ઞાનીના ઉપદેશથી લાભ છે, તો શા માટે તેઓ જૈન શાસ્ત્ર વાંચવાનુ બીજાને બતાવતા હશે? જૈનશાસ્ત્ર જ જો વિષમ છે. તો પછી તેઓ પોતે સમ્યગ્ દર્શન કયા દર્શનથી ને કયા શાસ્ત્રથી મેળવી શકયા? આ ઉપરથી તેમનો આશય એમ સમજાય છે કે પોતાનો ઉપદેશ સાંભળનારાઓ તેને જ વાસ્તવ્ય માર્ગ સમજે, પરન્તુ વેદાન્તનાં પુસ્તકો વાંચી વેદાન્તી કે જૈન દર્શનના પુસ્તકો વાંચી જૈની ન બની જાય! તેઓ કહી ગયા છે કે જ્ઞાનીના અભિપ્રાયથી જે જીવ બોધ પામે, તે જીવ સમ્યગ્ દર્શની હોય છે તો સમ્યગ્ દર્શન આપનાર જ્ઞાની કયા છે? એ જ્ઞાની વેદાંતના અભ્યાસી હશે કે જૈન દર્શનના અભ્યાસી હશે કે ગમે તે દર્શનના ને જ્ઞાની હોઈ શકે છે? સમ્યગ્ દર્શન ઉપર જ્યારે તેઓ ભાર મૂકે છે, ત્યારે સમ્યગ્ દર્શનની વ્યાખ્યા જૈન દર્શન સિવાય બીજા કયા

દર્શનમાં તેમણે જોઈ છે ? જો ગમે તે દર્શનમાં સત્યનું ભાન થવાથી સમ્યગ્દર્શન થતું હતુ તો પછી જૈન શાસ્ત્રમાં જ્ઞાનીઓએ જે જે વ્યાખ્યાઓ કરી છે તેનો અર્થ શું ? અર્થાત્ જૈન દર્શન વ્યર્થ છે એટલું જ નહિ પણ વાચકોને બોજારૂપ છે, એવો અર્થ તેમાંથી નીકળે છે. તેઓ કહે છે કે " જૈની અને વેદાતી આદિનો ભેદ ત્યાગ કરો. " આ ઉદાર વૃત્તિનું બોધવચન ઉપરથી સુંદર દેખાય છે, પણ જે ' વાસ્તવ્ય માર્ગ ' ની વાત તેઓ કહે છે, તે વાસ્તવ્ય માર્ગ કોને કહેવો તે તે કહેતા નથી. જો ઉપરના બોધવચનમાં તેમની સાચી ઉદાર વિશાળ દૃષ્ટિ હતી તો તેમણે કહેવું જોઇતુ હતુ કે જૈન દર્શન કે વેદાંત વાંચીને, જૈની કે વેદાતી બન્યા સિવાય, સૌએ વાસ્તવ્ય માર્ગનું સંશોધન કરી લેવું હિતાવહ છે; પણ તેમ તેઓ કહેતા નથી; વાસ્તવ્ય માર્ગ કયો તે જાણવા ભક્તોએ તેમના જેવા જ્ઞાનીને પૂછવું એ તેમનો આશય છે.

[ અંક ૨૩૧ ] " દુર્લભ છે "

" જે જ્ઞાને કરીને ભવાંત થાય છે, તે જ્ઞાન પ્રાપ્ત થવું જીવને ઘણું દુર્લભ છે; તથાપિ તે જ્ઞાન સ્વરૂપે તો અત્યંત સુગમ છે, એમ જાણીએ છીએ. તે જ્ઞાન સુગમપણે પ્રાપ્ત થવામા જે દશા જોઈએ છીએ તે દશા પ્રાપ્ત થવી ઘણી ઘણી કઠણ છે."

આ વાત બરાબર છે. છતાં પછીના પત્રમા તેઓ પાછી ગુલાંટ મારે છે. !

[ અંક ૨૩૨ ] " મોક્ષ પાસે છે. "

તેમની પાસે કદાચ કોઇએ ધનની વાંચ્છના કરી હોય, અથવા ધન સંબંધી લાલસા જણાવી હોય, તે સંબંધી તેઓ લખે છે કે:-

" જ્ઞાનીને વિષે જો કોઈ પણ પ્રકારે ધનાદિની વાંછા રાખવામાં આવે છે તો જીવને દર્શનાવરણીય કર્મનો પ્રતિબંધવિશેષ ઉત્પન્ન થાય છે. ઘણું કરીને, જ્ઞાની તેવો પ્રતિબંધ કોઇને પોતા થકી ઉત્પન્ન ન થાય એમ વર્તે છે."

આમ તેમણે સમાધાન કર્યું. કોઈ પણ ભક્તને એ વાત ગમી હશે, પણ બુદ્ધિમાન્ વિચારક તો અવશ્ય વિચાર કરે. ધનની ઇચ્છા કોઇ ગરીબ મનુષ્ય ધનવાન્ ( પછી ભલે તે જ્ઞાની કહેવરાવતો હોય) પાસેથી રાખે, એ સહજ છે; નિર્ધન મનુષ્ય પાસે ગરીબ માગે એ બનવું અસંભવિત છે; છતાં ધારો કે તેણે ધનની માગણી કરી, તેમાં તેણે ગુન્હો શો કર્યો કે જેથી તે મનુષ્ય દર્શનાવરણી કર્મ બાંધે ? દર્શનાવરણીય કર્મ બાંધવાની પ્રકૃતિ વિષે જો શાસ્ત્રમાં (પ્રજ્ઞાપનામાં) જોઇએ તો જે છ પ્રકારે દર્શનાવરણીય કર્મ બંધાય છે તેમાં તે પ્રકાર નથી. ધન આપવાને બદલે તે માંગનારના આવા નાના ગુન્હાના બદલામાં આવી મોટી શિક્ષા બતાવવી, તે કયા ન્યાયશીલ મનુષ્યને ઘટી શકે તેમ છે ? ગરીબને ગરીબાઇ ટાળવા આપવું તો દૂર રહ્યું, ઉલટું તેઓ કહે છે કે જ્ઞાની તેવો પ્રતિબંધ પોતાથી થવા દેતા નથી ! ટૂંકમાં કહેવું જોઈતુ હતું કે જ્ઞાની ધનવાન હોય તો પણ ધન આપતો નથી-પણ માંગનારને પાપનું પોટલું બધાવે છે. અને અન્યથા તન-મનની સાથે ' ધન ' જો જ્ઞાનીને અર્પણ કરવામાં આવે તો જ્ઞાની તે ધન 'પ્રાયે' ગ્રહણ કરતા નથી, પણ તેથી અર્પણ કરનાર તો ધનનું પોતાપણું મટાડવા માટે પુણ્ય પ્રકૃતિ ઉપાર્જે છે। જ્ઞાનીને માટે શું લેવા-દેવાનાં કાટલા જૂદાં હશે ?

છેલ્લા પેરેગ્રાફમાં તેઓ લખે છે કે—

" પણ મોક્ષ તો કેવળ અમને નિકટપણે વર્તે છે, એ તો નિઃશંક વાર્તા છે. અમારું જે ચિત્તતે આત્મા સિવાય અન્ય સ્થળે પ્રતિબદ્ધતા પામતું નથી. ક્ષણ પણ અન્ય ભાવને વિષે સ્થિર થતું નથી. સ્વરૂપને વિષે સ્થિર રહે છે. એવું જે અમારું આશ્ચર્યકારક સ્વરૂપ તે હાલ તો ક્યાંય કહ્યું જતું નથી."

૨૩૧ મા અંકમાં તેઓ જણાવી ગયા કે જે દશા જોઈએ છીએ તે દશા પ્રાપ્ત થવી ઘણી કઠણ છે; ને આ અંકમાં તેઓ લખે છે કે મોક્ષ કેવળ અમારી નિકટ વર્તે છે. બેઉ કથન એકજ

વર્ષમાં થયુ છે. આ બેમાં કયું સત્ય ને કયુ અસત્ય ? આમ લખવાનો તેમનો શું આશય હશે ? વળી તેઓ કહે છે કે એવું અમારૂં આશ્ચર્યકારક સ્વરૂપ છે. તેઓનું આશ્ચર્યકારક સ્વરૂપ હોય કે નહિ પણ તેઓની લેખનપદ્ધતિ ઘણી આશ્ચર્યકારક છે એમ કહ્યા વિના ચાલતું નથી. જો એક ક્ષણ પણ તેઓનું ચિત્ત અન્ય ભાવમાં નથી જતું તો તેવી સ્થિતિ માત્ર વીતરાગ–તેરમા જીવસ્થાનક પર ગયેલ જીવ–ની છે. તે સ્થાનકથી નીચે રહેલા જીવને તેવી સ્થિર દશા રહેતી નથી. તો એમની સ્થિતિ સ્થાયી આત્મદશામાં શી રીતે રહેતી હશે ? આશ્ચર્ય એ છે કે તેઓ પેઢી ઉપર જ્યારે વ્યાપાર નિમિત્તે હાજર થતા હશે, ત્યારે ગ્રાહક સાથે આપલે કરતાં તેઓ એક સ્થિતિમાં શું રહી શકતા હશે ? જો તેઓ વ્યાપારથી ને સંસારની સર્વ બાજુથી મુક્ત થયા હોત, ને આમ લખતા હોત તો તેઓ ઘણા વ્યાજબી છે એમ કહી શકાત, પણ વસ્તુતઃ તેમ બન્યુજ નથી.

તેઓનું આ બધું લખાણ તેમની ખાનગી નોંધપોથીનુ જણાતું નથી. બીજા પ્રતિ લખેલા તે બધા ઉત્તરો છે, એમ પણ નથી. કેટલુંક અંગત લખ્યુ છે, કેટલુંક શાન્ત વિચારપણે લખ્યું છે.

## [ અંક ૨૩૮ ] બીજો શ્રી રામ.

" શબ્દાદિ પાંચ વિષયની પ્રાપ્તિની ઇચ્છાએ કરી જેના ચિત્તો અત્યંત વ્યાકુળપણે વર્તે છે, એવા જીવોનુ જ્યાં વિશેષપણું દેખાતું છે, એવો જે કાળ તે આ દુષમ કળિયુગ નામનો કાળ છે તેને વિષે વિહ્વલપણું જેને પરમાર્થને વિષે નથી થયું, ચિત્ત વિક્ષેપ પામ્યું નથી, સંગે કરી પ્રવર્તન ભેદ પામ્યું નથી, બીજી પ્રીતિને પ્રસંગે જેનું ચિત્ત આવૃત્ત થયું નથી, બીજાં જે કારણો તેને વિષે જેનો વિશ્વાસ વર્તતો નથી એવો જો કોઇ હોય તો તે આ કાળને વિષે 'બીજો શ્રી રામ' છે. તથાપિ જોઈને સખેદ આશ્ચર્ય વર્તે છે કે એ ગુણોના કોઈ અંશે સંપન્ન પણ અલ્પ જીવો દષ્ટિગોચર થતા નથી."

આ લેખમાં દુષમ કાળની જે વસ્તુસ્થિતિ શ્રીમદે સમજાવી

છે, તે બરાબર છે. એવો કલિકાળ છે, કે ગમે તેવો મનુષ્ય હોય પણ પરમાર્થમાં તે વ્યાકુળ ન થયો હોય તેમ દૃષ્ટિગોચર થતું નથી. એ ગુણના અંશે કરી યુક્ત બહુ થોડા જીવ દેખાય છે. આ હકીકત તેમણે જ્યારે લખી હશે, તે વખતે પોતાના જીવનનો યથાતથ્ય ખ્યાલ તેમને આવ્યો હશે. અત્યારસુધી જે તેઓ લખતા હતા તેમાં આત્મીય મહત્તાની વાનગીઓ આવતી હતી; આમાં તેવી વાનગી નથી. બીજી પ્રીતિને પ્રસગે ચિત્ત આવૃત્ત જેતું નથી થયુ, એવો જે કોઈ હોય તો તે રામ છે, પણ તેવો રામ, કે તેવો જીવ અત્યારે જણાતા નથી. શ્રીમદ્ પણ આ કાળમાં વર્ત્તે છે, ને તેઓ પરમાર્થ વિષે આ કાળને વિષે વિહ્‌વળતા ન પામ્યા હોય તેમ જણાતું નથી. એમ તેઓ પોતે પોતાને વિષે સમજે છે, ને કબૂલ કરે છે કે તેવા તો માત્ર એક રામ હતા. તેઓ હોય તેમ તેઓ માનતા નથી, તો પછી તેઓ મોક્ષ નિકટ વર્તે છે, અથવા ચિત્તસ્થિતિ અન્ય ભાવમાં નથી જતી, એવું જે કહે છે, તે વાર્તા અદૃશ્ય થાય છે. તેઓ પોતે આ અંકમાં બીજા પેરેગ્રાફમાં જણાવે છે કેઃ–

"નિદ્રા સિવાયનો બાકીનો જે વખત તેમાંથી એકાદ કલાક સિવાય બાકીનો વખત મન, વચન, કાયાથી ઉપાધિને જોગે વર્તે છે; ઉપાય નથી, એટલે સમ્યક્ પરિણતિએ સવેદન કરવું યોગ્ય છે."

એટલે તેઓ આમાં પોતાની ખરી હકીકત જણાવે છે. જ્યારે જ્યારે તે સ્પષ્ટ અને સીધી વાત કરે છે, ત્યારે ત્યારે તેમના વાક્યમાં આપોઆપ વિશ્વાસ જન્મ પામ્યા વિના રહેતો નથી.

### [ અંક ૨૪૪ ] ક્ષાયક સમ્યક્ત્વ વિષે.

"આજે ક્ષાયક સમકીત ન હોય" એ વિષે કોઈ તેમના સેવક તરફથી પ્રશ્ન થયો હશે, એ ઉપરથી તેઓ લખે છે—

"આજે ક્ષાયક સમકીત ન હોય એ વિગેરે સંબંધે વ્યાખ્યાનના પ્રસંગનું તમ લિખિત પત્ર પ્રાપ્ત થયું છે. જે જીવો તે તે પ્રકારે પ્રતિપાદન

કરે છે, ઉપદેશે છે, અને તે સબંધી-વિશેષપણે જીવોને પ્રેરણા કરે છે, તે જીવો જો તેટલી પ્રેરણા-ગવેષણા-જીવના કલ્યાણને વિષે કરશે તો સે પ્રશ્નનું સમાધાન થવાને ક્યારેય પણ તેમને પ્રસંગ પ્રાપ્ત થશે."

આ પત્ર ઘણો લાંબો છે, માત્ર થોડી પંક્તિઓ જ તેમાંથી લીધી છે.

હકીકત એ છે કે ક્ષાયક સમકીત તેમને છે એવી વાર્તા તેમણે પોતે સેવકો આગળ કહી હશે તેથી તેમના અનુયાયીઓએ એ વાર્તા બીજા કોઈ પાસે કરી હશે, ત્યાંથી ઉત્તર એમ થયો હશે કે આ કાળમાં ક્ષાયક સમકીત ન હોય. આ ઉપરથી તે સેવકે તેમના ઉપર લખી નાંખ્યું હોય એમ લાગે છે. તે બધી વાર્તા આ પત્રમાં કાપી નાખી તેમણે જણાવ્યું કે ક્ષાયક સમકીત ન હોય વિગેરે વ્યાખ્યાનના પ્રસંગનું પત્ર મલ્યું. હાલમાં ક્ષાયક સમકીત છે એ સંબંધી પ્રબળ પૂરાવા નહિ મળતા હોય કે ગમે તે હોય, પણ એ વાર્તાને શ્રીમદે બહુ લાંબી ને ચીકણી કરી નાંખી છે, પણ ક્ષાયક સમકીતને સિદ્ધ કરી શક્યા નથી; છતાં ડૂબતો મનુષ્ય જેમ તણખલાને બાઝે તેમ તેઓ કહે છે કે "જેને જિનસૂત્રોને નામે ઓળખવામાં આવે છે, તેમાં ક્ષાયક સમકીત નથી એવું સ્પષ્ટ લખેલું નથી." આમ ઉત્તર આપી છટકવાનો યત્ન કરતાં તે કહે છે કે ક્ષાયક સમકીત નથી તે પરંપરાગત તથા બીજા કેટલાક ગ્રન્થોમાં છે એમ તેમણે વાંચ્યું ને સાંભળેલુ છે, પણ જિનાગમમાં નથી એવું તેમનું કથન છે. આગળ ૨૫૩મા અંકમાં દશ બોલ વિચ્છેદ ગયા છે, તે પણ ગ્રન્થમાં છે; એટલે કે ગ્રન્થની વાર્તા તેમના કથન પ્રમાણે તેમને માન્ય નથી. માત્ર તેઓ સિદ્ધાન્તોમાં હોય તેનીજ હા પાડે છે, એમ આ ઊપરથી સિદ્ધ થાય છે, હવે જો સિદ્ધાન્તમાં હોય તે માટેજ તેમની હા હોય, તો શ્રેણીકને ઘણી વખત તેઓ ક્ષાયક સમ્યકૃત્વ કહી રહ્યા છે, તો તે વાર્તા પણ

સિદ્ધાન્તમાં નથી, પણ માત્ર ગ્રન્થોમાંજ છે. શ્રેણીકને શા આધારે તેઓ ક્ષાયક સમ્યકૃત્વી કહેતા હશે! વસ્તુ એ છે કે પોતાને જે માન્ય હોય અથવા પોતાના વચનને જે અનુકુળ થતું હોય તેને તેઓ વધાવી લે છે, ને પોતાને માન્ય ન હોય તેને ગ્રન્થમાં છે એમ કહી તેઓ નાખી દે છે। આ જગ્યાએ તેમને ક્ષાયક સમ્યકૃત્વ હોવાની જ્યારે લોકો ના કહે છે, ત્યારે તેમણે તે ગ્રન્થની વાર્તા છે એમ કહી તે વસ્તુને ફેંકી દેવા યત્ન કર્યો, પણ જો તેમ સિદ્ધાન્ત ઉપર માત્ર ભાર આપતા હોય ને ગ્રન્થની વાર્તાને મામૂલી ગણી કાઢતા હોય તો આગળ તેઓ કહી ગયા છે કે નાભિ ભાગમાં રહેતા આઠ રૂચક પ્રદેશો હમેશા ખુલ્લાં રહે છે, તેમ ચૌદ પૂર્વધારી નિગોદમાં જાય છે, શ્રેણીકને ક્ષાયક સમ્યકૃત્વ છે, એ બધી વાર્તા સિદ્ધાન્તમાં છેજ નહિ, માત્ર ગ્રન્થોમાં છે; તે ગ્રન્થ પણ સિદ્ધાન્તથી ઘણા અલગ ને દૂર રહે છે, તેમાં છે, તે વાર્તાને જ્યારે વધાવી લીધી, ત્યારે થોડો પણ તેમને ખ્યાલ કેમ નહિ આવ્યો કે આ વાર્તા મૂલમા છેજ નહિ? એટલુજ નહિ પણ સિદ્ધાન્તના મૂલ તત્ત્વને તે હકીકતો તોડનાર છે, નહિ કે જોડનાર છે. પણ વસ્તુ એ છે કે એમાં પોતાના આશયની મજબૂતી થતી હતી, કે જેમ શ્રેણીક ઘણા વૈભવમાં ગરક છતાં ક્ષાયક સમ્યકૃત્વી હતા, તેમ તેઓ ભલે એક પણ વ્રત નહિ કરતા હોય તોપણ શ્રેણીકની જેમ શ્રીમદ્ ક્ષાયક સમ્યકૃત્વી છે. ચૌદ પૂર્વધારી નિગોદમાં ગયા ત્યાં તેમણે આત્મજ્ઞાનની તંગી તેઓને સમજાવી. આત્મજ્ઞાન હોય તો નિગોદમાં જાય નહિ, આ વાર્તા શ્રોતાઓએ વધાવા લીધી, પણ એટલો વિચાર નહિ કર્યો કે, તેમાં ચૌદ પૂર્વધારીનો ગુન્હો શું, જેથી તે નિગોદમાં જાય? ચૌદ પૂર્વ સુધી જેઓ જાય, તેને આત્મજ્ઞાન ન હોય એ વાર્તા બનેજ કેમ? પણ એથી તેમને એ સિદ્ધ કરવું હતું કે ભલે થોડો અભ્યાસ હોય અથવા ગૃહવાસમાં હોય, પણ આત્મજ્ઞાન તેને હોય તો મોક્ષ તેને

માટે નજીક છે, એટલે ચૌદ પૂર્વધારીનું મૂલ્ય આત્મજ્ઞાનીની તુલનામાં છેલ્લે પાટલે મૂકી દીધું !

દશ બોલ વિચ્છેદ ગયા છે તેમાં ક્ષાયક સમ્યક્ત્વ પણ છે, તે વાર્તા શ્રીમહાવીરના ગયા પછી થોડાં વર્ષના અંતરે થયેલા પૂર્વધારી, તેમના મુખના એ વિચારો છે. એમ નહિ તો પંચમ કાલમાં એ વસ્તુ નથી તે વાર્તા ભગવતી સૂત્રમાં નિગ્રન્થ ને સંયતના અધિકારે છે. એ હકીકત તદ્દન મામૂલી નથી; છતાં ભલે તેઓ ક્ષાયક સમ્યક્ત્વી હોવાનો કે જૈન માર્ગ પ્રકાશક હોવાનો દાવો કરે, પણ જિનાગમથી તે વાર્તા સિદ્ધ થતી નથી. તોપણ તેઓ પોતે પોતાના વચન જિનાગમજ છે એમ સેવકો પ્રતિ જણાવી રહ્યા છે. તેને માટે તેમના પોતાના શબ્દોજ આપણે આ સ્થળે જણાવીશું, એ પત્ર પૂર્ણ કરતાં થોડી પંક્તિઓ બાકી રહેતાં તેઓ લખે છે કેઃ–" કદાપિ આગમને વિષે એમ કહેવાયલો અર્થ રહ્યો હોત નહિ, તોપણ ઉપર જણાવ્યા છે, તે શબ્દો આગમજ છે–જિનાગમજ છે. " આ ફાંકો કેટલો નિર્મૂલ છે તે કહેવાની જરૂર નથી; છતાં તેમના સેવકોને જિનની સાથેની આ હરીફાઇ ગળે ઉતરી જાય છે !

[ અંક ૨૪૫ ] ઇશ્વરેચ્છા

આ અંક કે જેમાં તેઓ ઘણો વિસ્તૃત પત્ર કોઇ પ્રતિ લખી રહ્યા છે, તેમાં પુષ્કળ વાર્તાઓ કરી છે. સામાન્ય દુકાન ગૃહ સંબંધી વિગેરે સમાચાર તેઓ લખતા હોય છે, તેમાં પણ આત્મજ્ઞાનની કે આત્મવિકાસની વાર્તા તેઓ મેળવતા હોય છે, તેમાં પત્ર લખતાં લખતાં તેઓ ખાસ ભાર આપવા માટે નીચે કાળી લીટી કરી લખે છે કે :–

" **ઇશ્વરેચ્છાથી** જે કાંઈ પણ જીવોનું કલ્યાણ વર્ત્તમાનમાં પણ યન્ત્રે સૃજિત હશે તે તો તેમ થશે, અને તે બીજેથી નહિ, પણ અમથકી એમ પણ અત્ર માનીએ છીએ. "

જિનાગમ પ્રમાણે સંસારમાં જ્યારે ઘોર અંધકાર થાય છે, ત્યારે તીર્થંકરોના હાથથી પુષ્કળ જીવો ઉદ્ધારને પામે છે. આ સ્થળે શ્રીમદ્ કહે છે કે અમારાથી આ જીવો ઉદ્ધૃત થશે, બીજા કોઈ તેમ કરી શકશે નહિ ! આની વાર્તા તેમણે અનેક વખત કરી છે. શંકા એ છે કે તેમનુ આ જ્ઞાન શુદ્ધ કે નિર્મળ હોય, તો તેઓના હાથે જીવોનું કલ્યાણ થવું જોઇતુ હતું. તેઓના હાથે નથી થવાનું એવી સ્પષ્ટ હકીકત તેમણે કહેવી જોઈતી હતી; પણ સમજાય છે કે તેમના કહેવા પ્રમાણે નથી થયું જીવોનું કલ્યાણ, કે નથી થઈ 'નહિ થશે' એવી સ્પષ્ટ વાર્તા. આ પત્રમાં તેઓ વિશેષ જણાવે છે કે, ગંગા યમુનાદિના પ્રદેશને વિષે આ દેહનો જન્મ થયો હોત, ત્યાં વર્દ્ધમાનપણું પામ્યો હોત તો તે એક બલવાન કારણ હતું; અને વળી ગૃહવાસ બાકી ન હોત ને બ્રહ્મચર્ય વનવાસ હોત તો તે પણ સબલ કારણ હતું; આમ અનેક કલ્પનાઓ કરી પત્રને તેઓ પૂર્ણ કરે છે. કેટલીક વખત પ્રારબ્ધ ઉદયભાવને અંગે પ્રતિકૂળતા તેઓ કહે છે ને કેટલીક વખત તે વસ્તુ ઇષ્ટ છે એમ પણ માની લે છે ! ઉદયભાવને સમપણે-ઉદાસીન ભાવે ભોગવવામાં તેઓ આનંદ માને છે. એક વખત તેઓ કહે છે કે ચિત્ત બંધનવાળું થઇ શકતું નથી તો પણ સંસારમાં બંધનો સ્રીરૂપે પ્રાપ્ત થયા છે, તેમની ઇચ્છા દુભવવાનું તેમને ગમતું નથી, સ્ત્રી ઉપર શ્રીમદ્‌ને એટલી અનુકંપા આવે છે, અથવા તેવો સ્નેહ ખેંચાય છે, તે શું બંધન નથી ? બંધન છે, એમ સાફ બીજી લીટીમાં બતાવે છે, છતાં કહે છે કે બંધન નથી !

એ પત્રમાં કોઇએ પૂછ્યું હશે કે પરમાર્થ કેવા પ્રકારના સંપ્રદાયે કહેવા ઇચ્છો છો ? એના ઉત્તરમાં આ વાર્તા હોય એમ લખતા જણાય છે-

" એ પ્રકાર જ્યાંસુધી ઉપાધિજોગ પરિસમાપ્ત નહીં થાય ત્યાંસુધી મૌનપણામાં અને અવિચાર અથવા નિર્વિચારમા રાખ્યો છે. "

અર્થાત્—એ વિચાર કરવામાં હાલ તુરત તેઓ ઉદાસીનતા બતાવે છે. સાંપ્રદાયિકતા વસ્તુતઃ સંકુચિતતા છે; પરમાર્થસાધકોએ તત્ત્વ પ્રચારનો વિચાર કર્યો છે, પણ સંપ્રદાયનો વિચાર કર્યો જાણ્યો નથી.

## [ અંક ૨૪૮ ] દૃઢ વિશ્વાસ રાખવો.

" દૃઢ વિશ્વાસથી માનજો કે આને વ્યવહારનું બંધન ઉદય કાળમાં ન હોત, તો તમને અને બીજા કેટલાક મનુષ્યોને અપૂર્વ હિતનો આપનાર થાત. પ્રવૃત્તિ છે, તો તેને માટે કંઈ અસમતા માની નથી; પરંતુ નિવૃત્તિ હોત, તો બીજા આત્માઓને માર્ગ મળવાનું કારણ થાત. હજુ તેને વિલંબ હશે. પંચમ કાળની પણ પ્રવૃત્તિ છે; આ કાળે મોક્ષે જાય એવા મનુષ્યોનો સંભવ પણ ઓછો છે. ઈત્યાદિ કારણોથી એમજ થયું હશે. "

બંધન ન હોત તો તે જીવોનું અપૂર્વ હિત કરી શકત એ ઠીક છે, પણ એ તો ખરું છે ને કે બંધન છે એટલે કંઈ થઈ શકવાનું નથી. ત્યારે શા માટે એમ સાફ સાફ નથી કહી દેતા કે આ જીવથી કંઇ પણ થઈ શકવાનું નથી ? નથી થવાનું એ તો પોતાનું હૃદય ખુલ્લું ખુલ્લું કહે છે, છતાં શામાટે આશામાં લોકોને ડુબાવી રહ્યા હશે એ સમજાતુ નથી. છેવટે નથી આપવુ તે વાર્તા ખુલ્લી થાય છે, ત્યારે કોઇની કિમ્મત કે ઇજ્જત નથી રહેતી એ વાર્તા જગત્ પ્રસિદ્ધ છે. આ પંચમ કાળ છે, આ કાળે મોક્ષે કોઈ જતા નથી, આવી વાર્તા કરવાનો અર્થ શું ? સત્ય હકીકત એ છે કે હૃદયમાં ભાવ હોય છે, પણ મોહાધીન હોવાથી અથવા પુરૂષાર્થ નહિ હોવાથી કોઈ રીતે થતુ નથી. પંચમ કાળમા શું સાધુ નથી થઈ શકતા ? શું પ્રભુએ પંચમ કાળમાં સાધુ નાહ થાય તેમ કહ્યું છે ? જો તેમ હતું તો શામાટે અત્યારસુધી એવી વાર્તા ચલાવી કે આ જીવથી ઘણા જીવોનું કલ્યાણ થશે ? માર્ગનો પ્રકાશક બહાર આવશે એટલે બધું થઈ પડશે, એમ કહેતા જાય છે અને હજી

વિલંબ છે એમ પણ કહેતા જાય છે; તે સાથે પંચમ કાળમાં મોક્ષ નથી તેથી નિવૃત્તિ નહિ આવી શકતી હોય એમ કહી સ્વપ્રવૃત્તિનો બચાવ પણ કથી નાંખે છે!

### [ અંક ૨૫૩ ] દશ બોલ વિચ્છેદ ગયા છે શું ?

આ પત્ર ઘણો વિસ્તૃત છે, તેમાં પૃચ્છક શિષ્યની અનેક શંકાઓનું સમાધાન પોતાના હિસાબે તેઓએ કર્યું છે. સૂત્રમાં ગમે તે હકીકત હોય, પણ તે સર્વનું પોતાને ઠીક લાગે તેમ સમાધાન કરવું એ એમની પ્રકૃતિનો વિષય લાગે છે. સૂત્રકારથી પણ તેમણે ઘણી જગ્યાએ અસંબંધક વિચારો દર્શાવ્યા છે. આની અંદર ભવાંતર વર્ણન તથા ભિક્ષાર્થે તીર્થંકરો જાય ત્યાં સુવર્ણ વૃષ્ટિ થાય, એ સંબંધી કેટલીક વાર્તા કરી છે. ત્યારપછી દશ બોલ વિચ્છેદ ગયાનું કોઇએ કદાચ પૂછ્યુ હશે, એટલે એ સંબંધી પણ તેઓ ખુલાસો નીચે પ્રમાણે કરે છે.—

" જિનનાં કહેલાં શાસ્ત્રો જે ગણાય છે, તેને વિષે અમુક બોલ વિચ્છેદ ગયાનું કથન છે, અને તેમા મુખ્ય એવા કેવળ જ્ઞાનાદિ 'દશ બોલ' છે, અને તે દશ બોલ વિચ્છેદ દેખાડવાનો આશય આ કાળને વિષે "સર્વથા મુક્તપણું ન હોય" એમ બતાવવાનો છે. દશ બોલ પ્રાપ્ત હોય, તો તે ચરમ શરીરી જીવ કહેવો ઘટે એમ જાણી, તે વાત વિચ્છેદરૂપ ગણી છે, તથાપિ તેમ એકાંતજ કહેવા યોગ્ય નથી, એમ અમને ભાસે છે—એમજ છે; કારણ કે ક્ષાયક સમકીતનો એને વિષે નિષેધ છે, તે ચરમ શરીરીનેજ હોય એમ તો ઘટતુ નથી; અથવા તેમ એકાંત નથી, મહાભાગ્ય એવા શ્રેણીક ક્ષાયક સમકીતી છતાં, ચરમ શરીરી નહોતા, એવું તેજ જિનશાસ્ત્રોને વિષે કથન છે. જિનકલ્પી-વિહાર વિચ્છેદ, એમ શ્વેતાંબરનું કથન છે, દિગંબરનું કથન નથી. 'સર્વથા મોક્ષ થવો' એમ આ કાળે બને નહિ એમ બેયનો અભિપ્રાય છે, તે પણ અત્યંત એકાંતપણે કહી શકાતો નથી."

તેઓ કહે છે કે જિનનાં કહેલાં શાસ્ત્રોમાં દશ બોલનું કથન છે, પણ "સર્વથા મુક્તપણું ન હોય" એવો આશય છે. આમ

અવતરણ ચિહ્નો કરી જે વાક્યનો તેઓ અર્થ કરે છે, તે પરથી સાફ સમજાય છે કે તેઓ ત્યાં શાસ્ત્રકારના આશયને મરડવા ચાહે છે. તેઓ કહે છે કે "સર્વથા મુક્તપણું ન હોય" એટલે "મુક્તપણું" તો હોય પણ "સર્વથા ન હોય" એમ શાસ્ત્રકારનું કહેવુ છે તેમનાં અવતરણ ચિહ્નોનો આ ગૂઢ હેતુ છે.

વળી તેઓ કહે છે કે ચરમ શરીરી જીવ હોય તેને દશ બોલ પ્રાપ્ત થવા જોઈએ; તેમ જાણી તે દશ બોલ વિચ્છેદ ગયાનુ કહ્યું છે. તોપણ તેમ એકાંતપણે કહેવા યોગ્ય નથી, એમ કહી તેઓ ખાસ શાસ્ત્રકારના આશયને કેવી રીતે મરડી નાંખે છે, તે જોવા જેવુ છે. તેઓ કહે છે કે એકાંતપણે તે વાર્તા ન કરવી, તો શું તે એકાંતપણે વાર્તા છે એમ સમજવું ? એક અપેક્ષાએ હા છે, એક અપેક્ષાએ ના છે એમ શું સમજવું ? એટલુજ નહિ પણ ક્ષાયક સમકીતી શ્રેણીક હતા પણ ચરમ શરીરી નહોતા, એમ કહી મૂળ વાર્તાને તેઓ કેવી રીતે તોડી પાડે છે તે પણ સમજી શકાય તેમ છે. ધારો કે શ્રેણીક ક્ષાયક સમકીતી હતા, અને ચરમ શરીરી નહોતા, પણ શાસ્ત્રકાર કહે છે કે આ કાળમાં (પંચમ આરામાં) દશ બોલ વિચ્છેદ ગયા છે, તો રાજા શ્રેણીક પચમ આરામાં ક્યા થયા હતા ? તે તો ચોથા આરામાં થયા હતા, પણ તેઓએ શાસ્ત્રકારના કથનને પહેલાંથી મરડી નાખી આ વાર્તા લંબાવી છે, તે ભાગ્યેજ કોઈ સમજી શકશે. શાસ્ત્રકારે કહ્યું કે દશ બોલ વિચ્છેદ ગયા છે, તે પચમ કાળમાં નહિ કે ચોથા આરામાં, તે વાર્તા તેમણે કેવી રીત શરૂ કરી તે માટે તેઓનુ કથન વાંચવા યોગ્ય છે. તે દશ બોલ પ્રાપ્ત હોય તે ચરમ શરીરી જીવ હોય, ને તે ચરમ શરીરી જીવ આ કાળમાં, નથી, માટે તેમ છે; તોપણ એકાંતપણે કહી શકાય નહિ, કારણ કે ક્ષાયક સમકીત શ્રેણીકને હતું, પણ તે ચરમ શરીરી નહિ હતા; આ સ્થળે કહેવુ જોઈએ કે ચરમ શરીરીને દશ બોલ હોય તે બરાબર

છે, તો શાને ગૃહભાવ છોડતા નથી ? પણ બોલી બતાવવામાં કે લખી બતાવવામાં અગાધ પુરૂષાર્થ તેઓ હમેશાં કર્યા કરે છે. એક સ્થળે હા પાડી, તો બીજી લીંટીમાં રીતે બીજી લખી બતાવતાં તેઓ અચકાતા નથી.

આગળ તેઓ લખે છે કે-

"જગત્‌ના કલ્યાણને અર્થે પુરૂષાર્થ કરવા વિષે લખ્યું, તો તે પુરૂષાર્થ કરવાની ઈચ્છા કોઇ પ્રકારે રહે પણ છે, તથાપિ ઉદયને અનુસરીને ચાલવું એ આત્માની સહજ દશા થઈ છે, અને તેવો ઉદયકાળ હાલ સમીપમાં જણાતો નથી, તો તે ઉદેરી આણવાનું બને એવી દશા અમારી નથી."

મતલબ એ છે કે પોતે પોતાની મેળે પોતાની બહાદૂરી ગાતાં અચકાતા નથી; પણ જ્યારે કોઇ પૂછે કે હવે આપ જગત્ જીવોનું કલ્યાણ કરવા નિકળશો, ત્યારે તેઓ ચૂપચાપ થઈ ઉત્તરમાં જેમ તેમ સમજાવી નાંખે છે। તીર્થંકરનો અંતર્ આશય તેમણે આવોજ જાણ્યો હશે કે બીજો ? આ કાળમાં આ ક્ષેત્રમાં અત્યારે તેઓજ માત્ર કલ્યાણકર છે, બીજો કોઇ નથી, પણ જો તેઓ એમ કહે છે કે ઉદયને અનુસરી ચાલવું એવા અમારી આત્મદશા છે, તો પછી બીજા કરતાં તેમણે વધારે શું કર્યું કે તેમણે તીર્થંકરનું અંતર્ હૃદય જાણી લીધું ? જગત્‌માં સૌ કોઈ ઉદયભાવને અનુસરીને ચાલે છે. ઉદયભાવને ખસેડી ત્યાગભાવ લાવવાનું તેમનાથી બનતું નથી, તેમ બીજાથી પણ બનતું નથી; છતાં ઉદયની ઉપર દોષનો ટોપલો તેમની પેઠે બીજાઓ ઓઢાડતા નથી. પુરૂષાર્થ કરવો નથી, તો તેઓમાં ને બીજામાં શો તફાવત ? બીજાઓને બોલતાં નથી આવડતુ, તેમને બોલતાં-લખતાં આવડે છે, એટલોજ કે આધક ? બોલીને ઉદયને કારણે નહિ કરનારાઓ તથા બોલ્યા વિના ઉદયને કારણે નહિ કરી શકનારાઓમાં કોણ ચડે તે જગત સમજે છે. તેઓ કહી ગયા છે કે "અમારૂં અનુભવજ્ઞાન વીતરાગનું કારણ છે." જો વીતરાગના ક્ષાયક ભાવનો

ગુણ હોય તો તે અનુભવજ્ઞાન પુરૂષાર્થનો ગુણ છે; જ્યાં ઉદય ભાવને અનુસરીને ચાલવાનું હોય, ત્યાં એ પુરૂષાર્થજન્ય અનુભવજ્ઞાન ક્યાંથી હોય ? જ્યાં પુરૂષાર્થ (ક્ષયોપશમ) ભાવ પ્રત્યે અરૂચિ વર્તે છે, ઉદયાધીનપણે-મોહ ભાવે વિચરવા ઇચ્છા રહે છે, ત્યાં એવું અનુભવજ્ઞાન જે વીતરાગતાની પાસે જઈ શકે તે રહી શકેજ નહિ. તાત્પર્ય એ છે કે જ્યાં પુરૂષાર્થ નથી કરવો, ત્યાં વીતરાગતા પાસે પહોંચે તેવું અનુભવજ્ઞાન હોવાની વાત કરવી તે કેવળ વાતજ છે.

## વર્ષ ૨૬ મું.

## [ અંક ૨૬૮ ] પુનર્જન્મ

તેઓ લખે છે કે-

"પુનર્જન્મ છે, જરૂર છે, એ માટે હું અનુભવથી હા કહેવામા અચળ છું એ વાકય પૂર્વભવના કોઈ જોગનુ સ્મરણ થતી વખતે સિદ્ધ થયેલું લખ્યું છે. જેને-પુનર્જન્માદિ ભવ કર્યા છે, તે પદાર્થને-કોઇ પ્રકારે જાણીને તે વાક્ય લખાયું છે."

ઉપરની નોધ તેઓ પુનર્જન્મને સિદ્ધ કરવા લખે છે. પૂર્વ ભવનો કોઇ પ્રસંગ તેમને યાદ આવ્યો હશે, પણ એ વાર્તા તેમણે ચોકખી કરી હોત તો બીજાને અવશ્ય વિશ્વાસ આવત; પણ તે હકીકતને સ્પષ્ટ કરવા તેમની ઇચ્છા નહિ હોય એમ લાગે છે.

## [અંક ૩૦૦] પ્રારબ્ધ કર્મ ભોગવવાં પડે છે.

"આટલી વાતનો નિશ્ચય રાખવો યોગ્ય છે, કે જ્ઞાની પુરૂષને પણ પ્રારબ્ધ કર્મ ભોગવ્યા વિના નિવૃત્ત થતાં નથી, અને અભોગવ્યે નિવૃત્ત થવાને વિષે જ્ઞાનીને કંઈ ઈચ્છા નથી. જ્ઞાની સિવાય બીજા જીવને પણ એવાં કેટલાંક કર્મ છે. કે જે ભોગવ્યેજ નિવૃત્ત થાય; અર્થાત્ તે પ્રારબ્ધ જેવાં હોય છે; તથાપિ ભેદ એટલો છે કે જ્ઞાનીની પ્રવૃત્તિ પૂર્વોપાર્જિત કારણથી માત્ર છે, અને બીજાની પ્રવૃત્તિમાં ભવિષ્ય સંસારનો હેતુ છે...

**જેમ શ્રીકૃષ્ણાદિક જ્ઞાની પુરૂષ, કે જેને પ્રવૃત્તિ રૂપ પ્રારબ્ધ છતાં જ્ઞાનદશા હતી;-જેમ ગૃહઅવસ્થામાં શ્રી તીર્થંકર. પ્રારબ્ધ નિવૃત્ત થવું તે માત્ર ભોગવ્યાથી સંભવે છે, "**

પ્રારબ્ધ કર્મ ભોગવ્યા સિવાય જ્ઞાની પુરૂષો છૂટી શકતા નથી. ને અભોગવ્યે નિવૃત્ત થવા તેઓ ઇચ્છતા નથી; આ સાથે દષ્ટાંત કૃષ્ણાદિક ને તીર્થંકરના તેઓ આપે છે. આ વાર્તા ઠીક છે, પણ આ ઉપરથી એમજ અનુમાન થઈ શકે છે કે તેઓ સંસારમાંથી નિકળતા નથી એટલે તેઓ આ પ્રકારની સરખામણી કરે છે; અથવા કહે છે કે કર્મ ભોગવ્યા સિવાય કઈ રીતે તેઓ દીક્ષા લેઇ શકે ? પણ આ હકીકત આપણને બરાબર નથી જણાતી. કારણ એ છે કે કૃષ્ણાદિક નિદાનકૃત હોવાથી તેઓ ક્યારેય આખા ભવ દરમિયાન નિકળી શકવાના નહિ તેઓ એક પણ વ્રત અંગીકાર કરી શકતા નથી. શું શ્રીમદ્ પણ એકકે વ્રતનું પાલન કરતા નહોતા ? વર્તમાન કાળે (જ્યારે તેઓ આ લખતા હતા ત્યારે) કદાચ સુખની સગવડ ખાતર તેઓ વ્રતમા ન હોય, પણ કેટલીક વખત પહેલા કોઈ જગ્યા પર થોડું પણ ધ્યાન કરવા આત્મદશા માટે તેમણે કંઈક વખત ગાળ્યો હશે, અને કૃષ્ણાદિક તો આત્મદશા માટે સ્વલ્પ પણ વખત લેઇ શકતા નથી. તીર્થંકરનો દાખલો તેમણે લીધો છે; તે તો સાફ સમજાય તેવી વાર્તા છે કે અવશ્ય તેઓ થોડા વહેલા મોડા પણ સંસારમાંથી નિકળે છે, તેઓ સંસારમાંથી નિકળવાની કેવળ વાતો કરતા નથી. પણ વિચાર થતાં તુર્તજ નિકળે છે. તીર્થંકર ક્યારે પણ પોતાને પ્રકાશક મહાપુરૂષ, કે જ્ઞાની તરીકે લોકો આગળ બોલી બતાવતા નથી, જ્યાસુધી સંસારમાથી ન નિકળે ત્યાં સુધી તેઓ બીજાઓને તેવી વાત કહેતા પણ નથી; પણ આ મહાપુરૂષની ખૂબી એ છે કે તીર્થંકરો સાથે ને બીજા મહાપુરૂષો સાથે પોતાની સરખામણી કરવામાં તેઓ સારો ભાગ ભજવે છે, પણ સંસારમાંથી

નિકળવાનું જ્યારે કોઇ પૂછે ત્યારે તેઓ પ્રારબ્ધ કર્મની પ્રબળતા, વા ઉદયભાવ બતાવી છૂટી પડે છે ! આ સ્થળે તેઓનું પોતાનું કથન આપણને યાદ આવે છે કે—

" મુખથી જ્ઞાન કથે અને અંતર છૂટયો ન મોહ,
" તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ. "

મતલબ એ છે કે આ વચનો ઉંચામાં ઉંચા છતાં તેઓ જ્ઞાનીના દાખલાઓ લઇ પોતાને સંસારમાં રહેવાને વ્યાજબી ઠરાવે છે, એ એમની મોટી ભૂલ છે. આ વાક્ય તેમણે બીજાને ઉદ્દેશીને કહ્યું છે, પણ તે વસ્તુ પોતા પ્રત્યે તેમણે ઉતારી હોત તો આવા બચાવો તેમને કરવા નહિ પડત. " અભોગવ્યે નિવૃત્ત થવાને જ્ઞાનીની ઇચ્છા થતી નથી, " એ તેમનું વાક્ય બરાબર હોય તો કોઇ પણ જ્ઞાની બહાર નિકળી શકે નહિ, કારણકે બધાંય કર્મો ભોગવવા રહે તો જ્ઞાનીનો આ સંસારથી ક્યારે પણ છૂટકો થઈ શકે નહિ. શું મહાવીર બધાં કર્મો ભોગવ્યા પછી બહાર નિકળ્યા હતા કે ? જ્ઞાનીઓ એવું ઇચ્છતા નથી કિંવા કહેતા નથી, કે હજી ઉદય-ભાવ છે, એટલે વિલંબ થાય છે. તેઓ તો વખત થતાજ બરાબર બહાર નીકળી જાય છે; છતાં " અભોગવ્યે જ્ઞાની નિકળતા નથી " એ પોતા માટે કહેવું એ અનુચિત છે, અથવા પોતાની મહત્તા વધારવાને માટે બીનપાયાદાર બચાવ છે. સત્ય એ છે કે પોતાની ભૂલ ઢાંકવાને જ્ઞાનીઓના દાખલા લેવા તેના કરતાં પોતાની ભૂલ કહેવી તે વધારે સારૂં છે. એવો કોઈ જિનાગમમાં આશય નથી કે તીર્થંકરો કે જ્ઞાનીઓ સંસારમાં રહે છે, તે ભોગાવળી કર્મ ભોગવવા માટે રહે છે, ને તે પૂર્ણ થયા પછી તેઓ નિકળે છે, પણ તેઓ નિકળવાને નિમિત્ત મળતાં તુર્તજ, જેમ કોઈ કૂદકો મારી બહાર પડતું મૂકે છે, તેમ બહાર નીકળી જાય છે. અરીષ્ટનેમિ પ્રભુ પર-ણવાને સર્વ સામગ્રીનો સંબંધ હોવા છતાં ને રાજીમતી જેવું ઘણા

ભવનું પ્રેમનુ પાત્ર છતાં નિકળવાનો પ્રસંગ મળતાં થોડું પણ થોભ્યા નથી. એવો બચાવ તેમણે કર્યો નથી કે મારે હજી ભોગાવળી કર્મ બાકી છે, તે પૂર્ણ થયાં નથી, એટલે નિકળવાને વિલંબ છે. ગમે તેવો અગાધ કર્મનો સમૂહ છતાં ને પ્રેમની સામગ્રીનું અપાર બળ છતાં, તે વસ્તુ તેમણે ક્ષણમાં મૂકી દીધી છે. આશય એ છે કે નિકળવું સહેલું નથી, અપાર દુષ્કર છે, પણ માત્ર કોઈ પ્રકારે બચાવ કરવો ને મહાન્ જ્ઞાનીઓનો દાખલો લેવો તે ઇષ્ટ નથી. એમ છતાં તેમને જ્યોતિષ શાસ્ત્રના અભ્યાસથી ખાત્રી થઈ હોત કે અમુક વર્ષે હું બહાર નિકળવાનો છું તો પણ ઠીક હતું. જ્યોતિષનો કિંવા સ્વરોદયનો તેમનો અભ્યાસ હતો, છતાં તેની વાત તેમણે કહેલી જણાતી નથી, એ ઓછી તાજુબીની વાત નથી,

## [ અંક ૩૦૬ ] બીજાને અર્થે રહ્યો છું.

તેઓ લખે છે કેઃ

" કોઇ પણ જાતનાં અમારાં આત્મિક બંધનને લેઇને અમે સંસારમાં રહ્યા નથી. સ્ત્રી જે છે, તેનાથી પૂર્વે બંધાયલું ભોગકર્મ નિવૃત્ત કરવું છે; કુટુંબ છે તેનુ, પૂર્વનું કરેલુ કરજ આપી નિવૃત્ત થવા અર્થે રહ્યા છીએ; તે સિવાયના જે જે કંઇ પ્રસગ છે, તે તેની અંદર શમાઇ જાય છે. તનને અર્થે, ધનને અર્થે, ભોગને અર્થે, સુખને અર્થે, સ્વાર્થને અર્થે; કે કોઇ જાતનાં આત્મિક બંધનથી અમે સસારમા રહ્યા નથી. "

જો તેમને પોતાને સુખની ઇચ્છા છૂટી ગઈ હોય તો પોતાની ઇચ્છા સિવાય સ્ત્રીને સુખ કઈ રીતે આપી શકે તે ન સમજી શકાય તેવી વાત છે. સમીપવર્તી અન્ય વ્યક્તિ રાગયુક્ત હોય, પણ પોતાનો રાગ મહા હોય તો તે તેને સુખ આપી શકેજ નહિ. શુષ્ક મૃત્તિકા-પીંડ ભિત સાથે પછડાવાથી નીચે પડે છે, ભીનો પીંડ હોય છે, તે ભિંત સાથે ચોંટી રહે છે. જો તેઓનો રાગ મટી ગયો હોય તો, તે કોઈ રીતે સ્ત્રીને સુખ આપી શકે નહિ. તેનાથી બંધાયેલું કર્મ,

તથા કુટુંબનું પૂર્વ ભવનું કરજ આપી તેઓ છૂટવા ચાહે છે, તો હવે તેઓ ક્યારે છૂટશે અથવા ક્યારે તેઓથી છૂટાશે, તેનો નિર્ણય તેમણે કર્યો હશે શું ? અગ્નિમાં ગમે તેટલું હુતદ્રવ્ય હોમો, પણ અગ્નિ ક્યારે પણ એમ કહેનાર નથી કે હવે બસ છે; તેવું સંસારનું છે. વસ્તુ એ છે કે ભોગપાત્ર પાસે રહેવાથી વધારે ને વધારે ભોગ-લિપ્સા વધે છે, પણ ઘટતી નથી. ભોગ્ય વસ્તુથી દૂર થયા વિના ભોગકર્મ રોકી શકાતા નથી. તીર્થંકરોએ ક્યારે પણ એવો ખ્યાલ કર્યો નથી કે સ્ત્રીની ઇચ્છા પૂર્ણ કરી પછી બહાર નિકળુ. ગમે તેમ હો, પણ મોહકર્મનું અત્યંત જોર હોવાને કારણેજ તેઓ આ ફીલસુફી આદરે છે અને એ રીત વિલક્ષણ બચાવ કરે છે.

## વર્ષ ૨૭ મું.

વચમાં ઘણા અંકો અત્ર મૂકી દેવામા આવ્યા છે. દરેક અંકો જૂદી જૂદી વખતે જૂદા જૂદા સયોગે તેઓએ લખ્યા છે. જ્યારે જ્યારે પોતે નિખાલસ ભાવે લખે છે, ત્યારે કંઇ તેઓ જૂદું લખે છે; જ્યારે કોઈ કોઇ તેઓની ભૂલ બતાવવા પ્રયત્ન કરે છે, અથવા તે આશયથી કોઈ સૂચન કરે છે, ત્યારે તેઓ કંઇ ઉલટી રીત પણ લખતા હોય એમ જણાય છે.

### [ અંક ૩૩૩ ] ચિત્તની અવસ્થા જોઈ ખેદ થાય છે

ત્રીજા પેરેગ્રાફમાં તેઓ લખે છે કેઃ—

"એવું પ્રગટ જોઇ ચિત્તમાં ખેદ થાય છે; અને મારા ચિત્તની વ્યવસ્થા જોતાં મને પણ એમ થાય છે કે, મને કોઇ પ્રકારે આ વ્યવસાય ઘટતો નથી;—અવશ્ય ઘટતો નથી. જરૂર—અત્યંત જરૂર—આ જીવનો કોઈ પ્રમાદ છે; નહિતો પ્રગટ જાણ્યું છે એવું જે ઝેર તે પીવાને વિષે જીવની પ્રવૃત્તિ કેમ હોય ? અથવા એમ નહિ તો ઉદાસીન પ્રવૃત્તિ હોય, તો પણ તે પ્રવૃત્તિ એ હવે જો કોઇ પ્રકારે પણ પરિસમાપ્તપણું ભજે એમ થવા યોગ્ય છે; નહીં તો કોઇ પણ પ્રકારે દોષ છે."

"આરંભ પરિગ્રહનો ત્યાગ ક્યા ક્યા પ્રતિબંધથી જીવ ન કરી શકે, અને તે પ્રતિબંધ ક્યા પ્રકારે ટાળી શકાય, એ પ્રકારે મુમુક્ષુ જીવે પોતાના ચિત્તમાં વિશેષ વિચારઅંકુર ઉત્પન્ન કરી કંઇ પણ તથારૂપ ફળ આણવું ઘટે. જો તેમ કરવામાં ન આવે તો તે જીવને મુમુક્ષુતા નથી એમ પ્રાયે કહી શકાય."

આ બન્ને પેરેગ્રાફોમાં જૈન દર્શનનું સત્ય અજવાળું તેમણે પાડયું છે, એમાં સંદેહ નથી. માત્ર અંતર એ છે કે આ વાર્તા જેમ તેમણે બીજાને ઉદ્દેશીને જણાવી, તેમ તેઓએ તેનો અમલ કર્યો હોત તો તેઓ પોતે જે જૈન દર્શનને અંગે સમજ્યા છે, તે બરાબર છે, એમ કહી શકાત. તેઓ પોતે જેવા મુમુક્ષુ છે, તેવા મુમુક્ષુ બીજા કોણ હશે, એ વિચાર અંકુરને પોતાના ચિત્તમાં ઉત્પન્ન કરી તથારૂપ ફળ લાવવું યોગ્ય હતું, છતાં તેઓ તે રૂપ ફળ લાવી શકયા નથી. એ લેખ એટલો બધો સરસ છે, કે તેમાં દોષ શોધવો એજ દોષ છે.

એ લેખ પૂર્ણ કર્યા પછી છેવટે થોડી લીંટીમાં પોતાનો મૂળ આશય દર્શાવતા તેઓ લખે છે કે "તથારૂપ ઉદયથી વિશેષ લખવાનુ હાલમાં બની શકતું નથી." શંકાના શસ્ત્રોની સામે "ઉદય"ની ઢાલ તે હમેશાં સજ્જ રાખે છે!

## [ અંક ૪૧૨ ] ઉદાસીનપણે રહ્યા છે.

આ અંકમાં તેમણે જણાવી દીધું છે કે ઉત્કૃષ્ટ સંપત્તિમાન્ ચક્રવર્ત્તીઓ અનિત્ય સ્થાન જોઇ છોડી ચાલ્યા જાય છે; પણ પ્રારબ્ધોદયે જેઓ નિકળી શકતા ન હોય, તેઓ અમૂર્ચ્છિતપણે–ઉદાસીનપણે ત્યાગનો લક્ષ રાખી રહ્યા છે. એટલે જેઓ નિકળ્યા, તેઓ અનિત્યપણું જોઈને નિકળ્યા છે; રહ્યા છે, તેઓ ઉદાસીનપણે રહ્યા છે. વસ્તુ એ છે કે કોઇ મહાપુરૂષો, સમર્થો એવું બહાનું કહાડી ક્યારેય રહ્યા નથી. જેઓ રહ્યાં છે, તેઓ સંસારનાં સુખોના અર્થી,

સુખલિપ્સુ ને ગૃદ્ધ. છે,–અથવા કાતર–સંયમ માર્ગના ભીરૂ રહ્યા છે, -જેઓ ખોટી રીતે પોતાનો બચાવ કરી લે છે.

જેઓને અસ્મિતા (અહંતા) સહજે પ્રિય થઇ પડી છે, તે વ્યક્તિ ગમે તેટલી આગળ વધે, તોપણ અસ્મિતા તેના ઉરમાં પ્રસંગ -કારણ ઉપસ્થિત થતાં દેખાવ દે છે; ને તેને તે ગમે તેમ દબાવે, પણ તે દબાતી નથી, પણ સામી વધારે ઉછળી સમીપ આવે છે.

[ અંક ૪૮૨ ] આત્મસિદ્ધિ

આ "આત્મસિદ્ધિ" પુસ્તક કોઇને ઉપદેશ આપવા અર્થે તેમણે બનાવ્યું હોય એમ જણાય છે, આમાં જૈન તત્ત્વના સદોહરૂપ ૧૪૨ દોહા રૂપે પ્રશ્નોત્તરો છે. તેઓએ ૧૪૨ દોહાની અંદર બુદ્ધિની શક્તિનો જે ઉપયોગ કર્યો છે, તે ઘણો વિચારણીય ને મનનીય છે આની અંદર સદ્‌ગુરૂ–અસદ્‌ગુરૂ, મતાર્થી જીવ, મુમુક્ષુ જીવ વિગેરે વિષે જે લક્ષણો ને ભેદ સમજાવ્યા છે, તે નવીન પદ્ધતિના છે, ને કેટલીક રીતે મૂળ જિનાગમ સાથે તેઓનું વક્તવ્ય મળતું આવે છે. કોઈ કોઈ સ્થળે પોતાની દૃષ્ટિને અનુકૂળ લાગે તેમ તેઓએ લક્ષણો ને લક્ષણોની વ્યાખ્યાઓ કરી છે.

[ દુહો ૧૦મો ] સદ્‌ગુરૂ

"આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ;
"અપૂર્વ વાણી પરમશ્રુત, સદ્‌ગુરૂ લક્ષણ યોગ્ય"

સદ્‌ગુરૂનાં લક્ષણ આ હોય, અથવા જેમાં આવા લક્ષણો હોય તેને સદ્‌ગુરૂ કહીએ. આ વ્યાખ્યા ઘણી ઉચી છે. તેની ના કહી શકાય નહિ, પણ આ ઘટના તેઓએ વિચારમાં ઘણી ઉંચી લીધી છે. જે મકાનનો પ્રથમ મૂળ–પાયો નથી, અને ભિંત ચણી નાંખીને ઉપર છાપરૂં નાંખી દીધું, તે મકાન ક્યાંસુધી રહેશે ? પ્રથમ સદ્-ગુરૂ થનાર આરંભ ને પરિગ્રહરહિત હોવો જોઇએ, આસ્રવ છૂટયા વિના તે વ્યક્તિ સંયમી કેવી રીતે બની શકે ? એટલે તેને વ્યવહા

પણ શુદ્ધ વ્યવહાર-ત્યાગ-સંયમ હોવો જોઇએ, તેમ નથી, તો આત્મજ્ઞાન તેમાં શી રીતે રહી શકે? આરંભ ને પરિગ્રહના ત્યાગીઓ આજે ઘણા મળશે, અને તેમાં આત્મજ્ઞાન હોતું નથી; એટલે આત્મજ્ઞાનની વાર્તા આ જગ્યાએ તેમણે લીધી છે, પરંતુ આરંભ-પરિગ્રહના ત્યાગી નહિ, એવાઓમાં આત્મજ્ઞાન ખરેખરૂં સ્ફુર્યું હોવાનું માની શકાયજ નહિ, હા, તેઓ આત્મજ્ઞાનની મોટી મોટી વાતો કરનારા હોય ખરા, પણ આત્મજ્ઞાની ન હોય. આરંભ પરિગ્રહ વર્તતા હોય ત્યાંસુધી આત્મજ્ઞાન સ્પર્શ્યું મનાય નહિ, આત્મજ્ઞાનીને તો તે આપોઆપ છુટી જવાં જોઈએ, અને ત્યાગ જ તેના પાયારૂપ હોવો જોઈએ.

સદ્ગુરૂની આ વ્યાખ્યા માત્ર હૃદયગત છે. આત્મજ્ઞાન, સમદર્શિતા, અપૂર્વ વાણી, આ બધા આત્માના ગુણો છે; પણ સદ્ગુરૂનો આચાર-બાહ્ય વર્ત્તન કેવાં હોવાં જોઈએ એ વાર્તા તેમણે કરવી જોઇતી હતી. તે વાર્તા કાંતો કરવી ભૂલી ગયા છે, વા, જાણી જોઇને તેમણે જતી કરી છે. બાહ્ય લક્ષણની દૃષ્ટિએ જોતાં શ્રીમદ્ રાજચંદ્ર સદ્ગુરૂની કોટિમાં આવી શકે તેમ નથી.

આત્મજ્ઞાન, સમદર્શિતા, એ બે જો કે ઘણી ઉચ્ચ વ્યક્તિમાં હોય છે, અને ધારો કે તેમનામાં તે છે, પણ અપૂર્વ વાણી અને પરમશ્રુત, એ બે લક્ષણો આજે કઈ વ્યક્તિમાં છે? કદાચ કોઇ માની લે કે તેમની અપૂર્વવાણી હતી, તો કહેવું જોઈએ કે પૂર્વધર વિના અપૂર્વ વાણીનો વિસ્તાર કોઇ કરી શકે તેમ નથી. પરમશ્રુત પણ જે પૂર્વગત શાસ્ત્રમાં રહ્યું છે, તે આજે કયાં છે? આજે એકાદશ અંગ પુસ્તકો રહ્યાં છે, તેમાં વાણી વીતરાગદેવની છે, પણ તે વાણી આજે સામાન્ય મસ્તિષ્કમાં સહેજે છિન્નભિન્ન થઈ વહેંચાઇ ગઈ છે. એકનો અર્થ એક કંઇ કરે છે, બીજો તેનો અર્થ

બીજો કરે છે, એમ આજે જૈન દર્શનમાં સ્થળે સ્થળે દેખાય છે. એટલે પરમશ્રુત આજે જણાતું નથી, કદાચ કોઇ એમ કહે કે, પરમશ્રુત શ્રીમદ્‌માં હતું, તો આપણે એટલુ તો કબૂલ કરીશું કે તેમનામાં બુદ્ધિ–બીજા કેટલાકો કરતાં ઘણી સારી–નિર્મળ હતી; વા તેઓ ઘણી સફાઇથી વાણી ઉચ્ચારતા હશે, એ વાર્તાનો આપણે આ સ્થળે ઇનકાર કરતા નથી. પણ તેથી તેઓમાં પરમ શ્રુત હતું, એમ સિદ્ધ થતું નથી. આપણે તેઓના પોતાના કેટલાક લેખો જોઇ ગયા, તેમા આત્માના રૂચક પ્રદેશ, ચૌદપૂર્વધારી નિગોદમાં ગયા વિગેરે પ્રશ્નો વિષે તેમના ખુલાસા જોઇ લીધા, તેમા સિદ્ધાન્તના કેટલાંક પ્રમાણો આવ્યા છે, તે વાર્તા, તેમણે જેમ સિદ્ધ કરી છે તેમ વસ્તુતઃ નથી, વર્તમાન કાળમા એકાદશ અંગ રહ્યા છે, તેની વાર્તા પણ તેમને યાદ નથી, તો કઇ રીતે તેમનામા પરમશ્રુત હતુ એ વાર્તા આપણે માની શકીએ ?

મતલબ એ છે કે સદ્‌ગુરૂનું લક્ષણ તેમણે જે બાંધ્યું, તે આજે કોઇ વ્યક્તિમાં ઘટી શકે છે કે નહિ, તે ઘણો વિચારણીય વિષય છે. લક્ષણ બાંધવામાં તેમણે કચાશ રાખી છે, તેમ નથી, પણ આજે તે વ્યક્તિ ક્યાં હશે ? જો આજે પરમ શ્રુત, ને અપૂર્વ વાણી કોઇ વ્યક્તિમા ન હોય, તો આજે જૈન દર્શનમાં એવી કોઇ સદ્‌ગુરૂ હોવાને યોગ્ય વ્યક્તિ નથી, કે પછી જૈન શાસનની હયાતી નથી ? એક વખત માની લ્યો કે, તેવી વ્યક્તિમાં ગણાઇ શકે તેવા માત્ર તેઓ એકજ હતા, તો તે પહેલાં, ને તેમના ગયા પછી જો તેવી કોઇ વ્યક્તિ ન મળે, તો જૈન શાસનની હયાતીનું શું સમજવું ? અપૂર્વ વાણી ને પરમ શ્રુતનો અર્થ એટલો વિસ્તૃત ને ઉચ્ચ છે, કે તેનો યથાતથ્ય વિચાર કરવા જઇએ છીએ, તો તેવા સદ્‌ગુરૂ ક્યાં છે તેનો પત્તો લાગતો નથી, વા, હશે કે નહિ હશે, તેની ભ્રાંતિ સુજ્ઞ કે વિચારકને થયા વિના રહેતી નથી.

## [ દુહો ૨૪ ] મતાર્થી-લક્ષણ.

" બાહ્ય ત્યાગ પણ જ્ઞાન નહિ, તે માને ગુરૂ સત્ય;
" અથવા નિજ કુળધર્મના, તે ગુરૂમાં જ મમત્વ."

આ જગ્યાએ, જ્ઞાન નથી પણ બાહ્ય ત્યાગ છે, તેને સાચા ગુરૂ માને તો તેઓ તેને મતાર્થી કહે છે. બીજા અર્ધ ભાગમાં તેમણે એવી વ્યાખ્યા કરી છે કે પોતાના કુળ ધર્મના ગુરૂમાં મમત્વ કરવો તે પણ મતાર્થીપણું છે, ગુણ ન હોય ને પોતાના કુળના ગુરૂ છે, એમ જાણી તેને ગુરૂ માને તે મતાર્થી છે, એમ આપણે માની લેઇએ; પણ બાહ્ય ત્યાગ, પંચ મહાવ્રત અને વ્યવહારમાં સંયમ છે, ને સમજાવી શકે તેવું તેની પાસે જ્ઞાન નથી, તો તે ગુરૂ ખોટા છે એમ શા આધારે કહી શકાય ? બાહ્ય ત્યાગ-સંયમ પ્રભુની આજ્ઞા પ્રમાણે ન હોય તો તે ગુરૂ તરીકે ખોટા છે, પણ જ્ઞાન નથીને બાહ્ય ત્યાગ-સંયમ તેમના કહેવા પ્રમાણે છે, તો તેમને કઇ રીતે ખોટા કહી શકાય ? ઘણી એવી વ્યક્તિઓ છે, કે જેમની પાસે બીજાને સમજાવે તેવું જ્ઞાન નથી હોતુ, પણ સદ્વ્યવહાર, બાહ્ય ત્યાગ અને સંયમની જાળવણીમા તેઓનું વાસ્તવિક જ્ઞાન પ્રતીત થાય છે, તો તેઓ શું સાધુઓની ગણનામાં ન આવી શકે ?

આગળ તેઓ કહે છે:—

## [ દુહો ૨૯ ]

"અથવા નિશ્ચયનય ગ્રહે, માત્ર શબ્દની માય;
"લોપે સદ્વ્યવહારને, સાધનરહિત થાય."

તેઓ આ સ્થળે એમ કહે છે કે નિશ્ચયનય પકડી સદ્-વ્યવહારને જો લોપવામા આવે છે, તો મોક્ષનું સાધન જે બાહ્ય ત્યાગ-આરંભ પરિગ્રહ રહિતતા-તેનો ઉચ્છેદ થાય છે. આ વાર્તા આમ સિદ્ધ હોય તો તેઓ જે બાહ્ય ત્યાગને વખોડી કહાડતા હતા તે તેમની ભૂલ જણાય છે કે નહિ ? પહેલાં તેઓ કહી ગયા કે તેમને અસ-

ગુરૂ કહેવા; આ સ્થળે તેઓ કહે છે કે માત્ર શબ્દોમાં નિશ્ચય-નય પકડવાથી સદ્‌વ્યવહાર લોપાય છે. આમ તેઓ બંને રીતે વિવેચન કરતાં ગુંચવણી ઉભી કરે છે. વિશેષ એ છે કે આ સ્થળે કુલગુરૂ કહી, તેને ને તેમાં શ્રદ્ધા રાખનાર શ્રાદ્ધને મતાર્થી કહી સત્ય હકીકત કહેવાને બહાને ઝાડુ પણ ઠીક ઠીક મારી લીધું છે!

આત્માર્થી જીવનાં લક્ષણુ સમજાવતાં જે જીવોમાં આત્મજ્ઞાન હોય તે ગુરૂ હોય, એમ તેઓ કહે છે કે—

## દુહો ૩૪

"આત્મજ્ઞાન ત્યા મુનિપણુ તે સાચા ગુરૂ હોય,
"બાકી કુળ ગુરૂ કલ્પના, આત્માર્થી નહિ જોય."

આત્માનું હિત નહિ કરતા હોય, આત્મા વિષે લક્ષ્ય ન હોય, ગુરૂ તરીકે લોકોમાં ગણાવા ઇચ્છતા હોય, તો તેને માટે આ પ્રતો ફટકો છે. આત્મજ્ઞાન હોય, ત્યાં મુનિપણું છે, એ વાર્તા સત્ય છે; પણ આજે સમાજમાં આત્મજ્ઞાનની વાર્તા કરનારા ઘણાયે છે, વર્ત્તનમાં પૂછો તો કહેશે કે અમાગમાં આત્મજ્ઞાન છે એટલે અમને કાંઇ વાંધો નથી; તો શું ત્યાં મુનિગુણો કે મુનિદશા ગણાશે ખરી કે? ૩૮ મા દુહામાં આત્માર્થીની દશા કેવી હોય તે બરાબર જણાવી છે.

તેઓ કહે છે કે—

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
"ભવે ખેદ પ્રાણી દયા, ત્યા આત્માર્થનિવાસ"

આ આત્માર્થનું સ્થાન બરાબર છે, કારણ કે જેને અંતરમાં જાગૃતિ થઇ હોય, તેને કષાય મંદ હોય. મોક્ષની તીવ્ર ઇચ્છા હોય, પ્રાણી માત્ર પ્રતિ અનુકંપા-દયા હોય, ને ભવ કરવામાં શ્રમિત થઇ ગયો હોય, એટલે આ લક્ષણ યથાતથ્ય બાંધવામાં આવ્યું છે. પણ સ્પષ્ટ કહેવું જોઇએ કે સદ્દગુરૂ ને અસદ્દગુરૂનાં લક્ષણ કહેવામાં અમુક અંશે સફળતા હશે, પણ જેમ તેઓનાં લક્ષણોની વ્યાખ્યા હોવી

કે એ સવ સમજવા છતાં જ્ઞાની તરીકેનો પોતાનો દાવો લાવવો તે તેઓને મન ઠીક લાગે છે! જો કે તેઓ પોતે બીજાને તેમ કરતાં જ્ઞાનીમાં ખપતા દેખી બરાબર ઝાડુ મારે છે ને શરમાવે છે, પણ પોતે તેમ કરતાં અચકાતા નથી. ભલે તેઓ લોકોને કદાચ વાક્ચાતુર્યથી આંજી નાંખતાં હોય, પણ તેઓ કહે છે, કે તે માત્ર વાચા જ્ઞાન છે, વાણીનો માત્ર વિલાસ છે. આજે સમાજમાં વાણીનો વિલાસ કરવામાં ઘણા લોકો હિસ્સો આપી શકશે, પણ તેમ વર્ત્તન કરવામાં તેઓનો પુરૂષાર્થ જણાતો નથી. એટલે કે જેઓ વાણી માત્રથી વિજય કરી બતાવે છે, તે જ્ઞાની નથી, પણ ઉપર દોહામાં તેમણે જે વર્ણન કર્યું છે, તેજ સાચા જ્ઞાની છે.

## [ અંક ૪૮૫ ] સદ્દગુરૂ લક્ષણ શું બરાબર છે ?

'સ્વરૂપસ્થિત ઇચ્છારહિત, વિચરે પૂર્વ પ્રયોગ
'અપૂર્વ વાણી પરમશ્રુત સદ્દગુરૂ લક્ષણ યોગ્ય."

શ્રીમદ્‌ના હિસાબ પ્રમાણે આ દોહામાં સદ્દગુરૂનાં લક્ષણ તેમણે થોડા ફેરફાર સાથે ફરી જણાવ્યાં છે. વાચકને શંકા થશે એવું જાણી અથવા તે વખતે શંકા કોઇએ કરી હશે તેથી, સાથે સાથે સમાધાન પણ તેમણે જણાવ્યુ છે. એટલે દોહામાં રહેલા અર્થને, આશંકા ને સમાધાન કરી, પોતાને ગમતા અર્થમાં તેમણે ઉતારી દીધો છે. સ્વરૂપસ્થિત ઇચ્છારહિત, પૂર્વ પ્રયોગથી વિચરવું, આવાં લક્ષણો તેરમા જીવસ્થાનકમાં વિચરતા વીતરાગોનાં છે; છતાં તેમણે તે અર્થને મરડી પોતાને ઘટે તેમ તેમણે સમાધાનમાં લીધો છે. તેઓ આ સ્થળે સમાધાન કરવાથી એમ સિદ્ધ કરી શકયા જણાય છે કે આ લક્ષણ તેમનામાં આવી શકે છે. મનુષ્યને બુદ્ધિ મળે, ત્યારે બુદ્ધિનો ઉપયોગ કરવો એ સારૂ છે. તેઓ બીજા પેરેગ્રાફમાં કહે છે કે—

"અત્રે સ્વરૂપસ્થિત એવું પ્રથમ પદ કહ્યું તેથી જ્ઞાન દશા કહી, ઇચ્છારહિતપણું કહ્યું તેથી ચારિત્ર દશા કહી, ઇચ્છારહિત હોય તે વિચરી

કેમ શકે? એવી આશંકા, 'પૂર્વ પ્રયોગ, એટલે પૂર્વના બંધાયેલા પ્રારબ્ધ-થી વિચરે છે; વિચરવા આદિની બાકી જેને કામના નથી, એમ કહી (એવી આશંકા) નિવૃત્ત કરી; અપૂર્વ વાણી એમ કહેવાથી વચનાતિશયતા કહી, કેમકે તે વિના મુમુક્ષુને ઉપકાર ન થાય, પરમ શ્રુત કહેવાથી ષટ્દર્શન અવિ-રૂદ્ધ દશાએ જાણનાર કહ્યા, એટલે શ્રુતજ્ઞાનનું વિશેષપણું દર્શાવ્યું."

"આશંકા—વર્તમાન કાળમા સ્વરૂપસ્થિત પુરૂષ હોય નહિ એટલે સ્વરૂ-પસ્થિત વિશેષણવાળા સદ્‌ગુરૂ કહ્યા છે તે આજે હોવા યોગ્ય નથી,

'સમાધાન—......'કેવળભૂમિકા'ને વિષે એવી સ્થિતિ અસંભવિત છે; પણ આત્મજ્ઞાન જ ન થાય એમ કહેવાય નહિ; અને આત્મજ્ઞાન છે, તે સ્વરૂપસ્થિતિ છે.

"આશંકા—આત્મજ્ઞાન થાય તો વર્ત્તમાન કાળમાં મુક્તિ થવી જોઈએ અને જિનાગમમાં ના કહી છે.

"સમાધાન—એ વચન કદાપિ એકાંતે એમજ ગણીએ તોપણ તેથી એકા-વતારીપણાનો નિષેધ થતો નથી, અને એકાવતારીપણું આત્મજ્ઞાન વિના પ્રાપ્ત થાય નહિ"

આમ આશંકા સમાધાન દ્વારા તેમણે અત્ર બહુ વિવેચન કર્યું છે. પોતાનો જ્યાં આશય છે, ત્યા તે લેઈ જાય છે; એમ કહી પોતાનુ એકાવતારીપણું ને વર્ત્તમાન કાલમાં પોતાનું સદ્‌ગુરૂપણું તેઓ સિદ્ધ કરે છે. તેઓ એકાવતારી છે, એમ કહેવાનું તેઓની પાસે શું પ્રમાણ છે? કોઈ મનુષ્ય એમ કહે કે હું એક કોટયધિપતિ છું, પણ તેની પાસે તેનું પ્રમાણ શું? ક્યા પ્રમાણથી એ વાર્તા સિદ્ધ થાય કે તેઓ એકાવતારી છે? તેમ હતું તો એકાવતારીના સ્પષ્ટ લક્ષણો તેમણે જણાવવા જોઇતાં હતા જોકે તેઓ એકાવતારી હોય તો આપણે સર્વે ખુશી થઇશું, પણ જેઓ છેક છેલ્લી ઘડી સુધી સારો ત્યાગ કરવા ખુશી નથી, તેમ વર્ત્તમાનમાં સખ્ત પ્રમાદ—મોહદશામાં ત્યાગ કરવાની સગવડ છતાં વર્ત્તે છે, એ વ્યક્તિ કેવી રીતે એકાવતારી હોઈ શકે? કોઇ કૃષ્ણ, શ્રેણિકના દાખલાઓ આપે, તો તેઓ નર-

ક્રાયુષી થયા હતા તે ઉપરાંત નિદાનકૃત હતા: શ્રીમદ્‌ને માટે શું ચારિત્રદશાને રોધક આયુષ્ય કે નિદાનો હતાં કે? આ તો પોતે ઉપરના દોહામાં જણાવી ગયા છે કે ઇચ્છારહિત એટલે ચારિત્રદશા સદ્‌ગુરૂમાં હોય તો એમનામાં નિદાન આશય નહિ હતો એટલે ચારિત્રનો યોગ હતો. પણ તેમાં પ્રમત્ત દશા તેઓ બતાવી રહ્યા છે, તો હવે એકાવતારીપણું કઈ રીતે હોઈ શકે? આ માત્ર કલ્પના કે પ્રતીતિ તેમના પોતાના દિલની છે, પણ કોઇએ કોઇ પાસેથી સાંભળી એકાવતારીપણાના સમાચાર કહ્યા હોય એમ જણાતું નથી. તેમણે પોતાની મેળે માની લીધું છે.

અત્ર શંકા એ ઉપસ્થિત થાય છે કે સદ્‌ગુરૂનાં લક્ષણ તેમણે જણાવ્યાં, પણ સદ્‌ગુરૂ ગૃહસ્થ હોઇ શકે કે ત્યાગી તેનો ખુલાસો તેમણે જરા પણ કર્યો નથી. કોઇ મનુષ્ય એમ સમાધાન કરશે કે તેવાં લક્ષણ ત્યાગી વિના બીજામાં હોય તો શા કામનાં? વસ્તુ એ છે કે તેમણે જે જે લક્ષણો ઉપર ભાર આપ્યો છે, પણ ત્યાગની વાર્તા-વ્યાખ્યા વિષે થોડુ પણ બોલ્યા નથી. તેમણે શંકાનું સમાધાન કર્યું તેમાં તેના સ્વરૂપસ્થિત-ઇચ્છારહિતના અધિકારી ચોથા પાંચમા જીવસ્થાનક સ્થિત જીવો છે. તેઓ પોતાને ચોથામા કે પાંચમામાં ગમે તેમાં ગણતા હોય, પણ તે સ્થિતિના તેઓ અધિકારી છે, એટલે ગૃહસ્થ પણ સદ્‌ગુરૂ હોઇ શકે તેમ તેમનું કથન જણાય છે.

આ વિષયમાં આગળ વધતાં વધતાં અભવ્ય જીવની વાર્તા તેઓ ઉપાડે છે ને એમ તેઓ સાબિત કરે છે કે અભવ્યના તાર્યા જીવો તરે નહિ; તેઓ તે વિષે તેજ અંકમાં શું જણાવે છે, તે હવે આપણે જોઇએ.

## અભવ્યવિષે.

તેઓ કહે છે કે:—

"વળી કોઇ 'ઠાણાંગસૂત્ર'ની ચોભંગી ગ્રહણ કરીને એમ કહે છે કે 'અભવ્યના તાર્યા પણ તરે,' તો તે વચન પણ વદતો વ્યાઘાત જેવું છે;

એક તો મૂળમાં 'ઠાણાંગ' માં તે પ્રમાણે પાઠજ નથી. જે પાઠ છે તે આ પ્રમાણે છે......તેનો વિશેષાર્થ આ પ્રમાણે છે......તેનો વિશેષાર્થ ટીકાકારે આ પ્રમાણે કર્યો છે........"

આમ તદ્દન ખાલી લીટીઓ તેમણે દોરી છે, પણ તેમાં કંઇ પણ લખ્યુ નથી. આવી રીતે ઘણે સ્થળે તેમણે જ્યાં પાઠ-પ્રમાણ દર્શાવવાં જોઇએ ત્યાં ખાલી જગ્યા રહેવા દીધી છે. આટલો બધો લેખ લાંબો કર્યો ને વાર્તા લંબાવી તેના કરતાં મૂળ, અર્થ, ને વિશેષાર્થ મૂકી તે વાર્તા સિદ્ધ કરવી ઇષ્ટ હતી. સામાન્ય વ્યક્તિને જે શૈલી કે પ્રકાર ઇષ્ટ અને પ્રથમ્ દષ્ટિએજ જરૂરી જણાય, તે શૈલી કે પ્રકાર શ્રીમદ્‌ને ઘણીવાર પ્રતિકૂળ લાગે છે, એ એક નવાઈ છે.

તેઓ લખે છે કે—

"જેમાં કોઈ સ્થળે અભવ્યના તાર્યા તરે એવું કહ્યુ નથી; અને કોઈ એક ટબામા કોઈએ એવું વચન લખ્યું છે, તે તેની સમજનું અયથાર્થપણું સમજાય છે."

"કદાપિ એમ કોઈ કહે, કે અભવ્ય કહે તે યથાર્થ નથી. એમ ભાસવાથી યથાર્થ શું છે? તેનો લક્ષ થવાથી સ્વવિચારને પામીને તર્યા એમ અર્થ કરીએ, તો તે એક પ્રકારે સંભવિત થાય છે, પણ તેથી અભવ્યના તાર્યા તર્યા એમ કહી શકાવું નથી."

અભવ્યના તાર્યા ન તરે એ વાર્તા સિદ્ધ કરવા આ સ્થળે મોટો લેખ તેમણે લખી નાંખ્યો છે. અસદ્‌ગુરૂના તાર્યા પણ જીવો તરતા નથી, એમ કહેવા માટે તેમણે અશોચ્યા કેવલીનો દાખલો પણ લીધો છે. ત્યાં પણ ખાલી લીટીઓ તેમણે દોરી છે; અને એ પ્રમાણે આખા લેખમાં ૫-૬ જગ્યાએ ખાલી લીટીઓ મૂકી છે, પણ કોઇ જગ્યાએ મૂળ પાઠ, વક્તવ્ય લખ્યાં નથી. આટલી બધી લાંબી વાર્તા કરી તેમને કહેવું એ છે કે અસદ્‌ગુરૂથી જીવો તરતા નથી; ને જો તરે તો પછી તેમાં ને સદ્‌ગુરૂમાં અંતર શો? અસદ્‌ગુરૂથી જીવો કલ્યાણ કરી શકે છે એમ જો કહેવામાં આવે તો તીર્થંકરાદિ જ્ઞાનીની આશાતના કરવા જેવું છે.

અભવ્યના તાર્યો તરે એવું કોઈ પુસ્તકમાં નથી, માત્ર ટબામાં કોઇએ તેમ લખી નાખ્યું હોય તો તેની ગેરસમજણ છે, એમ તેમનું કહેવું છે; તે કથન કેટલે અંશે સત્ય છે કે નથી તેની આપણે તજવીજ કરીએ. તેમણે તો મૂળ પાઠ ઉડાવી દઇને ઉપલક વાતો કરી છે, પણ આપણે તેનો મૂળ પાઠ વિચારીનેજ આગળ વધીશું:-

**મૂલ**—चत्तारि पुरिस जाया, पनंते तंजहा-आयंत करे नाम मेगे णो परंत करे (१) परंत करे नाममेगे, णो आयंत करे (२) एगे आयंत करेवि परंत करेवि (३) एगे णो आयंत करे णो परंत करे. (४)

તેનો અર્થ આ પ્રમાણે છેઃ—ચાર પ્રકારે પુરૂષ વર્ગ આ જગતમાં છે. એક એવો આયંત વર્ગ છે જે સ્વઆત્માનો અંત કરે છે, પણ બીજાના આત્માનો અંત કરતો નથી. બીજો પુરૂષ સમૂહ એવો છે કે જે બીજાના આત્માનો અંત કરે છે. પણ પોતાના આત્માનો અંત કરતો નથી; ત્રીજો પુરૂષ વર્ગ એવો છે કે જે પોતાના આત્માનો અંત ને પરના આત્માનો અંત કરે છે; ચતુર્થ પુરૂષ વર્ગ એ છે કે જે નહિ પોતાના આત્માનો અંત કરે, નહિ બીજાના આત્માનો અંત કરે.

સ્થાનાંગ સૂત્ર ટીકાકારનો અર્થ આ પ્રમાણેઃ-આત્માનો અંત-અવસાન કરનાર આત્માના ભવનો અંત કરનાર કોણ હશે? તો તે કહે છે કે પ્રત્યેકબુદ્ધાદિ. બીજા આત્માનો અંત કરનાર અચરમ શરીરી-આચાર્યાદિ ત્રીજા ભંગમાં તીર્થંકર અથવા બીજા; ચતુર્થ ભગમાં દુષ્પમાચાર્યાદિ.

( આગમોદય સમિતિ-સ્થાનાંગ પૃષ્ટ-૨૧૩-૨૧૪ )

મૂળ, અર્થ, ને ટીકાકારના કથનથી સાફ સાફ સમજી શકાયું હશે કે, પહેલે ભંગે એવા જીવો છે કે જે માત્ર પોતાનું હિત-કાર્ય કરે છે, પણ બીજાનું નથીજ કરતા; જેવા કે પ્રત્યેકબુદ્ધાદિ. ત્રીજે ભંગે બન્નેનુ હિત-કલ્યાણ--ભવાંત-કરે છે, તેઓ તીર્થંકરો છે, અથવા તેમના જેવા બીજા કોઇક, ચતુર્થ ભગે એવા છે, કે કોઇનું કલ્યાણ

નથી કરતા, તેવા જીવો ઘણા છે, અથવા દુષ્ષમાચાર્ય આદિ ગણવા. બીજે ભંગે જીવો કોણ હશે તે આપણે હવે પછી કહીએ છીએ, કે જેને વિષે આ આપણો લેખ છે, બીજે ભંગે એવા જીવો છે કે જે પોતાનુ કલ્યાણ કરતા નથી, પણ ઇતરને બોધ આપી તેમનું કલ્યાણ કરે છે; એટલે આપણે આ ચાર ભંગમાંના જીવોમાંથી બીજા ભંગમાના જીવોની વિચારણા કરતા હતા. આ ચતુર્ભંગી સ્થાનાંગમાં સાફ છે, કે એક હા ને ના, એક ના ને હા, એક બન્નેમાં હા, ને એક બન્નેમાં ના; પહેલા ભંગમાં એવા જીવો ઉત્તમ પ્રત્યેક બુદ્ધાદિ જેવા છે, જે માત્ર પોતાનું કલ્યાણ કરે છે, પણ બીજાનું કલ્યાણ કરવામાં ભાગ લેતા નથી; બીજા ભગમાં એવા જીવો છે કે પોતાનુ તો કરતાજ નથી, પણ બીજાનું કરે છે. હવે આ સ્થળે એટલી વાર્તા તો સિદ્ધ થઇ કે એવા જીવો છે કે જે પોતાનું કરતા નથી પણ ઇતરનું કરે છે. આમ છે છતાં તે વાર્તાનો તેઓ ઇન્કાર કરે છે, પણ ઠાણાંગ સૂત્રની આ ચૌભંગીનો તેઓ શું અર્થ કરે છે અને ટબો લખનારની શી ભૂલ છે, તે તે બતાવી શકતા નથી.

તેઓ કહે છે કે ટબામાં કોઇએ અભવ્ય જીવ લખી ભૂલ કરી છે અને શ્રીમદે તેની ગેરસમજણ બતાવી છે. તેમ લખવામાં કોઈએ ભૂલ કરી હોય, પણ એટલી વાર્તા તો સ્પષ્ટ છે કે પોતે ન તરે ને બીજાને તારે, એ બીજો ભંગ ( ભાગો ) શાસ્ત્રસિદ્ધ છે પોતે ન તરે તે જીવ ગમે તે હોય, સૂત્રકારના કથન પ્રમાણે વિચારીએ તો તે જીવ એક ભવ કરી મોક્ષે જનાર હોય, બહુ ભવ કરી મોક્ષે જનાર હોય, દુર્ભવ્ય હોય કે અભવ્ય પણ હોય; પણ એ બીજો ભંગ માનીએ તો એ તકરાર કયા રહે છે, કે અભવ્યના તાર્યા કોઈ જીવ તરેજ નહિ ? સૂત્રકારને માનો તો એ વાર્તા સિદ્ધ થાય છે કે કંઈ જીવ એવા છે કે જે પોતે તરતા નથી, પણ બીજાને તારે છે.

શ્રીમદ્ કહે છે કે અસદ્ગુરૂના તાર્યા જીવ તરતા નથી. આપણે

અત્ર એક દાખલો લેઇએ કે કોઈ એક જીવ ઘણા કાળે મોક્ષે જનાર નથી, પણ તેઓએ વર્ત્તમાન કાળે પોતાની મેળે કે કોઇની પાસે દીક્ષા લીધી. ત્યારપછી તે બહુ વિદ્વાન ને પરમશ્રુત થયો. તેની વાણી લોકોને સાંભળતાં અપૂર્વ લાગી, ને ઘણાઓ તેની પાસે દીક્ષિત થયા, તો તેમાંથી કોઇ જીવ મોક્ષે નહિજ જાય, એમ શા આધારે કહી શકાય? અથવા દીક્ષિત થનારને એવો શું ખ્યાલ છે કે આ ગુરૂ-ઉપદેષ્ટા મોક્ષમા જવાને યોગ્ય નથી, તો હુ દીક્ષા શાને લઉં છું? અથવા જેઓ ઉચ્ચ આસન પર બેસી મધુર વાણીથી બોધ આપે છે, તેઓની વાણીમાંથી એવી કેવી વસ્તુ નિકળતી હશે કે જેની નીરસતા કે શુષ્કતા કે તત્ત્વરહિતતા શ્રોતાઓને સમજાતી હશે કે જેથી શ્રોતા તેની પાસે દીક્ષિત થાયજ નહિ? તેઓ ધોધબંધ વર્ષાદની જેમ બોધ આપતા હોય, તોપણ શ્રોતાઓનું હૃદય ન પલળે, એ માનવું કેટલું બધુ અસંભવિત છે? શ્રીમદ્ એમ કેમ માની શકતા હશે કે અસદ્ગુરૂની અસર શ્રોતા ઉપર નથી જ પડતી! વર્ષાદ ગમે તેવો હોય! થોડો હોય કે ખરાબ હોય, પણ તે પડે છે તો અનાજ, તૃણ વિગેરે થયા વિના રહેતાં નથી; વર્ષાદ પડવા છતાં જમીન યોગ્ય ન હોય, વા ક્ષારયુક્ત હોય તો અનાજ તૃણાદિ થતાં નથી. તેમાં દોષ વર્ષાદનો નથી, પણ જમીન યોગ્ય નથી તેનો દોષ છે. તેમ અત્ર અસદ્ગુરૂ હોય, પણ તે વાર્તા સારૂ ને સત્ય કહેતા હોય, તો સુપાત્રને યોગ્ય જીવ તે સહજે સ્વીકારી લે છે. વક્તા સ્વયંલિંગ-જૈન વેશમાં હોય તેની અસર થાય એ સહજ છે, પણ અન્ય દર્શનમાં હોય ને તે સારૂ અને સીધી વાત કહે છે, તો તેની અસર પણ થાય છે તો તેનું કેમ? ગ્રાહકને ખબર નથી કે આ માલ ચોરીનો છે, એટલે ન લઉં, પણ તે માલ બજારમાં સારી ઢબમાં દેખાતો હોય છે, તો કોઇપણ તેનો ગ્રાહક થઈ શકે છે. અત્ર સદ્ગુરૂ ને અસદ્ગુરૂ એ બેને સરખા મનાવવાનો આશય નથી, સદ્-

ગુરુ તે અસદ્દગુરુનાં લક્ષણો શાસ્ત્રકારો સારી રીતે સમજાવી ગયા છે. જેને એકેની ખબર નથી તે તો બીજાને સરખા કહે છે; પણ અત્ર સ્પષ્ટ કહેવાનું એ છે કે, કેટલાએક જીવો અભવ્ય કે દુર્ભવ્ય કે નાલાયક હોય, પણ સાધુવેશમાં સારો બોધ આપે, સારો વ્યવહાર રાખે, ને સારી રીતભાત રાખતા હોય, તો તેને જોઇ કે સાંભળીને કોઇ વૈરાગ્ય પામે, તેમ થવું સંભવિત છે, આજે વ્યાખ્યાતાઓ શ્રોતાઓને વૈરાગ્યથી તરબોળ કરી નાંખે છે, તે વ્યાખ્યાતાઓ બધા ભવ્ય નથી કે મોક્ષમાં જનાર નથી, તેની શ્રોતાને શી ખબર પડે ? કોઇ વ્યાખ્યાતા બોલી બતાવે છે કે હું સદ્દગુરુના બધાં લક્ષણોથી યુક્ત છુ, તો તે મનાય કેવી રીતે ? શ્રોતા ઉપર અસર થાય નહિ તો તે અભવ્ય છે, તેમ જો આપણે માનીશું તો જ્યારે શ્રીમહાવીર વ્યાખ્યાન આપતા હતા ત્યારે બધા ઉપર અસર થતી હતી એમ શું કહી શકાશે ! ઘણા મનુષ્યો ને દેવોને મહાવીર તે વખતે અપ્રિય થયા હતા.

મતલબ એ છે કે શ્રીમદ્દ એકાંત પોતાના આગ્રહને સિદ્ધ કરે છે. ખુદ શ્રીમહાવીર કે તેમના શબ્દોને તે ગણકારતા નથી. સ્થાનાંગ સૂત્રના આખા ચતુર્થ અધ્યયનમા તેવી અનેક ચૌભંગી છે, કે જેમાં તેઓ કહે છે તેમ એકાત નથી, આ વાર્તા સાફ સમજાય તેવી છે. કોઇ પણ સખ્સને એવો ખ્યાલ આવે કે આ બે બાજુમાં કઈ બાજુ સત્ય હશે, તો તેઓ સ્થાનાગના ચતુર્થ અધ્યયનમાં જોઇ લે. ભિન્નભિન્ન અપેક્ષા ને અનેકાતતા પણ તેમાંથી સમજી શકાશે.

એક વિશેષ ખુલાસો કરી લેઈએ કે જેઓ નવ ગ્રૈવેયકમાં જાય છે, તેઓનો આચાર, ક્રિયાકાંડ ને વૈરાગ્યોપદેશ કેવો હશે ? તેમની કેવળચર્યા જેવી આચાર વ્યવસ્થા જોઇ, શું કોઇ તેઓની પાસે દીક્ષિત નહિ થયા હોય ? વા શું મોક્ષમા કોઇ નહિ ગયા હોય ? ...મોક્ષમાં ગયા ને ગુરુ બીજા સ્થળમાં ગયા એવા ઘણા દાખ-

લાઓ જૈન શાસ્ત્રમાં છેઃ આ સ્થળે શ્રીમદ્દના પોતાના વિચાર આપણે દર્શાવીએ. તેઓ એમ કહે છે કે ગુરૂમાં ન હોય તો શિષ્યમાં ક્યાંથી આવે? એ વાર્તા તેઓ કહે છે. ને બીજે સ્થળે તેઓ એમ પણ કહે છે કે ગુરૂ છદ્મસ્થ રહ્યા ને શિષ્ય કેવળ જ્ઞાન પામે, તોપણ તે તેમની ભક્તિ કરે છે. (જુઓ આત્મસિદ્ધિ-દુહો ૧૯) આથી એ વાર્તા સ્પષ્ટ થઈ જાય છે કે ગુરૂમાં ન હોય અથવા ગુરૂમાં ન્યૂનતા હોય ને શિષ્ય આગળ વધી જાય એ બનવાજોગ છે. આજે સાધારણ મહેતાજીની નીચે ભણેલા ઘણાઓ ઉંચી ડીગ્રીએ ચડી ગયા છે. આથી એ સિદ્ધ કરવાનો આશય નથી કે અસદ્ગુરૂ તરફ આ લખનારનું વલણ છે, અથવા ગુરૂ ગમે તેવા હોય, તોપણ તેથી જીવો મોક્ષ મેળવી શકે છે, અથવા એમ પણ કહેવાનો આશય નથી કે અસદ્ગુરૂ ગમે તેવા હોય તોપણ તેનો પરિચય કરવો. આ સ્થળે એટલુજ વક્તવ્ય છે, કે શાસ્ત્રકારોએ ચતુર્ભંગી સમજાવી છે, તે વસ્તુસ્થિતિ જગત્મા છે, તે તેમનો સમજાવવાનો આશય હતો; એટલુજ નહિ પણ જે જે વસ્તુઓ છે, તે સર્વ અનેકાન્ત છે, પણ એકાન્ત નથી. જીવો પોતાના (સ્વ)છંદોને લેઇને તે વસ્તુને ભલે એકાન્તમા લેઇ જાય, ને પોતાના આગ્રહને તેઓ દ્દઢ કરે, તે તેમની મરજીની વાત છે.

શ્રીમદે સદ્ગુરૂનું લક્ષણ બાંધ્યુ, તે વિષે એક એ પણ વાર્તા યાદ આવે છે કે, તેઓએ કહ્યું કે અપૂર્વ વાણી ને પરમશ્રુત જેનામાં હોય તે સદ્ગુરૂ હોઇ શકે. તો પછી જેઓ નવ ગ્રૈવેયક સુધી જાય છે, તેઓમાં અપૂર્વ વાણી ને પરમશ્રુત હશે કે નહિ? આજે સામાન્ય શાસ્ત્રના અભ્યાસીઓ જ્યારે લોકોને સારી રીતે સમજાવી શકે છે, ત્યારે જેઓ આટલી ઉંચી હદે જતા હશે, તેઓ શું લોકોને બરાબર નહિ સમજાવી શકતા હોય? શું તેઓ અભ્યાસ નહિ કરી શકતા હોય? શું તેઓમાં એટલી બુદ્ધિની વિશાળતા નહિ હોય કે જે

બુદ્ધિમાં લોકો અંજાઈ જાય? ઉમેદવાર–દીક્ષા લેનાર તેના વાણીના વિલાસમાં અવશ્ય મુંઝાય છે કે નહિ? તેની યોગ્યતા ધારી દીક્ષાની ઉમેદ રાખનાર અવશ્ય દીક્ષા લે છે, એ વાર્તા સાફ સમજાય તેમ છે. કોઇ પણ વાચક એવો ખ્યાલ લાવે કે કોઈ પણ જગ્યાએ એવી સાફ વાર્તા નથી કે અભવ્ય જીવથી જીવો મોક્ષ મેળવી શકે છે, તો આપણે એ વાર્તા કહેવાની છે કે અભવ્યથી કોઈ પણ મોક્ષ ન મેળવી શકે એવી વાર્તા શાસ્ત્રમા નથી. તેથી ઉલટું મૂળ સૂત્રકાર એ વાર્તા કહે છે કે કંઈ જીવો પોતાનુ કલ્યાણ કરતા નથી પણ બીજાનું કરે છે; એ આપણે બીજે ભંગે જોઈ ગયા છીએ, એટલે શાસ્ત્રકારે જે લક્ષણ બાંધ્યુ છે તે લક્ષણયુક્ત જોઇ જીવો દીક્ષા લે ને મોક્ષે ચાલ્યા જાય એ બનવું સંભવિત છે; લક્ષણવાળા ગુરૂ અભવ્ય ન હોય તેની ખાત્રી શી? અથવા દીક્ષા લેનારને કેવી રીતે ખાત્રી હોઈ શકે?

---

## પ્રકરણ ૫ મું

---

### ઉપદેશછાયા.

મનુષ્ય બીજાને ઉપદેશ આપવા જે સાહિત્ય તૈયાર રાખે છે તે સાહિત્ય પોતાને માટે ઘણી વખત બંધબેસતું ન કરતો હોય એમ ઘણી વખત જણાય છે. જ્યારે કંઇ પણ વાંક–ઘુંચ ન હોય ત્યારે મનુષ્ય જેમ ઋજુભાવથી ઉપદેશ આપે છે, તેમ વાંકઘુંચ આવતાં તે ઋજુભાવથી ઉપદેશ આપી શકતો નથી. એવા પ્રસંગો આ પુસ્તકમાં ઘણે સ્થળે દેખાય છે.

**ઉપદેશ છાયા [ પૃષ્ટ ૭૮૬ પેરેગ્રાફ ૫ મો ] સિદ્ધાન્ત વિષે.**

શ્રીમદ્‌નો ઉપદેશ છે કે—

" સિદ્ધાંતના બાંધા વિષે એમ સમજવું કે, આપણી બુદ્ધિ ન પહોંચે તેથી તે વચનો અસત્ છે એમ ન કહેવું; કારણ કે જેને તમે અસત્ કહો

છો તે શાસ્ત્રથીજ તમો પ્રથમ જીવ અજીવ એવું કહેતા શીખ્યા છો, અર્થાત્ તેજ શાસ્ત્રોના આધારેજ તમે જે કાંઇ જાણો છો તે જણાયું છે; તો પછી તેને અસત્ કહેવા તે ઉપકારને બદલે દોષ કરવા બરાબર ગણાય. વળી શાસ્ત્રના લખનારાઓ પણ વિચારવાન હતા, તેથી તે (સિદ્ધાન્ત) વિષે જાણતા હતા મહાવીર સ્વામી પછી ઘણે વર્ષે લખાણાં છે માટે અસત્ કહેવાં તે દોષ ગણાય."

સિદ્ધાન્ત વિષે જે તેઓએ સાદર ભાવ જણાવ્યો તે આપણે ભૂલી નહિ જવો જોઈએ. પરંતુ જેમ બીજાને કહેતી વખતે ખ્યાલ રહે છે, તેમ પોતે જ્યારે સિદ્ધાન્તથી નાસીપાસ થાય છે, ત્યારે તેવો સાદર ભાવ કેમ રાખતા નહિ હોય? તે વખતે સિદ્ધાન્તોને વિતર્ક કરી ખોટા ઠરાવવા તેઓ કેમ સાહસ કરતા હશે? આજે જણાવે છે કે જે શાસ્ત્રથી જીવ અજીવ વિગેરેને જાણતા શીખ્યા, અર્થાત્ તેના આધારે તમે કંઈ પણ સમજી શક્યા છો, તો તેને અસત્ કેમ કહેવાય? પણ તેઓ આ પહેલાં ઘણી વખત ઉલટું બોલી-લખી ગયા છે. મતલબ એ કે શાસ્ત્રની કિમ્મત જેમ આજે તેઓ વધારે છે, તેમ તેમણે ઘણી વખત ઘટાડી છે.

તેઓ પોતે પોતાના સિવાય સઘળા ગુરૂને કુગુરૂ કહે છે, ને સેવકોને કહે છે કે તેવા કુગુરૂથી ભવ વધે છે પણ ઘટતા નથી.

[ પૃષ્ઠ ૩૯૭-છેલ્લો પેરો ] કુગુરૂ વિષે.

"જીવને સત્પુરૂષનો યોગ મળવો દુર્લભ છે. અપારમાર્થિક-ગુરૂને જો પોતાનો શિષ્ય બીજા ધર્મમાં જાય તો તાવ ચઢે છે. પારમાર્થિક ગુરૂને 'આ મારો શિષ્ય છે' એવો ભાવ હોતો નથી. કોઇ કુગુરૂ આશ્રિત જીવને બોધ શ્રવણ અર્થે સદ્ગુરૂ પાસે એક વખત ગયો હોય, અને પછી તે તેના તે કુગુરૂ પાસે જાય, તો તે કુગુરૂ તે જીવને અનેક વિચિત્ર વિકલ્પો બેસાડી દે છે કે જેથી તે જીવ ફરી સદ્ગુરૂ પાસે જાય નહિ. તે જીવને બીચારાને સત્ અસત્ વાણીની પરીક્ષા નથી એટલે ભોળવાઇ જાય છે; અને સાચા માર્ગેથી પડી જાય છે."

સજ્જન અને દુર્જન વચ્ચે જેવું વૈમનસ્ય હોય, તેવુંજ વૈમનસ્ય પારમાર્થિક ગુરૂ અને અપારમાર્થિક ગુરૂની વચ્ચે હોય તેમાં નવાઇ નથી. શ્રીમદ્દ કહે છે તેમ અપારમાર્થિક ગુરૂ શિષ્યને બીજા ધર્મના કે પંથના સદ્ગુરૂ—પારમાર્થિક ગુરૂ પાસે જવા ન દેવા યત્ન કરે એ તો સામાન્ય મનુષ્ય સ્વભાવની વાત થઇ અને તેમાં કશી નવીનતા પણ નથી. તેવો અપારમાર્થિક ગુરૂ અથવા કુગુરૂ ઇતર સુગુરૂ કે પારમાર્થિક ગુરૂની નિંદા કરી શિષ્યને ભ્રમિત કરે એ પણ તેવા મનુષ્યના સ્વભાવને માટે સાધારણ વાત છે, અને એવી સાધારણ વાત શ્રીમદ્દ જેવા જ્ઞાનીને કહી બતાવવાની જરૂર કેમ પડી એજ પ્રશ્ન છે।

એક કેવળ સામાન્ય વાત શ્રીમદ્દને બોલવી પડી તેમાંજ બહુ રહસ્ય રહેલુ છે. કોઈ સંપ્રદાયના ગુરૂનો શિષ્ય તેમની પાસે આવ્યો હશે અને પછી ફરીથી તે નહિ આવ્યો હોય, તેનું સ્વકલ્પિત કારણ તેમણે જે શોધી કાઢેલું તે જ આ છે. તેમણે એમ માની લીધુ કે પોતે જ્ઞાની અને સદ્ગુરૂ છે, અને એ શિષ્ય ફરીથી પોતાની પાસે ન આવ્યો, માટે તેનો ગુરૂ કુગુરૂ હોવો જોઈએ, અને તેથી તે અપારમાર્થિક ગુરૂ લેખાવો જોઇએ અને શિષ્યને ફરીથી પોતા પાસે આવવા દેતાં તેને તાવ ચઢતો હશે એટલે તેણે શિષ્યને વિચિત્ર વિકલ્પો બતાવી ભમાવ્યો હશે ! આવું કપોલકલ્પિત ચણતર કોઈ પણ સાચો પારમાર્થિક ગુરૂ ન કરે. સુગુરૂ કે પારમાર્થિક ગુરૂ તો પોતા પાસે એકવાર જ્ઞાન ગ્રહણ કરવા આવેલો મનુષ્ય બીજી વાર ન આવે તેના કારણોનું સંશોધન કરતાં આત્મપર્યાલોચના કરે, પોતાની ન્યૂનતાઓનુ સંશોધન કરવા મથે અને જે કાંઇ દોષો કે ન્યૂનતાઓ દેખાય, તેનું પરિમાર્જન કે પ્રતિક્રમણ કરે. પોતાને જ્ઞાની માની લઇને સામાને અજ્ઞાની કે કુગુરૂ માની લેવો, આત્મમંથન કરવા તસ્દી પણ લેવી નહિ, એ એકાંત વર્તન આંખે પાટા બાંધીને

રેતીમાં પડેલી સોય શોધવા બરાબર છે ! શાસ્ત્રની પરિભાષામાં કહીએ તો એવું વર્તન મોહનીય કર્મને બાંધનારૂં છે જૈન શાસ્ત્રાનુસાર તો સદ્દગુરૂ એજ હોઇ શકે કે જેણે મહાવ્રત અંગીકાર્યાં હોય, વિષયો ત્યજ્યા હોય; જે શિષ્ય એકવાર પોતા પાસે આવ્યો અને બીજીવાર ન આવ્યો, તે ઉપર તેમણે જો સીધી રીતે આત્મપર્યાલોચના કરી હોત, તો તેમને પોતાના સંયમ ગુણોની ન્યૂનતા આપોઆપ દેખાઈ આવી હોત અને સદ્દગુરૂ બનવા પહેલાં પોતે શું કરવું આવશ્યક છે તે તેમને સૂઝયું હોત; પરન્તુ તે તો પોતાને સદ્દગુરૂ અને બીજાને કુગુરૂ માનવાની એકાંત દૃષ્ટિથી જ યુક્ત હોઇને વસ્તુસ્થિતિની સાચી ચાવી તેમના હાથમાં આવવા પામી નહિ, અને આવો ઉપદેશ આંખો મીંચીને આપી દીધો !

### [ પૃષ્ટ ૩૯૯ ] ચૌદ પૂર્વધારી વિષે.

તેઓ કહે છે કે—

" ચૌદ પૂર્વધારી ત્યાંથી પાછો પડે છે તેનું કારણ પ્રમાદ છે. પ્રમાદના કારણથી તે એમ જાણે કે ' હવે મને ગુણ પ્રગટયો ' આવા અભિમાનથી પહેલે ગુણ-સ્થાનકે જઈ પડે છે. "

અહીં તેઓ ચૌદ પૂર્વધારીને નીચે પડવામાં પ્રમાદને કારણભૂત કહે છે. આ વાર્તા તેમના ૨૩ મા વર્ષના ઉદ્દગારોમાં આવી હતી, ત્યાં તેઓએ કારણ એ બતાવ્યું હતું કે મૂળ વસ્તુનું જ્ઞાન નહિ, તેથી તેઓ પડે છે. આ બેઉ ઉદ્દગારોમાં સાચું શું સમજવું ? ચૌદ પૂર્વધારી પડે છે તે વાર્તા મૂળ સિદ્ધાંતમાં ક્યાંએ જણાતી નથી. તે વાર્તા આપણે અગાઉ કહી ગયા છીએ; પણ તે ઠેકાણે તેમણે આત્મા તત્ત્વને જાણે નહિ તેથી પડે છે–તેવું કારણ બતાવ્યું; અહીં પ્રમાદ તેઓ દર્શાવે છે, તો બેમાં સત્ય કયું ? તેઓ કહે છે કે મને ગુણ પ્રગટયો એમ અભિમાનથી પેહેલે જીવ સ્થાનક જાય છે તો આજે તેવું અભિમાન ચોથે, પાંચમે–છઠ્ઠે છે, તો

તે બધા પહેલા જીવસ્થાનકે જવાના એમ થયું. અભિમાન તો તેઓના લેખમાં સ્થળે સ્થળે દેખાય છે, તેનું શું સમજવું? સાચી વાર્તા તેઓને હાથ આવે ત્યારે ખરી; અત્યારે તો તેઓ અચોક્કસ છે.

**[ પૃષ્ટ ૪૦૩ ] સદ્‌ગુરૂમાં સમાઇ જાય છે.**

તેઓ લખે છે કે—

"સદ્‌ગુરૂમા, સતદેવ, કેવળીનો પ્રરૂપેલો ધર્મ તેને સમ્યક્‌ત્વ કહ્યું, પણ સતદેવ અને કેવળી એ બે સદ્‌ગુરૂમા સમાઈ ગયા!"

તેઓ સતદેવ ને કેવળી બન્નેને સદ્‌ગુરૂમાં સમાવી દે છે. જો કે ત્રણ તત્ત્વને તેઓ પ્રથમ ભિન્ન સમજાવે છે, પણ પછી સદ્‌ગુરૂમાં કેવળી ને સતદેવ એમ બે સમાઈ જાય છે એમ કહે છે અને સદ્‌ગુરૂનો મહિમા બહુ વધારે છે. દેવ ને કેવળી તે પણ સદ્‌ગુરૂને સમજે. સદ્‌ગુરૂ કરતાં કોઇ અધિક નથી, ને તે સદ્‌ગુરૂ વર્ત્તમાનકાળમાં આખા ભરતક્ષેત્રમાં જો કોઇ હોય તો તે એકજ પોતે છે! એટલે સદ્‌ગુરૂ થઈને દેવ ને કેવળીનો અધિકાર પણ પોતે ખેંચી લે છે! કોઈ કહેશે કે આજે આટલા બધા સંસાર તથા પૈસો છોડી સાધુ થયા છે, તે ગુરૂ ખરા કે નહિ? તેના ઉત્તરમાં તેઓ જણાવે છે કે—

"નિર્ગ્રન્થ ગુરૂ એટલે પૈસારહિત ગુરૂ નહિ, પણ જેની ગ્રન્થિ છેદાઇ છે એવા ગુરૂ. સદ્‌ગુરૂની ઓળખાણ થાય ત્યારે વ્યવહારથી ગ્રંથિ છેદવાનો ઉપાય છે"

વસ્તુતઃ તેમનુ કથન એ છે કે ધનરહિત ગુરૂ તે ગુરૂ નથી, પણ જેની ગ્રંથિ છેદાય ગઇ છે, તે ગુરૂ છે. આજે જૈન માર્ગમાં ધન વિનાના ઘણા સાધુઓ છે, છતાં તેઓની આંતરિક ગ્રંથિ છેદાઇ નથી, એમ તેમના કથનનું તાત્પર્ય છે. તેઓનો આશય એ છે કે પૈસો ભલે તેની પાસે હોય, પણ આંતરિક ગ્રંથિ છેદાઈ ગઇ છે તેવા કોઈ હોય તો માત્ર તેઓ જ છે; ને તેઓ એકજ, બીજા કોઇ નથી. ભલે તેઓ પૈસાની માયામાં રમતા હોય, પણ પોતે પોતાને ગુરૂ બીજાઓ પાસે કહેવરાવે છે.

## [ પૃષ્ટ ૪૦૫ ] બધાં દર્શન સરખાં છે.

તેઓ કહે છે કે-"મોટા પુરૂષોની દૃષ્ટિએ જોતાં સઘળાં દર્શન સરખા છે," જો બધા દર્શન સરખાં હોય તો વળી કયા સમ્યક્ત્વ, કયાં મિથ્યાત્વ રહ્યું ? સમ્યકૃત્વ-મિથ્યાત્વની વ્યાખ્યાઓ આટલી બધી ચાલી રહી છે, તેનો અર્થ શું ? અથવા શામાટે મોટા પુરૂષોએ, જો દર્શન સરખાં હતાં, તો તેવી વ્યાખ્યાઓ કરી ? મોટા પુરૂષોની દૃષ્ટિએ બધાં દર્શન સરખાં હતા તો મોટા પુરૂષોએ સમ્યકૃત્વની-મિથ્યાત્વની વ્યાખ્યાઓ કરી છે કે બીજા કોઇએ કરી છે ?

૪૦૭ પૃષ્ટમાં તેઓ કહે છે કે—

"જૈનના જેવા દયા સબંધીના વિચારો કોઈ દર્શન કે સંપ્રદાય વાળાઓ કરી શકયા નથી, કેમકે તેઓ (જૈન) પચેંદ્રિયનો ઘાત તો ન કરે, પણ તેઓએ એકેદ્રિયાદિમાં જીવ હોવાનું વિશેષ દૃઢ કરી દયાનો માર્ગ વર્ણવ્યો છે."

હવે જો બધાં દર્શન સરખાં હતાં, તો શામાટે આ સ્થળે બધાં દર્શન કરતાં જૈન દર્શનની ઉત્તમતા, અધિકતા તેઓએ કહી બતાવી ? બધાં દર્શન સરખાં છે. ને જૈન બીજા કરતા ચઢે છે, એમ **વદતો વ્યાઘાત** તેઓ કરે છે. સંયોગ દેખી તેઓ તેમ બોલતા હોય એમ લાગે છે, પણ પોતાના વચનને વારંવાર વિરોધ આવે છે, તેવો ખ્યાલ તેઓ રાખતા હોય એમ જણાતું નથી.

## [ પૃષ્ટ ૪૧૬ ] ઉદય કહી બહાનાં કહાડવાં

ઉપદેશછાયામાં તેઓ કહે છે કે—

"પોતે ત્યાગ કરી શકે નહિ, અને બ્હાના કાઢે કે મારે અંતરાયો ઘણાં છે. ધર્મનો પ્રસંગ આવે, ત્યારે 'ઉદય' છે એમ કહે છે. "ઉદય ઉદય" કહ્યા કરે, પણ કાંઈ કૂવામાં પડતો નથી. ગાડામાં બેઠો હોય અને ધાંચ આવે તો સાચવી સંભાળીને ચાલે. તે વખતે ઉદય ભૂલી જાય. અર્થાત્ પોતાની શિથિલતા હોય તેને બદલે ઉદયનો દોષ કાઢે છે."

"ધર્મ કરવાની વાત આવે ત્યારે પૂર્વ કર્મના દોષની વાત આગળ કરે છે. પુરૂષાર્થ કરવો શ્રેષ્ઠ છે. પુરૂષાર્થ પહેલો કરવો. મિથ્યાત્વ, પ્રમાદ અશુભ યોગ મૂકવા......કર્મ ટાળ્યા વગર ટળવાના નથી. તેટલા માટેજ જ્ઞાનીઓએ શાસ્ત્રો વર્ણવ્યા છે."

તેઓનો ઉપદેશ બીજાઓ પ્રતિ સચોટ છે. કોઇથી તેની ના કહી શકાય તેમ નથી. ઉદય ઉદયની વાર્તા કરવી તે ખોટી છે, પણ તેઓ પોતે ઘણી વખત એમજ કહે છે કે ઉદયાવળી કર્મ ભોગવવાં છે, જ્ઞાની તેને દબાવવા ઇચ્છતા નથી; જો તેઓની આ હકીકત ખરી હોય તો બીજાને તેઓ શા માટે આમ કહેતા હશે? ઉદય સૌ કહે છે પણ કુવામાં કોઈ પડતુ નથી. ઘાંચ આવે, ત્યારે કેમ સૌ સાચવી ચાલે છે? આવી વાર્તા તેઓ બધી સમજ્યા હોય તો તેઓ ત્યાગની ભાવના હોવા છતાં શા માટે ઉદયનું કારણ બતાવી સંસારમાંથી નિકળતા નથી? મતલબ એ છે કે ઉપદેશ આપવો તે એક વાત છે, અને તેમ વર્તવુ એ કેવળ જૂદીજ વાત છે. તેઓ પોતે દરેક લેખમા પ્રકાશક, મહાપુરૂષ, ને સદ્ગુરૂ તરીકે પોતાને ઓળખાવે છે. લોકો પુછે છે કે ક્યારે હવે બહાર આવશો? ત્યારે તેઓજ પોતે કહે છે કે હજી વિલંબ છે, તે સ્ત્રી સાથે ભોગાવળી કર્મ, વિષયરૂચિ હજી શાંત થયાં નથી। તો પછી તે તેઓનો પ્રમાદ ખરો કે નહિ? બીજાને તેઓ કહે છે કે પુરૂષાર્થ કરવો, મિથ્યાત્વ પ્રમાદ ટાળવાં; તો પછી તેઓને જ્યારે પ્રકાશક તરીકે, લોકોના કલ્યાણ કરનાર તરીકે બહાર આવવું છે, છતાં નથી આવતા તો તે તેઓની શું શિથિલતા નથી? વસ્તુ એ છે કે બીજા બધા ત્યાગી થાય તેમ સૌ કોઇ કહે છે, પણ પોતાને થવાનું આવે ત્યારે સૌ કોઈ નીચું જુએ છે, વા માથું ખણવા મંડી જાય છે! મનુષ્યની પાસે બે જાતિના માપનાં કાટલાં હોય છે; જેવો યોગ--મોકો આવે, તેવાં કાટલાં તે વાપરે છે!

## [ પૃષ્ઠ ૪૨૧ ] ચતુર્થ જીવસ્થાનક.

તેઓ એમ કહે છે કે—

" ચોથે ગુણસ્થાનકે ઉપશમ ને ક્ષાયિક બન્ને હોય. "

તેઓનું આ કથન ગ્રન્થના આધારે છે, પણ સિદ્ધાન્તના આધારે નથી. ક્ષાયક સમ્યક્ત્વ આજે ન હોય એમ જ્યારે કોઈએ તેઓને કહ્યું, ત્યારે તેઓએ કહ્યું હતું કે ક્ષાયક સમ્યક્ત્વની ના કોઇ જિનાગમ તરીકે ગણાતાં પુસ્તકમાં નથી ત્યારે અત્યારે એમની સામે એ વાર્તા ઉભી થાય છે કે ચતુર્થ ગુણસ્થાનકે ઉપશમ ને ક્ષાયક શ્રેણી--માર્ગની વાર્તા તેવા કોઈ જિનાગમ તરીકે ગણાતાં પુસ્તકમાં નથી. જો તેઓ માત્ર સિદ્ધાન્તને માન આપે છે, તો તેવી વાર્તા સિદ્ધાન્તમાં નથી જ; ને છે તે માત્ર ગ્રન્થોમાં છે; જ્યારે તેઓ ગ્રન્થોને માનતા નથી, તો પછી આ ગ્રન્થની વાર્તા સિદ્ધાન્તની જેમ ગણી શા માટે આગળ કરતા હશે ? અત્યારસુધી લગભગ ઘણી વાર્તાઓ જૈન સિદ્ધાન્તને નામે ગ્રન્થોનીજ તેઓએ કરી છે. જ્યારે તેઓનો કોઇ સામનો કરે, ત્યારે કહે કે તે અત્યારસુધી ગણાતાં જિનાગમમાં નથી; એમ કહી તેઓ પોતાનો બચાવ કરી લે છે. પણ વસ્તુ એ છે કે આજે જૈન મંડળમાં સિદ્ધાન્તને નામે અગણિત વાર્તાઓ ગ્રન્થોની ચાલી રહી છે. ન ફાવે ત્યારે કોઈ સિદ્ધાન્તનો આશ્રય પકડે, કોઈ ગ્રન્થનો આશ્રય પકડે, જે જેને અનુકૂળ પડે તે તેને બચાવના સાધનમાં વાપરે છે, એટલે તેઓ કે બીજાઓ આજે સિદ્ધાન્તને બહાને રમતો રમે છે ને ઘાટ આવે તેમ ગુલાંટો પણ મારી લે છે. પણ સાફસાફ તેઓ નથી કહેતા કે પ્રથમ અમારે સર્વ પ્રકારે સિદ્ધાન્ત જ માન્ય છે, પણ ગ્રન્થ માન્ય નથી. ઘણાઓ કહેશે કે ગ્રન્થને જો નહિ માનીએ તો આપણું યન્ત્ર કે ગાડું થોડું પણ ચાલશે નહિ, માટે ગ્રન્થને માનવા. આમ જેમ તેમ કહી પોતાનો સૌ કોઇ બચાવ કરે છે.

તેઓ પરમશ્રુત તરીકે પોતાનો ચાંદ આ પુસ્તકમાં બતાવે છે; પણ આપણને તેઓની લખેલ આ વસ્તુ ઉપરથી શંકા પડે છે કે તેઓ એટલા બધા સિદ્ધાન્તના અભ્યાસી હશે કે કેમ ?

## [ પૃષ્ટ ૪૨૩ ] શ્રી મહાવીર.

તેઓ કહે છે કેઃ

" મહાવીર સ્વામીએ કેવળ જ્ઞાન ઉપજ્યા પછી ઉપવાસ કર્યા નથી, તેમ કોઇ કોઇ જ્ઞાનીએ કર્યા નથી.........દાનને સિદ્ધ કરવા માટે દીક્ષા લીધા પહેલાં બે વર્ષ સુધી પોતે દાન દીધું. આથી જગત્‌ને દાન સિદ્ધ કરી આપ્યું."

દીક્ષા લીધાં પહેલાં બે વર્ષ સુધી મહાવીર પ્રભુએ દાન દીધું, તો તેવી વાર્તા તેઓએ ક્યાંથી શોધી કહાડી ? દરેક તીર્થંકરો એક વર્ષ સુધી દાન આપે છે, અને મહાવીરે બે વર્ષ સુધી દાન આપ્યું, તેવું કોઈ પુસ્તકમાં નથી. તેમણે આ કયા પુસ્તક કે આગમને આધારે લખ્યુ હશે ? અથવા એમ લખવાનો તેઓનો શું આશય હશે ? તેઓ લખી ગયા છે કે સિદ્ધાન્તનાં બન્ને પડખાંઓ જોઈ લીધાં છે, પણ કોઇ સિદ્ધાન્તમાં તો એમ છે નહિ.

## [ પૃષ્ટ ૪૨૫ ] સમ્યક્ત્વ તે કેવળ જ્ઞાન.

તેઓ કહે છે કે.—

સમક્તિદૃષ્ટિ જીવને કેવળ જ્ઞાન કહેવાય. વર્તમાનમાં ભાન થયું છે. માટે 'દેશ કેવળ જ્ઞાન' થયું કહેવાય, બાકી તો આત્માનું ભાન થયું એટલે કેવળ જ્ઞાન, તે આ રીતે કહેવાય. સમક્તિદૃષ્ટિને આત્માનું ભાન થાય ત્યારે તેને કેવળ જ્ઞાનનું ભાન પ્રગટ્યું, અને ભાન પ્રગટ્યું એટલે કેવળ જ્ઞાન અવશ્ય થવાનું..........'કેવળ જ્ઞાન' આ કાળમાં નથી, એવું અવળું માની લેવું નહીં અને કહેવુ નહીં. સમ્યક્ત્વ પ્રાપ્ત થતા અનંતા ભવ મટી એક ભવ આડો રહ્યો માટે સમ્યક્ત્વ ઉત્કૃષ્ટ છે. આત્મામા કેવળજ્ઞાન છે. પણ આવરણ ટળ્યે કેવળ જ્ઞાન હોય. આ કાળમાં સંપૂર્ણ આવરણ ટળે નહિ, એક ભવ બાકી રહે; એટલે જેટલું કેવળ જ્ઞાનાવરણીય જાય તેટલું કેવળ જ્ઞાન થાય છે. સમકીત આવ્યે માંહી-અંતરમાં-દશા ફરે; કેવળ જ્ઞાનનું બીજ

**પ્રગટ થયું. સદ્દગુરૂ વિના માર્ગ નથી, એમ મોટા પુરૂષોએ કહ્યું છે.** આ ઉપદેશ જાણીને વગર કારણે કર્યો નથી. **સમકીતી એટલે મિથ્યાત્વ મુક્ત; કેવળ જ્ઞાની એટલે ચારિત્રાવરણથી સંપૂર્ણપણે મુક્ત; અને સિદ્ધ એટલે દેહાદિથી સંપૂર્ણપણે મુક્ત.**

ઉપરના ઉતારામાંથી કાળા જાડા અક્ષરે છાપેલુ તેમનું વક્તવ્ય સત્ય છે; પણ તેઓ લખે છે કે સમ્યક્ત્વ પ્રાપ્ત થયું એટલે એક ભવ આડો રહ્યો, માટે સમ્યક્ત્વ ઉત્કૃષ્ટ છે. એ વાર્તા કોને માટે જણાવી હશે ? એક ભવ આડો રહ્યો, તે પોતાને માટે કહે છે કે બીજા કોઇ પણ માટે છે ? સમ્યક્ત્વ થયા પછી જીવો ઘણા ભવ કરે છે, પણ એકજ ભવ કરે છે, તેવું પ્રમાણ કોઇ સ્થળે નથી, આ કાળમાં સંપૂર્ણ આવરણ ટળે નહિ, એક ભવ બાકી રહે, તો આજે એવા ઘણા જીવો સમ્યક્ત્વી હશે; શું તેઓ બધા એકજ ભવ કરી મોક્ષે જવાના હશે? કે આ વચન માત્ર શ્રીમદ્દને પોતાને માટે જ છે ? જેટલું કેવળ જ્ઞાનાવરણીય જાય તેટલુ કેવળજ્ઞાન થાય, એમ જ્યારે તેઓ કહે છે, ત્યારે એમ શંકા થાય છે કે કેવળ જ્ઞાનાવરણીયના કેટલા ભેદ હશે ? માત્ર કર્મવિવરણ વ્યાખ્યામાં કેવળ જ્ઞાનાવરણીયની એકજ પ્રકૃતિ કહી છે; ને પ્રકૃતિ થોડી જાય છે, ને થોડી બીજા ભવમાં જાય છે, એવો સંબંધ કોઈ પુસ્તકોમાં સમજાતો નથી. છતાં તેઓ પોતાની ઇચ્છાનુસાર શાસ્ત્રકારો કરતાં વિચિત્ર રીતે પોતાનો ઉપદેશ ચલાવે છે; તો અપૂર્વ વાણીનો અર્થ શું આવોજ તેઓ સમજતા હશે કે, શાસ્ત્ર કહે તેના કરતાં બીજી રીતે થોડો ફેરફાર કરી અથવા થોડું મચરડી કહેવું જોઈએ, નહિ તો લોકો અપૂર્વ વાણી કહેશે નહિ ? આમ જો હોય તો તેઓ મોટી ભૂલ કરે છે એમ સાફ સમજાયા વગર રહેતું નથી.

તેઓ ઉપર કહી ગયા છે કે કેવળજ્ઞાન આ કાળમાં નથી એમ અવળું માનવું કહેવું નહિ. જ્યારે તેઓ બીજા આગળ આવો

ઉપદેશ આપતા હશે ત્યારે તેઓના હ્રદયમાં કેટલી ઉન્મત્તતા આવી ગઇ હશે? કેવળજ્ઞાન નથી એમ માનવું અથવા કહેવું, તે અવળું છે, એમ કહેવા છતાં તેઓ પોતે કહે છે કે ચારિત્રાવરણથી મુક્ત થાય તો કેવળજ્ઞાન થાય, પણ અત્યારે તેમ થતું નથી...ત્યારે આમ બે બાજુમાં બોલવાનો અર્થ શું?

તેઓ કહે છે કે એક ભવ બાકી રહે છે, તો પ્રશ્ન એ છે કે તેઓનું સમ્યક્ત્વ કે બીજા કોઇનું સમ્યક્ત્વ તેટલું ઉત્કૃષ્ટ–ઉંચું છે, તેવું કોણે તેમને કહ્યું? શું કોઇ કેવળજ્ઞાનીએ તેમ કહ્યું? કોઇ ગરીબ મનુષ્ય કદાચ એમ માની બેસે કે હું મોટો લક્ષાધિપતિ છું. તો તેના પડોશીઓ તે વાત શું માનશે ખરા કે? તે ગરીબ વ્યક્તિ ગમે તેવો હર્ષ લાવી આમતેમ કુદે ને ફરે ને પોતાનો આનંદ ગમે તે રીતે લૂંટે, પણ બીજાઓને તેના પૈસા જોયા વિના કેવી રીતે પ્રતીતિ આવશે? જેઓ એમ માનતા હોય કે અમારે માત્ર એક જ ભવ હવે કરવાનો છે, તો તેની પાસે એવું કયું પ્રમાણપત્ર છે કે બીજાઓએ તે વાર્તા માનવી? એક ભવ જેને શેષ હોય તેના લક્ષણો પ્રથમ તેમણે બીજાઓ આગળ શાસ્ત્રકારના કથન ઉપરથી જણાવવાં જોઇએ, ને તે લક્ષણો તેમનામાં છે, એમ સિદ્ધ કરી બતાવવું જોઇએ. તેમ થાય તો સૌ કોઈ તેમની વાર્તા મંજુર કરશે, નહિ તો બીજાઓ શી રીતે મંજુર કરશે?

તેઓ કહે છે કે સદ્ગુરૂ વિના માર્ગ નથી. જો આ કથન સત્ય હોય તો પ્રશ્ન એ છે કે, તેમને પોતાને માટે સદ્ગુરૂ કોણ હતા? તેઓ સદ્ગુરૂના બોધ તળે ન આવ્યા હોય તો શી રીતે આ વસ્તુ તેઓ પામી શકયા એ સમજાતુ નથી. કદાચ કોઇ એમ કહે કે તેઓ પોતાની મેળેજ આ વસ્તુ સમજી શકયા છે, તો તેઓશ્રી સ્વયંબુદ્ધ, કે પ્રત્યેકબુદ્ધ હોવા જોઇએ. બુદ્ધ થવામાં કાં તો સ્વયં કારણ હોય છે, કોઇને અન્ય વસ્તુ હોય છે. ને સર્વને મોટે ભાગે

બોધ થવામાં ખાસ ગુરૂ હોય છે. તો આમને ત્રણ વર્ગમાંના ક્યા વર્ગમાં આપણે મૂકીશું? સ્વયંબુદ્ધ કે પ્રત્યેકબુધ્ધ તો તેઓ નથી. બુધ્ધબોધકમા જો ગણીએ, તો કયા ગુરૂ તેમને હશે? એ વાર્તા તેઓ પોતે કહી શકયા નથી. તો શું તેમને તે વાર્તા કહેવામાં શરમ આવી હશે કે જાણી જોઇને તે વાર્તા તેમણે છૂપાવી રાખી હશે કે કોઇને ગુરૂ તેમણે કર્યા નહિ હોય? જો ગુરૂ કર્યા વિના તેઓ આ વસ્તુ મેળવી શક્યા તો બીજાઓ તેમ મેળવી શકે તેમાં શું આશ્ચર્ય ?

## વ્રત નિયમ કરવાં કે નહિ ?

કોઈએ પ્રશ્ન કર્યું કે કર્મ ઓછાં કેમ થાય? ઉત્તરમાં તેઓ કહે છે કે ક્રોધાદિ કષાય ઓછાં થાય તો કર્મ ઓછાં થાય. આ વાર્તા તેમણે ઠીક કહી છે, પછી પ્રશ્ન થયુ કે વ્રતનિયમ કરવાં કે નહિ? ઉત્તરમાં તેઓ કહે છે કેઃ—

‘ વ્રત નિયમ કરવાનાં છે. તેની સાથે કજીયા, કકાસ, છૈયા છોકરાં અને ઘરમાં મારાપણું કરવું નહિ. ”

આ ઉત્તર વાંચી આપણને એમ થાય છે કે તેઓ એમ માનતા લાગે છે કે, આપણે બોલીએ તે શાસ્ત્ર છે. આ સ્થળે તેઓ આગળ કહી ગયા છે તે સાંભરે છે કે “અજ્ઞાનીના રાગી બાળા-ભોળા જીવો અજ્ઞાનીએ કહ્યા પ્રમાણે ચાલે છે,”એ કથન પોતાના મંડળમાં તેમણે સાચુ પાડયું છે. જેમ તેઓ બીજાઓના મંડળમાં બાળાભોળા કહે છે, તેમજ તેઓના મંડળમાં તેવા અજ્ઞાની જીવો ન હોય તો તેઓની હા એ હા, ને ના એ ના, કેમ કહે? તેઓ કહે છે કે વ્રતનિયમ કરવાં, પણ છૈયાં છોકરાંમાં; ઘરમાં મારાપણું ન કરવું. ધારો કે તેમાં મારાપણુ લોકો કરે, એટલે તેઓનાં વ્રતનિયમો શુ જતાં રહ્યા? ગૃહાવાસમાં શ્રાવકો શું મારાપણું નથી કરતા! જો કરે છે તો તેઓને શું વ્રતનિયમો નથી હોતાં! તેઓ આ કંઈ

જાતિની રમતમાં લોકોને રમાડવા માગે છે? આનંદ, કામદેવ આદિ શ્રાવકો ઘરમાં રહ્યા છતાં વ્રતનિયમવાળા હતા કે નહિ! શું તેઓને જમીન મકાનમાં મમત્વભાવ નહિ હતો? શું તેઓને કજીઓ કંકાસ થતો નહિ હતો કે? જો થયો હોય તો તેઓ શ્રાવકો ખરા કે નહિ? જૈન શાસ્ત્રમાં કે મનુષ્યના વ્યવહારમાં જે પ્રવૃત્તિ ચાલતી હોય છે, તેથી બીજી રીતે બોલવું, તે તેઓની અપૂર્વ વાણી છે કે શું! તેઓ કહે છે કે સદ્દગુરૂની અપૂર્વ વાણી હોવી જોઇએ, એટલે તેઓ શાસ્ત્રમાં ન હોય તેવી અપૂર્વ વાણીનું દર્શન કરાવે છે, શાસ્ત્રમાં જેમ કહ્યું તેમ કરે તો તેમા અપૂર્વતા જણાતી નથી. તેઓ જ્યારે શાસ્ત્રથી કાંઇ જુદુંજ બતાવે છે, ત્યારે તેઓમાં લોકો અધિકતા જુએ છે, સંયોગ જોઇ કોઈ વ્યકિત, એક વસ્તુ–હકીકત પ્રચલિત હોય તેને ફેરફાર કરી બીજા રૂપમા મૂકે, ત્યારે લોકોને તે વસ્તુની નૂતનતા લાગે છે, અથવા રસિકતા લાગે છે, પણ તે વસ્તુ સત્ય છે, કે ઇમીટેશન–બનાવટી છે, તે વાર્તાનો ખ્યાલ કરવા સમાજને થોભવું આજે થોડુ પણ ગમતું નથી.

## [ પૃષ્ટ ૪૨૬ ] તપ વિષે બોધ.

તેઓ કહે છે:—

" તપ વિગેરે કરવા તે કાંઇ મહાભારત વાત નથી. માટે તપ કરનારે અહંકાર કરવો નહિ. તપ એ નાનામાં નાનો ભાગ છે. ભૂખે મરવું કે ઉપવાસ કરવા તેનું નામ તપ નથી માંહીથી શુદ્ધ અંતઃકરણ થાય, ત્યારે તપ કહેવાય; અને તેથી મોક્ષ ગતિ થાય. બાહ્ય તપ શરીરથી થાય. તપ છ પ્રકારે:-૧ અંતર્વૃત્તિ થાય તે. ૨ એક આસને કાયાને બેસાડવી. ૩ ઓછો આહાર કરવો તે. ૪ નીરસ આહાર કરવો તે ૫ વૃત્તિઓ ઓછી કરવી તે. ૬ આહારનો ત્યાગ તે. "

આ તેઓની અપૂર્વ વાણી! શાસ્ત્રકાર કહે છે, તેના કરતાં બીજે પ્રકારે કહેવું અથવા અવળા સવળું કહેવું, કે થોડું પણ મચરડવું, ને સાથે તેમાં પોતાનો સ્વછંદ ઉમેરવો તે. તેથી ઉત્સૂત્ર થાય છે કે નહિ,

તેનો ભય તેમના હૃદયમાંથી નિકળી ગયો છે એમ એમના અંકેક લેખ ઉપરથી સમજાય છે. તપ કરવો એ મહાભારત વાત નથી, તેમ એ નાનામાં નાનો ભાગ છે, આમ તેઓ જ્યારે કહે છે, ત્યારે આપણે પૂછીશું કે એવી વાર્તા શું શાસ્ત્રમાં કહી છે? શાસ્ત્રો કહે છે કે તપ એ અગત્યનો ભાગ છે, ને તેના સિવાય ભવ વન સાફ થતું નથી. તપ વિના કર્મોનો નાશ થતો નથી. તેઓ વળી એમ કહે છે કે ભૂખે મરવું કે ઉપવાસ કરવા તેનું નામ તપ નથી; ત્યારે શાસ્ત્રો બાહ્ય તપનાં છ પ્રકારમાં પ્રથમજ ઉપવાસ કરવાનું ને ભુખે રહેવાનુ કહે છે. ત્યારે શાસ્ત્રો સાચાં છે, કે તેઓ બોલે છે તે સાચુ છે? "માંહીથી અંતઃકરણ શુદ્ધ થાય તે તપ કહેવાય." તે શાસ્ત્રોક્ત આંતર તપ છે, તેની કોણ ના પાડે છે? પરન્તુ આંતર તપની ઉત્તમતા છતાં બાહ્ય તપને નિરૂપયોગી ગણી ફેંકી દઇ શકાય તેમ નથી. આગળ તેઓ છ પ્રકારે તપ ગણાવે છે, તેમા પણ તેઓ પહેલે ભેદે "અંતર્વૃત્તિ કરવી" એમ કહે છે ત્યારે શાસ્ત્ર પહેલે પ્રકારે ઉપવાસ કરવાનું કહે છે. શાસ્ત્ર સમજણપૂર્વક તપ કરવા-ભૂખે રહેવા મનુષ્યોને કહે છે, ત્યારે તેઓ અંતર્વૃત્તિ કરવા સૌથી પહેલું કહે છે. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે નહિ, પણ જ્ઞાનીની આજ્ઞા બહાર તેઓ બોલે છે. બીજાઓને તેઓ કહે છે કે જ્ઞાનીની આજ્ઞા બહાર જીવ વર્તે છે, તેથી કેવી રીતે તેનો નિસ્તાર થાય? ત્યારે તેઓને પોતાને માટે શું સમજવું?

## [ પૃષ્ઠ ૪૨૭ ] સતપુરૂષની ઓળખાણ શું?

કોઈએ પ્રશ્ન કર્યું છે કે-સત્ પુરૂષ કેમ ઓળખાય? તેઓ ઉત્તરમાં કહે છેઃ—

"સત્ પુરૂષો તેમનાં લક્ષણોથી ઓળખાય. સત્ પુરૂષોનાં લક્ષણોઃ- તેઓની વાણીમાં પૂર્વાપર અવિરોધ હોય; તેઓ ક્રોધનો જે ઉપાય કહે, તેથી ક્રોધ જાય; માનનો જે ઉપાય કહે, તેથી માન જાય; જ્ઞાનીની વાણી

પરમાર્થ રૂપજ હોય છે, તે અપૂર્વ છે. જ્ઞાનીની વાણી બીજા અજ્ઞાનીની વાણીની ઉપર ને ઉપરજ હોય. જ્યાંસુધી જ્ઞાનીની વાણી સાંભળી નથી, ત્યાંસુધી સૂત્રો પણ છાશ બાકળા જેવા લાગે. સદ્ગુરૂ અને અસદ્ગુરૂનું ઓળખાણ સોનાની અને પીતળની કંઠીના ઓળખાણની પેઠે થવું જોઈએ... તરવાનો કામી કોને કહેવાય? જે પદાર્થને જ્ઞાની ઝેર કહે તેને ઝેર જાણી મૂકે, અને જ્ઞાનીની આજ્ઞા આરાધે તેને તરવાના કામી કહેવાય."

તેઓના કથન પ્રમાણે સત્ પુરૂષત્વ, સદ્ગુરૂત્વ ને જ્ઞાનિત્વ જો હોય, તો વર્ત્તમાન કાળે તેઓમાંજ જણાય છે, કારણકે તેમણે જે લક્ષણો દર્શાવ્યા છે, તેવાં બીજે ક્યાં જણાય છે? તેઓ પ્રથમ એમ કહે છે કે સત્પુરૂષની વાણીમા પૂર્વાપર વિરોધ ન હોય આ લક્ષણ બરાબર હોય તો તેઓના લખેલા આ લેખોમા આપણને ઘણી જગ્યાએ વિરોધ બતાવ્યો છે, તે સ્પષ્ટસિદ્ધ છે, તેનું કેમ? એક જગ્યાએ તેઓ (૪૩૦ મા પૃષ્ટ પર) કહે છે કે સમકીતીને કેવળ જ્ઞાનની ઇચ્છા નથી; ત્યારે બીજી જગ્યાએ કહે છે કે આ કાળમા મોક્ષ નથી તેમ કહેવું તે પુરૂષાર્થને ઢીલો કરી નાંખે છે. એક સ્થળે વળી તેઓ કહે છે કે જૈનનું કેવળજ્ઞાન નથી જોઇતું ને મુક્તિપદ પણ નથી જોઇતું; ત્યારે બીજે વળી કહે છે કે અમને ક્ષાયક સમ્યક્ત્વ છે, એક ભવ આડો રહ્યો છે। જેને કેવળજ્ઞાન નથી જોઇતું, તેને ક્ષાયક સમ્યક્ત્વી થવાની શાને ધગશ ઉભી થઇ? પૂર્વાપર વાક્યોમાં વિરોધ જોવાની જેને તીવ્ર ઇચ્છા થાય, તેણે દ્વેપ વિના ને શાન્તપણે આખુ પુસ્તક "શ્રીમદ્ રાજચંદ્ર" વિચારી જોવું; અવશ્ય તેને ખબર પડશે કે એકજ પેરેગ્રાફમાં ઉપરની લીટીમા શું કહે છે ને નીચેની લીટીમાં શું કહે છે! ઉપરની લીટીમાં તેઓ કહે છે કે પ્રકાશક હવે જીવોના કલ્યાણ માટે બહાર આવશે, ત્યારે તેને કોઈ પુસ્તક વાંચવાની આવશ્યકતા નહિ રહે; બીજે સ્થળે કહે છે કે પ્રારબ્ધ કર્મથી નિવૃત્ત થવા જ્ઞાનીઓ ઇચ્છના

નથી ! એક સ્થળે કહે છે કે તૈયારી છે, નીચેની લીટીમાં કહે છે કે હજી વાર છે !

તેઓ કહે છે કે ક્રોધનો જે ઉપાય કહે તેથી ક્રોધ જાય. આ વાર્તા બરાબર હોય તો તેઓના કથન પ્રમાણે આજે કોઇ તેઓના જેવા જણાતા નથી. તેઓનો ઉપદેશ સાંભળવા ત્યારે કેટલાં બધા લોકો કે તેઓના અનુયાયીઓ તેઓની પાસે એકત્ર મળતા હશે ? તેઓએ તે વખતે ક્રોધ જવાનો ઉપાય બતાવ્યો હશે, તેમાંથી એકનો પણ ક્રોધ ગયો હોય એમ શું સંભાવના થાય છે કે ? ક્રોધને શમાવવો તે મનુષ્યની યોગ્યતા ઉપર આધાર રાખે છે, નહિ કે ઉપદેશકની યોગ્યતા ઉપર. તેમ નહિ તો શ્રી મહાવીરે ગોશાળકને શું ક્રોધ છોડવાનો ઉપાય નહિ બતાવ્યો હોય ? તો કાં ગોશાળકનો ક્રોધ ન ગયો ? તેમાં મહાવીરની અપૂર્ણતા સમજવી, કે ગોશાળકની અયોગ્યતા સમજવી ? મતલબ એ છે કે તેમણે જે લક્ષણ બાંધ્યું તેનો સંબંધ મળી શકતો નથી.

વળી તેઓ કહે છે કે--જ્ઞાનીની વાણી સાંભળી નથી ત્યાંસુધી સૂત્રો પણ છાશ બાકળા લાગે છે ! જ્ઞાનીની વાણીથી સૂત્રમાં સ્વાદ આવે છે ! જ્ઞાનીની કે માલ વેચનારની કિમ્મત તેઓ વધારે આંકે છે, પણ માલની કે જ્ઞાનની કિમ્મત તેઓ ન આંકતાં હોય એમ જણાય છે. આ વાર્તા એક વાર આપણે માની લેઇએ, પણ આપણે જાણીએ છીએ કે એક ગામડીયો શહેરોના બજારમાં ઘણો કિંમતી માલ વેચતાં વેચનારને જુએ છે, માલ પણ તે જુએ છે; પણ તેને કિમત નથી વેચનારની કે નથી કિંમત માલની; ત્યારે શું એમ કહી શકાશે કે માલ ઉંચો નથી કે માલ વેચતાં નથી આવડતો ? વસ્તુ એ છે કે, તેમાં ગ્રાહકનીજ યોગ્યતા નથી. સૂત્રો છાશ બાકળા લાગે છે, તે તેના અભ્યાસનું પરિણામ છે. વસ્તુને વેચનારની કિમ્મત અનભ્યાસીઓ--અભણ મનુષ્યો કરી શકતા નથી. અનભ્યાસીઓ આજે

જનતામાં કે થોડા મંડળમાં વ્યાખ્યાન આપનારનું માત્ર દમમાર વક્તૃત્વ જોઈ અંજાઇ જાય છે, ને તેની ઘણી પ્રશંસા તેઓ કરે છે; એથી કરી એમ સમજી નહિ જવું જોઈએ કે વક્તા હુંશિયાર છે, તેથી શ્રોતાઓ ખુશ થાય છે. માત્ર શ્રોતાને તેની પ્રકૃતિની હબ છબ ગમતી આવે છે, એટલે તે તેને પ્રભુ તુલ્ય પણ માની લે છે. તેની પ્રકૃતિને રસ ન આવે તો પ્રભુવત્ હોય તો પણ તે તેને પથ્થરની જેમ માની લે છે. શ્રી મહાવીર સંપૂર્ણ જ્ઞાની હતા, છતાં ઘણાને તેઓના જ્ઞાનનો રસ નથી આવ્યો. જમાલી જેવાને પણ તેમના વિચારો ગમ્યા નથી. તેમનાં સૂત્રો ગમે તેટલાં ઉંચાં છતાં જમાલીને ગમ્યાં નથી. તો શું મહાવીર જ્ઞાની નહિ હતા કે ? ગોશાળક તેવો જ્ઞાની નહિ હતો, છતાં તેના સેવકો તેને સર્વજ્ઞ કહેતા હતા. જ્ઞાની હોય તો તેની વાણીમાં શ્રોતાઓને મીઠાશ આવે છે, તેમ એકાંત કહી શકાયજ નહિ.

### [ પૃષ્ટ ૪૨૮ ] આ કાળમાં મોક્ષ નથી.

તેઓ કહે છે કેઃ—

" જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ નામના જૈન સૂત્રમાં એમ કહ્યું છે કે આ કાળમાં મોક્ષ નથી. આ ઉપરથી એમ ન સમજવું કે મિથ્યાત્વનું ટળવું અને તે મિથ્યાત્વ ટળવા રૂપ મોક્ષ નથી, મિથ્યાત્વ ટળવારૂપ મોક્ષ છે; પણ સર્વથા એટલે આત્યંતિક દેહરહિત મોક્ષ નથી."

૪૧૨ પૃષ્ટ પર તેઓ લખે છે કેઃ—

" અજ્ઞાનીઓ આજે કેવળ જ્ઞાન નથી, મોક્ષ નથી, એવી હીનપુરૂષાર્થની વાતો કરે છે."

જંબૂદ્રીપ પ્રજ્ઞપ્તિમાં મોક્ષ નથી એમ તેઓ પોતે લખે છે, ને ઉપર વળી લખે છે કે તેવી અજ્ઞાનીઓ વાતો કરે છે. તો જંબૂદ્રીપ પ્રજ્ઞપ્તિ સૂત્રને આપણે અજ્ઞાની કહીશું કે કોને અજ્ઞાની કહીશું ? ઉપર તેઓ લખી ગયા છે કે જેની વાણીમાં વિરોધ ન હોય તેને

સત્પુરૂષ કહેવા; તો આ વિરોધ ખરો કે નહિ? તેઓ કહે છે કે જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂત્રમાં મોક્ષ નથી, એટલે આત્યંતિક દેહરહિત મોક્ષ નથી; પણ મિથ્યાત્વના ટળવારૂપી મોક્ષ છે. હવે સૂત્રો જ્યારે સાફ ના પાડે છે, ત્યારે તેઓ માન્ય કરે છે કે મોક્ષ નથી. પરંતુ મિથ્યાત્વના ટળવારૂપી જે બીજા પ્રકારનો મોક્ષ તે તો આ કાળમાં છે જ! આનુ નામ વાણીચાતુર્ય.

## [ પૃષ્ટ ૪૨૮ ] ચૌભંગી.

"શાસ્ત્રમાં અભવ્યના તાર્યા તરે એમ કહ્યુ નથી. ચોભંગીમા એમ અર્થ નથી. ઢુંઢીયાના ધરમશી નામના મુનિએ એની ટીકા કરી છે. પોતે તર્યા નથી ને બીજાને તારે છે, એનો અર્થ આંધળો માર્ગ બતાવે તેવો છે. અસદ્ગુરૂઓ આવાં ખોટા આલબન દે છે,"

જ્યારે શ્રીમદ્ ઉપર મુજબ કહે છે, ત્યારે ચોભંગીને બરાબર સૂત્રના કથન પ્રમાણે તેઓએ સમજાવી હોત તો શું ખોટું હતુ? અભવ્યના તાર્યા તરે નહિ એ વાર્તા સાચી હતી, તો શામાટે સૂત્ર-માંના ઉલ્લેખો ટાંકી બતાવ્યા નહિ? મોઢેથી ગમે તેમ બોલી જવું તે તો સૌને આવડે છે. આ વાર્તા પહેલાં તેઓ લખી ગયા છે, ને એજ વિષયને આ સ્થળે ફરી તેઓએ ચર્ચ્યો છે, છતાં મૂળની વાર્તા નથી કરતા, તે ઉપરથી કોઇ પણ સમજી જશે કે તે તેઓનું કથન સત્ય કે સાધાર નથી. આપણે અત્ર અભવ્યના તાર્યા તરે એ સિદ્ધ કરવાનું નથી, પણ શાસ્ત્રકારોએ મનુષ્યસ્વભાવ-વસ્તુસ્થિતિનું જે સ્વરૂપ સમજાવ્યું છે, તેજ અત્ર સમજવાનું છે. આ ચોભંગીમાં માત્ર બીજા ભંગની વાર્તા વિષે વિવાદ છે; આ વાર્તા સંબધી વધારે વિવેચન પ્રથમ આવી ગયું છે. સહુજ વાતો એ છે કે એક પુરૂષ બીજે ભંગે એવો છે કે પોતે તરતો નથી, પણ બીજાને તારે છે. આજે જગતમાં જ્ઞાનીઓએ તેવા કંઇ દાખલાઓ જોયા છે, જેમકે, પોતે ત્યાગી થાય, પણ બીજાને તે ત્યાગી કરતો નથી. ત્રીજે પુરૂષ

એવો છે કે, પોતે ત્યાગી ન થાય, ને બીજાને ત્યાગી કરે છે. ત્રીજો પુરૂષ પોતે ત્યાગી થાય છે ને બીજા અનેકને ત્યાગી બનાવે છે. ચતુર્થ પુરૂષ પોતે ત્યાગી થાય નહિ, ને બીજાને કરે નહિ. શ્રીમદ્ અભવ્યના તાર્યા તરે તે વાતની ના કહે છે, જેમ આંધળો પોતે માર્ગ સમજે નહિ ને બીજાને માર્ગ દર્શાવે નહિ તે વાર્તા આપણે ચતુર્થ ભંગમાં લેઈએ, પણ બીજો ભાંગો છે, તેને માટે કોઇ વ્યક્તિ જોઇએ કે નહિ? પોતે તરે નહિ, વા ત્યાગી થાય નહિ, વા સમજે નહિ, પણ બીજાને તારે, ત્યાગી કરે, ને સમજાવે એવો ભેદ–ભંગ–વિકલ્પ પ્રભુએ ચતુર્ભંગીમાં કહ્યો છે, તો તેનો સ્વામી, માલેક કે જગ્યાપૂરક કોઈ હોવો જોઈએ કે નહિ? તેઓ તો ના પાડી ઉભા રહ્યા. જો ના પાડવી હતી, તો જરૂર એ સ્થળના માલેકનો ખુલાસો કરવો જોઈતો હતો. તે ખુલાસો તે કરતા નથી, ને ઢુંઢીયાના ધરમશી નામના મુનિએ કહ્યું છે, તે ખોટું છે. એમ કહેતા વાર લગાડતા નથી; પણ ચતુર્ભંગીનો એક પણ ભંગ પૂર્ણ કરી શક્યા નથી, એજ એ ચોભંગીની તેમની વાસ્તવિક સમજની ખામી બતાવે છે.

પહેલા ભંગ ને ત્રીજા ભંગનો વિવાદ નથી; ચતુર્થ ભંગમાં એવા જીવો છે, કે જે પોતે તરતા નથી, ને બીજાને તારતા નથી; ત્યારે બીજો ભંગ એવો છે, કે જેને માટે વિવાદ ચાલી રહ્યો છે. એ સાફ સમજાય તેવો પ્રકાર છે. આજે જગત્માં ઘણા જીવો છે, કે જે બીજાને કમ્મર કસી બોધ આપી રહ્યા છે. પોતાનું તદ્દન પોલું હોય છે, ને બીજાને ડાહી ડાહી શિખામણો આપે છે. એ ભંગો જોવા આપણે કયાં બીજે સ્થળે જવું છે! એ પ્રકાર આજે જૈન-વર્ગમાં ને બીજે પણ જણાય છે. જૈન વર્ગમાં ઘણા તત્ત્વનો અભ્યાસી વર્ગ છે, જે સાફ સમજે છે; પણ તે વર્ગ સુખમાં એટલો લીન જણાય છે, કે પોતાને માટે તેને કાળજી જણાતી નથી, આમ છતાં

કદાચ કોઈ જિજ્ઞાસુ જીવ વા મુમુક્ષુ જીવ તેઓની પાસે જાય, તો તેઓ એવી બુદ્ધિથી ને સુઘટિત રીતે સમજાવે છે કે શ્રોતા તેમને વિષે અત્યંત અચંબો પામે છે, ને તે ત્યાં માની બેસે છે કે આ પુરૂષ જેવો કોઈ બીજો જ્ઞાની નથી. આમ તે તેની પ્રશંસા કરવામાં ડુબી જાય છે, પણ શ્રોતાને ખબર નથી કે આ તો માત્ર ઉપદેશક છે. બીજાને સમજાવનાર છે. અંતરમાં તદ્દન ખાલી છે! પણ તે તેમની વાણીમાં અત્યંત મુઝાઈ ગયેલો છે તેથી વાણીમાં કોઈ નવીનતા, અપૂર્વતા તેને લાગે છે. તે વખતે તેને શ્રાવકધર્મ કે મુનિધર્મ આદરવાનો પ્રેમ આવે, તો શું તે ધર્મ સ્વીકારે એમ નથી બની શકતુ? જો કે ઉપદેશક સુખની લાલસાને લીધે એક પણ વ્રત આદરવાને ખુશી નથી, પણ શ્રોતા તેની વાણી સાંભળી શું વ્રત અંગીકારી સંસારને ત્યજતો નથી? એવા વર્ગના મનુષ્યોમાં કેટલાક સારા અભ્યાસી હોય છે, કેટલાક ક્રિયાદક્ષ હોય છે, કેટલાક આચારનિપુણ હોય છે, પણ તેઓનું અંતર તો જ્ઞાનીઓ જાણે છે; છતાં આપણે જોઈએ છીએ, કે તેઓ બીજાને સમજાવવા તથા વૈરાગ્યનો રંગ બતાવવામાં બાકી રાખતા નથી. મનુષ્યો ખુશ થાય તેમ કરવા તેઓ ચાહે તેટલું કરે છે, પણ હૃદય તો તદ્દન કોરૂં હોય છે, આવી સ્થિતિ માત્ર ત્યાગી વર્ગ ભોગવે છે, એટલું જ નથી, ગૃહસ્થવર્ગ ને મઠ કે આશ્રમ બાંધી રહેનાર અનેકો આ પ્રકારને સેવી રહ્યા હોય છે. આ ઉપદેશકો ભવ્ય હોય કે અભવ્ય હોય પણ શ્રોતાઓ તો તેમનાથી રંજીત થાય છે.

હવે આપણે એકજ માત્ર દાખલો લેઈએ. શ્રીમદ્ કોઈ વખતે ઉપદેશ આપતા હોય અને તેમાં બ્રહ્મચર્ય વિષે વાર્તા નીકળે, અને તે ઉપર તેઓશ્રી બહુ ભાર મૂકે. વૈરાગ્ય આવે તેવી રીતે અબ્રહ્મચર્યની અશુચિ જણાવી, અનુકંપા આવે તેમ જીવહિંસા વિષય સમજાવવામાં આવે. તે વખતે ભાવિક પ્રેમી ધર્માનુરાગી હોય તે

તુર્તજ ઉભો થઈ બ્રહ્મચર્યવ્રત સ્વીકારે કે નહિ ? કોઈ ઉપર તે વખતે વાણીની એવી અસર થાય કે નહિ ? ધારો કે કોઇએ વાણીમાં ભિંજાઇ જઇ વ્રત આદર્યું. શ્રીમદે પોતે બ્રહ્મચર્યવ્રત પાલન કર્યું નહિ, એટલે પોતે ખાલી રહ્યા; પણ બીજાને અસર થાય છે. જો આપણે એમ માનીએ કે તેઓને પોતાને વ્રત નથી, તો બીજાને અસર નહિ થાય; તો પછી આપણે બીજું પ્રશ્ન એ કરીએ કે તેઓ જ્ઞાની તરીકે ગણાય છે, તો તેમના કહેવાથી ભક્તજનમાં તે ગુણ આવવો જોઇએ; એટલે તેઓના કથન પ્રમાણે જે પોતામાં નથી, ને બીજાને અસર થાય છે, તો તે ચતુર્ભંગીના બીજા ભંગમાં આવી શકે છે; ને જો પોતે ખાલી છે તો બીજાને અસર ન થાય એમ સિદ્ધ કરે છે તો તેઓએ પોતે જ્ઞાની તરીકે સમાજમાં પ્રસિદ્ધિ મેળવી છે અને તેની વાણીની અસર થવી જોઈએ એ વાર્તા તેઓ કહે છે. તે વાર્તા ખોટી પડે છે. એટલે તેઓ જુદે જુદે સ્થળે જે બોલ્યા છે, તે તેઓના આ કથન ઉપરથી સત્ય છે કે અસત્ય છે, તે સમજી જવાશે.

તેઓ લખી ગયા કે પોતે તર્યા નથી ને બીજાને તારે છે, તેનો અર્થ આંધળો માર્ગ બતાવે તેવો છે; ઢુંઢીયાના ધરમશી નામના મુનિએ એ અર્થ કર્યો છે; અસદ્દગુરૂઓ આવાં ખોટાં આલંબન દે છે. આ લખ્યા ઉપરથી એમ લાગે છે, કે તેમને આ અર્થથી બહુ દુઃખ થયું હશે શ્રીમાન્ ધર્મસિંહજી દીક્ષિત થયા ન હોત, ને સંસારમાં રહી લોકોને બોધ આપતા હોત, ને લોકોને કહેતા હોત કે અભવ્યના તાર્યા જીવો તરે છે, તો તો એમ પણ કહી શકાત કે સંસારમાં રહી સદ્દગુરૂ થવાની લાલસા તેમને વધી પડી હશે અને તેથી તેઓ આવાં ઓઠાં લે છે; પણ એ તો વાર્તા જાણીતી છે કે તેઓએ સદ્દગુરૂ થવાને બહાને એવાં ખોટાં આલંબન લીધાં નથી. જેને સંસારમાં રહી સદ્દગુરૂ થવું છે, તે મનુષ્ય ગમે તેમ બોલે, ને ગમે તેમ આલંબન લે, પણ ધર્મસિંહજી તો મહાપુરૂષાર્થ કરી, ગમે

તેવા સખ્ત સાંપ્રદાયિક બંધન છતાં સંસાર છોડી દઈ પંચ મહાવ્રતનું પાલન કરવા નિકળી પડયા હતા; નહિ કે ગૃહમાં રહી મોટી મોટી બડાઈઓ હાંકી, સમકિત સદ્‌ગુરૂ ને મોક્ષની વાર્તાઓ કરી, વર્તનમાં કંઇ પણ નહિ મૂકી સદ્‌ગુરૂ થવા, સાધુમાત્રને અસદ્‌ગુરૂ કહી સંસારના સુખતરૂની શીતળ છાંયા તળે બેસી રહ્યા હતા. શ્રીમદ્ કહે છે કે જ્ઞાનીની વાણી વિના સૂત્રો છાશબાકળા લાગે છે, તો આજે તેઓ જેવા જ્ઞાનીથી શું પરિણામ આવ્યું છે ? સદ્‌ગુરૂ થયાથી પણ આજે શું વિશેષ જણાય છે ? તેમના અનુયાયીઓમાં એક પણ મહાવ્રતધારી સાધુ નથી, એક પણ બાર વ્રતધારી શ્રાવક હોવાની ના કહે છે, એટલુંજ નહિ પણ તેઓમાંનો એક પણ દૃઢ સમ્યકત્વી હોવાની હા કહેતો હોય એમ જણાતું નથી. જેઓ ત્યાગી હતા, તેઓ શ્રીમદ્‌ની વાણીથી આજે છેક તળીએ બેઠા છે. શ્રીમદે સદ્‌ગુરૂની વ્યાખ્યા કરી, પણ તેઓ જો સદ્‌ગુરૂ હોત તો તેમના સેવકો ઉંચે જવા જોઈએ કે નીચે જવા જોઇએ ? આજે એ કોયડો ઉકેલવા જેવો છે. આજે તેમના અનુયાયીઓ આચાર, ત્યાગ વૈરાગ્યમાં અંધ-સ્થિતિમાં જતા હોય એમ જણાય છે. તેઓના સેવકો, કહે છે કે ચતુર્થ પંચમ જીવસ્થાનકની વાર્તા શું કરો છો, હજી પહેલા જીવસ્થાનકે આવીએ તોય ઘણું છે. તેઓના સેવકો કેટલા અજ્ઞાનમાં છે, તેનો એક દાખલો કહીએ. તેઓ એમ બોલે છે કે પહેલું ગુણસ્થાનક પણ હજી જીવને આવ્યુ નથી. આ બધાઓ પહેલા ગુણસ્થાનકથી નીચે છે, કારણ કે પહેલા ગુણસ્થાનકમાં આવીએ એવા ગુણો હજી ક્યાં આવ્યા છે ? એટલે કે ગુણ આવે તો ગુણસ્થાનક પહેલું પણ આવે; પણ કોઇ જાતિનો ગુણજ હજી અમારામાં આવ્યો નથી ! ગુણ હોય ગુણ સ્થાનકમા હોય, એવું માની પોતાને હજી કેટલાંક નિર્ગુણી ધારે છે !

### [ પૃષ્ઠ ૪૨૯ ] પ્રત્યક્ષ જ્ઞાની.

તેઓ જણાવે છે કે—

"શાસ્ત્રમાં કહેલ મહાવીર સ્વામીની આજ્ઞાથી દરેક જીવ વર્ત્તે, તેવા પ્રકારના જીવો હાલમાં નથી. માટે પ્રત્યક્ષ જ્ઞાની જોઇએ કાળ વિકરાળ છે. કુગુરૂઓએ લોકોને અવળો માર્ગ બતાવી ભૂલાવ્યા છે, મનુષ્યપણું લૂંટી લીધું છે, એટલે જીવ માર્ગમાં કેમ આવે? ... ... ... ... ... ... ..."

આજે સૂત્રો પ્રમાણે ચાલે તેવા જીવો તેઓના કથન પ્રમાણે નથી; એટલે આ વખતે લોકોએ પ્રત્યક્ષ જ્ઞાનીની શોધ કરવી જોઇએ, અને તેઓના કથન પ્રમાણે ચાલવુ જોઈએ; આજના કુગુરૂઓએ તો તે જીવોને અવળે માર્ગે ચડાવી દીધા છે, એટલુંજ નહિ પણ બીચારાઓનુ મનુષ્યપણું પણ તેઓએ લૂંટી લીધું છે! આજના જીવો ઉપર જૂલ્મ કરનાર આવા કુગુરૂ ઉપર તેઓને દયા છૂટે છે; એટલે સદ્‌ગુરૂ તો તેઓ માત્ર એક જ છે, ને પ્રત્યક્ષ જ્ઞાની પણ તેઓ વિના આજે કોઈ જણાતા નથી! એમ તેઓ અનેક વખત આગળ પાછળ લખી ગયા છે, આ પૂર્વે પણ જ્ઞાન, દર્શન ને ચારિત્રની વાર્તા કર્યા પછી તેઓ કહે છે કે—"આત્મા ને સદ્‌ગુરૂ એકજ સમજવા." એક આત્મા છે, ને સદ્‌ગુરૂ પણ એકજ છે.

મતલબ એ છે કે આ કાળ વિકરાળ છે, કુગુરૂઓ ઘણા છે; તેમાં સદ્‌ગુરૂ, સત્‌ પુરૂષ, જ્ઞાની, હોય તો તેઓ પોતે એકજ છે. આજે તેઓની આવશ્યકતા લોકોએ જાણવી જોઈએ, એમ તેઓનું કથન સાફ સાફ છે. તેઓને જ્ઞાની સદ્‌ગુરૂ વિગેરે થવાનો ખૂબ ઉમંગ છે. પ્રત્યક્ષ જ્ઞાની હોવાનો પણ કાંઈ ઓછો ઉત્સાહ નથી. સૂત્રો પ્રમાણે લોકો ચાલે તેમ નથી, તેથી પ્રત્યક્ષ શાસકની જરૂર છે; એટલે સાક્ષાત્‌ જીવોના શાસ્તા થવાની પણ તેમની ઇચ્છા જણાય છે. પણ મહાવીર, સુધર્મા, વિગેરે શાસનના શાસક થયા હતા, તેઓ તો ત્યાગી હતા, તેમ શ્રીમદે ત્યાગી થઈ એ લક્ષ્ય બાંધવું ઇષ્ટ હતું પણ આમ વાર્તા કરવાથી શાસક થઈ શકાતું નથી. શ્રીમદ્‌ તો આજનાં શાસ્ત્રો કરતાં વધી જવા ઇચ્છે છે! અને

લોકોના પ્રત્યક્ષ જ્ઞાની થવા ઇચ્છે છે! પ્રત્યક્ષ જ્ઞાની થવા ચાહતો હોય તેની પાસે પ્રત્યક્ષ જ્ઞાન હોવું જોઇએ. આજના જૈન વર્ગમાં અને આ પંચમ કાળ પૂર્ણ થાય ત્યાંસુધીમાં જેટલી શાસ્ત્રોની કિમ્મત છે. તેટલી તો શું, પણ તેના કેટલાએ અંશે આજના કયા પુરૂષની કિમ્મત છે? આજના સાધુઓ જેને તેઓ કુગુરૂ કહે છે, તેઓ ઘણી ભૂલો કરતા હોય (તેનો થોડો પણ બચાવ નથી) પણ તેઓ શાસ્ત્ર ઉપર પગ મૂકી ચાલતા નથી, ત્યારે શ્રીમદ્ તો સ્થળે સ્થળે શાસ્ત્રને પાછળ મૂકીને પોતાનાં વચનોને આગળ કરતા હોય છે.

## [ પૃષ્ઠ ૪૩૦ ] ભગવાન.

પહેલા પેરામાં તેઓ લખે છે કેઃ—

"ભગવાન્ માણસ જેવા માણસ હતા. તેઓ ખાતા, પીતા, બેસતા, ઉઠતા, એવો ફેર નથી. ફેર બીજો જ છે. સમોવસરણાદિના પ્રસંગો લૌકિક ભાવના છે, ભગવાનનું સ્વરૂપ એવું નથી. ભગવાનનું સ્વરૂપ સાવ નિર્મલ આત્મા સંપૂર્ણજ્ઞાન પ્રગટયે છે તેવું છે. સંપૂર્ણ જ્ઞાન પ્રગટે તેજ ભગવાનનું સ્વરૂપ. વર્તમાનમા ભગવાન્ હોત, તો તમે માનત નહિ. ભગવાનનું મહાત્મ્ય જ્ઞાન છે..........જેમ ભગવાન્ વર્ત્તમાન હોત અને તમને બતાવત, તો માનત નહિ, તેમ વર્ત્તમાનમાં જ્ઞાની હોય તો મનાય નહિ. સ્વધામ પહોંચ્યા પછી કહે કે એવા જ્ઞાની થવા નથી. પછવાડેથી જીવો તેની પ્રતિમાને પૂજે પણ વર્ત્તમાનમાં પ્રતીત ન કરે. જીવને જ્ઞાનીનું ઓળખાણ વર્ત્તમાનમાં થતું નથી."*

તે લખે છે કે ભગવાન્ માણસ જેવા માણસ હતા, ને સમોવસરણાદિક તો લૌકિક ભાવના છે; ભગવાનનું સ્વરૂપ સંપૂર્ણ જ્ઞાન પ્રગટે તેજ ને ભગવાનનું માહાત્મ્ય તો જ્ઞાન છે;' એટલે તેઓ કહે છે કે ભગવાન્ સમવરણાદિકથી ભગવાન નથી, પણ ભગવાનને સંપૂર્ણ જ્ઞાન હોવું જોઈએ, તોજ તે ભગવાન થઇ શકે છે. જેમ

* સંશોધક લખે છે કે—આ વિચારો શ્રીમદે પોતાને ઉદ્દેશીને લખ્યા સંભવે છે.

આજે જ્ઞાની હોય ને તેની ઓળખાણ થતી નથી, તેમ આજે ભગવાન્ હોય ને તેઓ કાંઈ બતાવે, તોપણ લોકો માને નહિ! જ્ઞાની તરિકેનો શ્રીમદ્નો દાવો છે એ આપણે જાણીએ છીએ. કદાચ કોઈને તે વિષે શંકા રહેતી હોય, તો સંશોધકે લખ્યું છે કે આ પોતાને ઉદ્દેશીને લખ્યુ છે. તેઓ કહે છે કે ભગવાન્ માણસ હતા, ખાતા પીતા, બેસતા, ઉઠતા, અને તેઓ પણ તેમજ કરે છે. વિશેષ એ કે ભગવાનને સમવસરણાદિક (અતિશય) થતા હતા. ત્યારે તેમણે કહ્યું કે તે તો લૌકિક પ્રસંગો—ભાવના છે; એટલે એ વાર્તા ઉડી ગઈ! ત્યારે ભગવાનમાં મુખ્ય ગુણ રહ્યો—જ્ઞાન. તે જ્ઞાન તો તેમનામાં છે, એમ તેઓનું કથન છે. ભગવાનનો ગુણ ત્યાગ, અપૂર્વ ત્યાગ, સર્વ જીવો પ્રતિ સંપૂર્ણ અભયદાન, આવા ગુણોની વાર્તા તેઓ ભગવાનના લખાણમાં લેતા નથી, કારણકે તેઓ તેમાંનું કાંઈ પણ કરી શકતા નથી! એટલે તેઓ ધીમે ધીમે, પગલે પગલે, આગળ વધવાની આશા રાખતા હોય એમ લાગે છે. છેવટે તેઓ ભગવાન્ તરીકે જનતામાં ઓળખાવા ઇચ્છતા હોય તેમ પણ લાગે છે. આજે તેઓના અનુયાયીઓ તો તેમને ભગવાનજ માને છે, પૂજે છે, એટલુ જ નહિ પણ ભગવાન કરતાં પણ અધિક તેમને તેમના સેવકો માને છે.

તેઓ પોતે લખે છે કે વર્ત્તમાનમાં જ્ઞાનીની કિમ્મત થતી નથી, પણ અહીંથી ગયા પછી લોકો જ્ઞાનીની પ્રતિમાને પૂજે છે. હૃદયમાંથી પૂજાની લિપ્સા—સન્માનની કાંક્ષા તેમના લેખો ઉપરથી જણાઈ આવે છે, જોકે તેઓએ બીજાઓને તેમ કરતાં ધિક્કાર્યા છે તેઓ કવિતામાં બોલ્યા છે કે—

" ન હોય પૂજાદિકની કામના રે
ન હોય વહાલું અંતર ભવદુખ;
મૂલ મારગ સાંભળો જિનનો રે, "

આ રસ તેઓએ ગાયો છે પણ માન—પૂજાની કાંક્ષા છૂટી નથી. કદાચ લોકોને રસ પડે, તો ભલે મહાત્મા તરીકે તેઓને ઓળખે, પણ સ્થળે સ્થળે જ્ઞાનીરૂપે ભગવાન તરીકે તેઓ પોતેજ લખોમા લખી ગયા. છે આજે કોઇ મનુષ્ય પોતાને જ્ઞાની તરીકે કે મહાત્મા તરીકે કે ભગવાન તરીકે પ્રશંસે તો લોકો તેને માટે કેવો મત બાંધે વારૂ?

જૈન દર્શનના સિદ્ધાંત તરીકે તો તેઓ ભગવાન નથી જ કારણકે તેઓ પોતે કહી ગયા છે કે આજે મોક્ષ નથી, તેમ એક ભવ આડો રહ્યો છે, એટલે કેવળ જ્ઞાન તો નથી જ. ત્યારે મનઃપર્યવ જ્ઞાની તેઓ છે શું? તેમ પણ નથી, કારણ કે સાધુ થયા સિવાય મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થતું નથી, અને તેઓ સાધુ થયા નથી. ત્યારે શું અવધિજ્ઞાન તેઓને છે? તે પણ નથી. અવધિજ્ઞાની હોય, તે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર, ઉર્ધ્વ, ને અધઃ એ ૭ દિશામાં અમુક હદ સુધી ચર્મચક્ષુની સહાય વિના કંઇ પણ જોઇ શકે છે. તેઓ એ રીતે કંઇ પણ જોતા હોય, તેવું જ્ઞાન તેમના લેખમાંથી નિકળતું નથી. તેઓને મતિ-શ્રુત જ્ઞાન હોય, તેથી જ્ઞાની ગણાવા માગતા હોય તો ના નથી. તેમને શ્રુત જ્ઞાન હોય, તોપણ આપણે ઉપર જોઇ ગયા, તેમાં ઘણે સ્થળે તેઓ સૂત્રમાં નથી તેવું કહી નાંખે છે, અને અનેક સૂત્રનાં પ્રમાણો આપે છે, તે પણ તેમા હોતાં નથી. તો પછી તેમનું સૂત્રજ્ઞાન કેવું સમજવું? મતિ જ્ઞાનમાં તેઓની ઇન્દ્રિયો ને મન ઘણાં સારાં હોય તો, એ સંભવિત છે, પણ 'જ્ઞાની' લેખાવા જોગ શાસ્ત્રોક્ત જ્ઞાન તેમનામાં દેખાતુ નથી.

**[ પૃષ્ઠ ૪૩૦ ] સમકીતીને કેવળની ઇચ્છા ન હોય**

તેઓ કહે છે કે "સમકીતીને કેવળ જ્ઞાનની ઇચ્છા નથી." સમકીતીને કેવળ જ્ઞાનની ઇચ્છા ન હોય, ત્યારે તેને ઇચ્છા શેની હોય? સમકીતી જીવો સંસારના સુખની ઇચ્છા રાખતા હશે શું? સંસારસુખની ઇચ્છા રાખે અને કેવળજ્ઞાનની ઇચ્છા ન રાખે તો એ સમકીતી જીવ કહેવાય ખરો કે?

## [ પૃષ્ટ ૪૩૦ ] અજ્ઞાની ગુરૂ

તેઓ લખે છે કેઃ—

" અજ્ઞાની ગુરૂઓએ લોકોને અવળે માર્ગે ચડાવી દીધા છે. અવળું ઝલાવી દીધું છે, એટલે લોકો ગચ્છ, કુલ આદિ લૌકિક ભાવમાં તદાકાર થઈ ગયા છે. અજ્ઞાનીઓએ લોકને સાવ અવળો જ માર્ગ સમજાવી દીધો છે. તેઓના સગથી આ કાળમાં અંધકાર થઇ ગયો છે..........."

પ્રભુ શ્રી મહાવીર જેવા સંપૂર્ણ વીતરાગ ને સંપૂર્ણ જ્ઞાની જેમ બોલે તેમ તેઓ બોલે છે; પણ જેઓ પોતાનું અજ્ઞાન રાખી રહ્યા નથી, તે પોતાના સમાજને જ્યારે ઉંધે રસ્તે દોરી રહ્યા છે ત્યારે તેઓ આવી ડાહી ડાહી વાર્તાઓ કરે છે, તે તો "ઘેલી સાસરે જાય નહિ ને ડાહીને શિખામણ આપે" તેવો ઘાટ તેઓ કરે છે! તેઓ-નાજ સેવકો આજે પોતાના જ વાડાના મમત્વમાં કેટલા રંગાઇ ગયા છે, તે તેઓશ્રી આવીને જુએ, તો તેમને સમજાય। તેઓ પોતે એમ માનતા હોય કે અમે સારૂં સમજ્યા છીએ, પણ સૂત્રથી વિરૂદ્ધ વાર્તાઓ ને વિચારો તે ચલાવી રહ્યા છે, તે માટેની જોખમ-દારી તેઓને શિરે નથી શું? આજે સૌ કોઇ પોતે પોતાને પ્રશંસે છે ને સામાને નિંદે છે. એની વચ્ચે સમાધાન માટે માત્ર આજે જિનાગમો છે. જિનાગમથી કહી બતાવો કે અમુક ગુણો અજ્ઞાની ને કુગુરૂઓના છે, ને અમુક ગુણો જ્ઞાની ને સદ્દગુરૂઓના છે. માત્ર મોઢેથી જેમ આવે તેમ હાંકવું, તેનો અર્થ શું? તેઓ કહે છે કેઃ- "તેઓના સંગથી આ કાળમાં અંધકાર થઇ ગયો છે." આ સ્થિતિ કેટલેક અંશે બરાબર છે, પણ તેઓએ લોકોને જો કંઇક સમજાવી ઉચ્ચ કોટિમાં મૂક્યા હોત, તો તે કથન ન્યાયશીલ હતુ. લોકો ઘણા અધઃસ્થિતિ પર આવી ગયા છે. દુઃષમ કાલનો પ્રભાવ કહો કે લોકોની નિર્બળતા વા પુરૂષાર્થની મંદતા સમજો, પણ અંધ-કાર કે હાહાકાર આજે જૈન દર્શનમાં દેખાય છે. વિશેષ દુઃખ એ છે કે એ અંધકારનો તેઓએ ઘટાડો કર્યો નથી, પણ બદલામાં

તેઓએ વધારો કર્યો છે. લોકો ઠીકઠીક ત્યાગમાં, આચારમાં, ક્રિયામાં હતા, તેઓને અંતરની પ્રકૃતિની વાર્તાઓ કરી, કષાયની મંદતાની વાર્તાઓ કરી, મૂલ માર્ગ-મધ્યમ માર્ગમાં હતા તેમાંથી તેઓને ખસેડયા છે. કષાયની મંદતા કરવી હતી, ને અંતરની અજ્ઞાનતા ઘટાડવી હતી, તે તો તેઓ કરી શકયા નહિ; બદલામાં તેઓના અનુયાયીઓ તે પ્રકૃતિમાં મજબૂત થયા, ને ત્યાગથી ખસી ગયા. પછી અજ્ઞાની ગુરૂઓએ અંધકાર કર્યો, કે ગુરૂઓને અજ્ઞાની કહેનારે અંધકાર કર્યો ? આજે જૈન માર્ગમાં અંધકાર છે, ઉદ્યોત નથી; તેમાં તે ગુરૂઓ ભાગીદાર છે, કે સર્વ જીવો પોતપોતાની ઇચ્છા પ્રમાણે વર્તી રહ્યા છે તેઓ જોખમદાર છે, તેનો ખુલાસો સૌ કોઇ સમજે તે ખરા; પણ આજે કંઇ જીવો જે ધર્મ, ત્યાગ, વર્તન, સંપ્રદાય-ગચ્છ -કે ગુરૂને આશ્રયે કરતા હતા, તે જીવોને ગચ્છ, કુલ, સંપ્રદાય, વ્યવહાર વિગેરે લૌકિક ભાવના છે, કદાગ્રહ છે, એવું સમજાવી-ઠસાવી પોતાના મંડળમાં વાળ્યા, તેથી વિશેષ અંધકાર બીજો કયો ? લોકો ઉલમાથી નિકળ્યા ખરા, પણ ત્યાંથી ચુલામા પડયા છે. એક સંપ્રદાયમાંથી છૂટી બીજા સંપ્રદાયમાં પેઠા છે કે જેમાં પણ એક વ્યક્તિના માનપૂજામાંજ સર્વ સાર સમાઇ રહેલો મનાય છે ! ગચ્છાદિમાં લોકો હતા ત્યાં કદાચ જ્ઞાનની ન્યૂનતા હશે, પણ ત્યાગ વિચાર રીતિમાં તેઓ ઠીક હતા. આજે શ્રીમદ્‌ના મંડળમાં ન મળે રીતિ કે રીવાજ, ત્યાગ કે સદાચાર; કુલ લોકની મર્યાદા હતી, તેને પણ તોડી નાંખી તેઓ ઇચ્છા પ્રમાણે વર્ત્તે છે. એમ પણ કહેવામાં આવે છે કે લોકની લજ્જા રાખવાની જરૂર આપણને નથી ! તેઓ બોધ આપનાર પણ તેમજ કહે છે. શ્રીમદ્ પોતે પૂર્વે કહી ગયા છે કે એક સમ્યક્ત્વ આવે, તો પછી ગમે તેમ કરીએ, પછી અડચણ નથી. જ્યારે સદ્ગુરૂ આમ વર્ત્તન કરે, તો પછી તેઓના સેવકોને ગમે તેમ પ્રવર્તતાં કોણ વાંધો લેઈ શકે તેમ છે ? અંધકાર, ત્યાગ

અને રીતિ રીવાજમાં રહેનાર લોકોથી ફેલાયો છે, કે તેને તોડી ફાવે તેમ ચાલનાર લોકોથી ફેલાયો છે તેની સમજ હવે પડી શકશે.

[ પૃષ્ટ ૪૩૨ ] ઉપદેશ.

શ્રીમદ્ બીજાને ઉપદેશ આપતાં કહે છે કેઃ—

"જીવને સંસારી આલંબનો-વિટંબનાઓ-મૂકવાં નથી; ને ખોટાં આલંબન લેઈને કહે છે કે કર્મના દળીયાં છે, એટલે મારાથી કાંઇ બની શકતું નથી. આવાં આલંબન લઈ પુરૂષાર્થ કરતો નથી. જો પુરૂષાર્થ કરે, ને ભવસ્થિતિ કે કાળ નડે ત્યારે તેનો ઉપાય કરીશું; પણ પ્રથમ પુરૂષાર્થ કરવો."

આ સ્થળે તેઓ કમ્મર કસીને બીજાને બોધ આપે છે. સૌ કોઇ "પરોપદેશે પાંડિત્ય" ની કહેવત સાચી પાડે છે. પોતાનું ગમે તેમ થાય, પણ બીજાને પુરૂષાર્થ કરવા તેઓ ખરેખરો ઉપદેશ આપે છે. જેમ તેઓ ઉપદેશ આપે છે, તેમ આજે ઘણા લોકો બીજાને ઉપદેશ આપવા કમર કસે છે, પણ પોતાનું કરવુ કોઈને ગમતું નથી. બીજાની વાર્તા છેટે રહી, પણ જેઓ માર્ગ પ્રગટ કરવા ને જીવનું કલ્યાણ કરવા બહાર આવવાનુ કહેતા હતા, તેઓજ સંસારમાંથી નિકળ્યા નહિ, તો પછી બીજાનુ શું કહેવુ? તેઓ બીજાઓને કહે છે કે "કર્મના દળીયા છે" "મારાથી કાંઇ બની શકતું નથી" આવાં ખોટાં આલંબન શા માટે લ્યો છો? એમ કહોને કે પુરૂપાર્થ કરવો નથી; પુરૂપાર્થ કરો ને ભવસ્થિતિ નડે કે કાળ નડે ત્યારે અમને કહેજો, તેનો ઉપાય કરીશું; તેઓ જેમ બીજાને કહે છે, તેમ પોતે કેમ વર્તતા નહિ હોય? તેઓ પોતેજ કહે છે કે આથી ભોગાવળી કર્મ નિવૃત્ત થયું નથી, તેમ માતાપિતાનાં ઋણથી મુક્ત થવાયું નથી; અને બીજાને કહે છે કે ભવસ્થિતિ કે કાળ નડે તો અમે ઉપાય કરીશું. તો પોતે પોતાનો ઉપાય નથી કરતા, તો બીજાનો ઉપાય શો રીતે કરશે તે સમજી શકાતુ નથી. તેઓ બીજાને કહે છે કે પુરૂપાર્થ કરવો, ત્યારે પોતે પોતાને માટે કહે છે કે જ્ઞાનીઓ તેમ

કરવા ચાહતા નથી ! આમ ઉપદેશમાં ને હૃદયમાં અંતર છે, તે સાફ સમજી શકાય છે. વસ્તુ એ છે કે સૌને બીજાને મોક્ષે પહોંચાડવાની ઇચ્છા છે, પોતાને તો સ્ત્રીનાં સુખો ને તેના આનંદો ગમે છે ! આ કાંઇ ઓછું આશ્ચર્ય નથી કે જે ઉંચામાં ઉંચી ચીજ પોતે સમજ્યા છે, તે ચીજ બીજાને આપી દે છે, અને પોતે તેને ઉપયોગમાં લેતા નથી; તો તે ચીજ કાંતો ઉંચી નથી અથવા તેની કિમ્મત આંકવામાં ભૂલ કરવામાં આવી છે.

તેઓ પૂર્વે કહી ગયા છે કે પોતે તર્યા નથી, તો બીજાને કેમ તારે ? તો આમાં સ્પષ્ટ એ થાય છે કે પોતે પુરૂષાર્થ કરતા નથી, ને સંસારી સંબંધ છોડતા નથી, તો પછી તેઓ બીજાને કહે છે તેની શું અસર થશે ખરી કે ? તેઓ પોતેજ કહે છે કે પોતે તરે નહિ તે બીજાને શું તારે ? આ સ્થળે પણ તેઓજ કહે છે કે પુરૂષાર્થ કરવો નથી ને ખોટાં આલંબનો લે છે; તો શું તેઓ ખોટાં આલંબન લેતા નથી ? જો તેઓ આવાં આલંબન લેઇ સંસાર સંબંધ છોડતા નથી, તો પછી તેઓના ઉપદેશની અસર કેટલી હોય ? જો અસર ન થાય તો તેમાં દોષ કોનો ? આજસુધી જૈન સાધુઓના દોષો જોતા આવ્યા છે ને કહેતા આવ્યા છે કે તેઓમા નથી તો બીજાને ક્યાથી આપે ? એટલે કે જૈન સાધુઓમાં કાંઇ નથી, એટલે બીજાને અસર થતી નથી. અહીં જે બોધ બીજાને આપે છે તે પ્રમાણે પોતે કરતા નથી; તો પછી બીજાને ક્યાંથી અસર થશે ? પોતે જો પુરૂષાર્થ કરી સંસાર વિટંબના છોડી ત્યાગી થયા હોત તો બીજાને અવશ્ય અસર થાત. પણ તેઓના દાખલાથી જોઇ શકાય છે કે તેઓને જેમ છોડવું ગમતું નથી, તેમ બીજાઓને છોડવું ક્યાથી ગમશે ?

## [ પૃષ્ટ ૪૩૫ ] જૈન સાધુઓ.

તેઓ જણાવે છે કેઃ—

"હાલમા જૈનના જેટલા સાધુ ફરે છે, તેટલા બધાય સમકીતી સમ-

જવા નહીં. તેને દાન દેવામાં હાનિ નથી, પણ તેઓ આપણું કલ્યાણ કરી શકે નહી. વેશ કલ્યાણ કરતો નથી. જે સાધુ એકલી બાહ્ય ક્રિયાઓ ર્ક્યા કરે છે, તેમાં જ્ઞાન નથી."

શ્રીમદ્‌ને મતે જૈનના બધા સાધુ સમકીતી નથી, તો થોડા સમકીતી તેમાં હશે કે નહિ ? તેઓ થોડા ઇતરનું કલ્યાણ કરે કે નહિ ? કે જૈન સાધુથી કલ્યાણ થવા સંભવજ નથી ? "તેઓ આપણું કલ્યાણ કરી શકે નહિ" એમ શ્રીમદ્ કહે છે, તો "તેઓ" એટલે જૈનના બધાય સાધુઓ સમજવા કે તેઓ એટલે સમકીત વગરના સાધુઓ ? વેશ કલ્યાણ કરતો નથી, તો મહર્ષિઓએ આ વેશ લેવાને શામાટે આજ્ઞા ફરમાવી હશે ? વેશ વસ્તુ વ્યર્થ છે, તો સ્વયં (જૈન) લિંગમાં આવવાની આ સાધુઓને શી જરૂર હતી ? આ બધા પ્રશ્નોના ખુલાસા આપણે અત્યારે રહેવા દઈએ; પણ આપણે એક વાર્તા એ પૂછીએ કે એવું કયુ તેઓની પાસે તત્વ છે, વા એવી કઈ સરાણ છે, કે જેના ઉપર તેઓએ આ બધાની પરીક્ષા કરી લીધી ? વા એવું કયુ જ્ઞાન છે, કે જેનાથી એ વાર્તા તેઓએ જાણી લીધી ? પણ જગતમાં એવી પદ્ધતિ ચાલે છે કે માનના ભૂખ્યા મનુષ્યો હમેશા બીજાની બાજુ નિર્બળ જુએ છે. જેમ કોઇ વ્યાપારી હરીફ બીજાની પેઢી ચાલતી જોઈ ને પોતાની પેઢીને દઢ કરવા લોકોના દિલને ભરમાવે છે, ને કંઇ બહાને બીજાને બદનામ કરવા મથે છે, તેમ આ તેઓનો પ્રયત્ન છે. જેમ સાધુઓ એકલી બાહ્ય ક્રિયા જ્ઞાન વિના કરે છે, તેમ તેઓ બાહ્ય ક્રિયા વિના એકલી જ્ઞાનની વાર્તાઓ કરે છે. તો જેમ સાધુઓ કલ્યાણ જ્ઞાન વિના કરી શકે નહિ, તેમજ એકલા જ્ઞાનથી પણ કલ્યાણ કરી શકશે નહિ; કારણકે જૈન દર્શન એકલા જ્ઞાનથી કે એકલી ક્રિયાથી કલ્યાણ થાય તેમ કહેતું નથી. જો શ્રીમદ્ જેમ સમજે છે, તેમ જ્ઞાન સાથે આંતરક્રિયાનો અમલ કરી શક્યા હોત ને પછી બીજાની ત્રુટિ-

ઓ કહેતા હોત તો તેઓનું કથન સફળ હતું, પણ પોતે તદ્દન કોરા છે ને બીજા પાસે જે કંઇ થોડું છે તેની ઇર્ષ્યા કરે છે, ત્યારે તેઓની એ કઇ બુદ્ધિમત્તા સમજવી?

જો કે જ્ઞાનની આવશ્યકતા છે, પણ ધારો કે કોઈને જ્ઞાન થોડું છે, ને તે કંઈ સમજણ સાથે બાહ્ય ક્રિયાઓ કરે છે, તો તેને તેમાં નુકસાન શું? વિશેષ કે સારૂં જ્ઞાન નહિ, તો તેટલો ફાયદો ઓછો છે, પણ જેટલી ક્રિયા છે, તેનો ફાયદો તો છે ને? તેની કોણ ના કહી શકશે? તાત્પર્ય એ છે કે એકલી જ્ઞાનની વાર્તાઓ કરવાથી મનુષ્ય કલ્યાણને પામી શકતો નથી. એકલી ક્રિયા વીતરાગના વચનના ઉપર વિશ્વાસ રાખી મનુષ્ય કરશે તો તે સારી ગતિમા જવા હક્કદાર છે, પણ વાતો કરનાર કોઈ સારી ગતિમાં જઇ શકશે નહિ.

## [ પૃષ્ટ ૪૩૫ ] પરોપદેશ

તેઓ બીજાને ઉપદેશ આપે છે, તે આપણે સાક્ષાત્ સાંભળતા નથી, પણ તેઓનો અક્ષર દેહ જોઇએ છીએ, ત્યારે આપણને એમ થાય છે કે તે ઉપદેશ પોતાને કેમ નહિ લાગ્યો?

"છ ખંડના ભોક્તા રાજ મૂકી ચાલી ગયા, અને હું આવા અલ્પ વ્યવહારમા મોટાઇ અને અહંકાર કરી બેઠો છું એમ કેમ વિચારતો નથી?"

આ ઉપદેશ બીજાને છે, કે તેઓએ વિચારવાનો ખરો? પોતે વ્યવહારને છોડી ચાલી નિકળ્યા હોય, તો આ ઉપદેશ બીજાને માટે છે, એમ સૌ કોઇ કહી શકીએ; પણ જ્યારે તેઓ અલ્પ વ્યવહારની મોટાઈને મૂકી શક્યા નથી, તો આ ઉપદેશ બીજાને બંધ બેસતો ખરો કે? જે મહાપુરૂષ સદ્ગુરૂ હોય કે ભવિષ્યમાં મહાન્ થવાના હોય, તે કયારે પણ આવું બોલતા કે ઉપદેશતા નથી જ; પોતે જ્યાંસુધી ખાલી હોય ત્યાંસુધી બીજાને ઉપદેશ આપતા નથી. તેઓ પોતે કાં વિચાર કરતા નથી કે અલ્પ વ્યવહારની મોટાઈ હું કેમ મૂકી શકતો નથી? કાં અહંકારને વશ પડી ગયો

શું ? સત્ય હકીકત એ છે કે બીજાને ડહાપણ બતાવવામાં કોણ આ વિશ્વમાં પાછળ પગલાં ભરે છે ?

### [ પૃષ્ટ ૪૩૬ ] અધમાધમ પુરૂષનાં લક્ષણ.

તેઓ કહે છે:—

"અધમાધમ પુરૂષનાં લક્ષણો—સાચાં પુરૂષને દેખી તેને રોષ ઉત્પન્ન થાય; તેનાં સાચાં વચન સાંભળી નિંદા કરે છે;—ખોટી બુદ્ધિવાળા સાચી બુદ્ધિવાળાને દેખી રોષ કરે, સરળને મૂર્ખ કહે, વિનય કરે તેને ધનના ખુશામતીયા કહે......"

આ લક્ષણો તેઓએ ઠીક કહ્યાં છે, પણ તે ક્યા પ્રસંગને લીધે કહ્યા હશે તે તો તેઓ જાણે. ૪૨૮ મા પૃષ્ટ પર તેઓ કહે છે કે ઢુંઢીયાના ધરમશી નામના મુનિએ અભવ્યના તર્યા તરે એવી ટીકા કરી છે; ત્યાં તેઓ બોલ્યા છે કે અસદ્ગુરૂઓ આવાં ખોટાં આલંબન દે છે; તો શ્રીમદ્નો આ રોષ નથી કે ? શ્રીમાન્ ધર્મસિંહજીનો આશય માત્ર બીજો ભંગ બતાવવાનો હતો; બીજા ભંગમાં પોતે તરે નહિ ને બીજાને તારે તેવા જીવો માત્ર બતાવવાના હતા; નહિ કે અભવ્યના તાર્યા તરે એ વાત સિદ્ધ કરવાની હોય. પણ તેઓને તે વાર્તા ગમી નહિ, ને માત્ર પોતાના કથનથી વિરૂદ્ધ જતી લાગી એટલે તેઓએ ધર્મસિંહના ઉપર રોષ વ્યક્ત કર્યો છે.

### [ પૃષ્ટ ૪૩૮ ] વાડામાં કલ્યાણ નથી.

તેઓ કહે છે કે—

"વાડામાં કલ્યાણ નથી; અજ્ઞાનીના વાડા હોય. જેમ લોઢું તરે નહિ, અને બીજાને તારે નહીં તેમ. વીતરાગનો માર્ગ અનાદિનો છે. જેના રાગ દ્વેષ અને અજ્ઞાન ગયાં તેનું કલ્યાણ; બાકી અજ્ઞાની કહે કે, મારા ધર્મથી કલ્યાણ છે, તો તે માનવું નહીં. એમ કલ્યાણ હોય નહીં. ઢુંઢીયાપણું કે તપ્પાપણું માન્યું તો કષાય ચઢે છે. તપ્પો ઢુંઢીયા સાથે બેઠા હોય તો કષાય ચઢે અને ઢુંઢીયો તપ્પા સાથે બેઠા કષાય ચઢે; આ અજ્ઞાની સમજવા.

બન્ને સમજ્યા વગર વાડા બાંધી કર્મ ઉપાર્જન કરી રખડે છે. વહોરાના નાડાની માફક મતાગ્રહ પકડી બેઠા છે. મુમતિ આદિનો આગ્રહ મૂકી દેવો.”

ઢુંઢીઓ તપ્પા પાસે, ને તપ્પો ઢુંઢીયા પાસે બેસે ને કષાય ચઢે, એ અજ્ઞાન છે, એ કથન સત્ય છે. પણ તે ઢુંઢીયાને તે તપ્પા શ્રીમદ્‌ના મતમાં મળે, તો તેમનો મત કેવો થશે ? એઓ પછી કયા મતમાં ગણાશે ? તેઓની ઓળખાણ પછી કઇ રીતે કરવામાં આવશે ? એ બે તૂટી જાય, તો ત્રીજો મત થશે કે નહિ ? કે તેનું નામ નહિ આપવામાં આવે ? ઢુંઢીયાને તપ્પાથી કે તપ્પાને ઢુંઢીયાથી કષાય ચઢે છે, એ વાર્તા ખરી માનીએ, તો તેઓનો અનુયાયી ઢુંઢીયાની પાસે કે તપ્પા પાસે બેસે તો કષાય ચઢે છે કે નહિ ? આજે તો એ કષાયનો અનેક સ્થળે સાક્ષાત્કાર થઇ રહ્યો છે.

તપ્પા ઢુંઢીયા વાડા બાંધી બેઠા છે, એ ઠીક નથી. પણ જો એ વાડા વાડા લાગતા હોય તો પછી ત્રીજો નવીન વાડો શા માટે બાંધવામાં આવ્યો છે ? જો વાડો બીજાનું અકલ્યાણ કરે છે, તો આ નવીન વાડો કોનું અને કેવુ કલ્યાણ કરી શકશે ?

બન્ને સમજ્યા વગર વાડા બાંધી કર્મ ઉપાર્જન કરે છે, એ વાર્તા ખરી હોય તો તેઓના અનુયાયીઓ શું સમજીને વાડો બાંધે છે ? વાડા બાંધવાથી રખડવાનુ હોય તો તેઓ શા માટે બાંધવા ઇચ્છતા હશે ? શું તેઓ એમ સમજતા હશે કે આ વાડો નથી ?

તેઓ કહે છે કે–“આ અજ્ઞાની સમજવા.” આમ બોલવાનો તેઓને શું અધિકાર છે ? આવી જબરદસ્ત વાણી માત્ર તીર્થંકરોજ વદી શકે છે. જેઓ ચાર તીર્થને સ્થાપે છે, ને પાખંડીઓને ન્યારા કરી શકે છે તેઓ એમ કહેવાને હક્કદાર છે. તેઓ સંપૂર્ણ જ્ઞાનથી જ્ઞાની અજ્ઞાની મનુષ્યોની અને તેવાં મંડળોની પરીક્ષા કરી બીજાઓને ખરા ખોટા કહી શકે છે. તીર્થંકરો જગત્ જીવને પાખંડી, અધર્મી કે કદાગ્રહી, તેઓનાં લક્ષણો જોઇ કહે

છે, ને તેમ કથવામાં તેઓ કયારેય ખોટા પડતા નથી. ત્યારે શ્રીમદ્
તીર્થંકરની જેમ કહેવા જાય, તો તેઓની પાસે એવી શું સત્તા છે,
વા એવું કયું પ્રત્યક્ષ ( અવધિ, મનઃપર્યવ, કેવળ ) જ્ઞાન છે, જેથી
તેઓ બોલે, તો તેઓની વાણીમાં વિરોધ નથી આવતો વા તેઓની
વાણી અસત્ય નથી થતી ?

તેઓ કહે છે કે, મુમતિ આદિનો આગ્રહ તજવો; શું મુખ
વસ્ત્રિકા જૈન દર્શનમાં ચારે તીર્થોને સંવર ક્રિયામાં હિંસા રોકવાને
અર્થે કહેવામાં નથી આવી ? શું મુખવસ્ત્રિકા એક સાધુમાર્ગી જૈનોજ
બાંધે છે, બીજા જૈનો નથી બાધતા કે રાખતા ? શું મુખવસ્ત્રિકા
બાંધવી કે રાખવી એ લજ્જનીય કે નિંદનીય કાર્ય છે કે આવો
તિરસ્કાર તેઓ તેઓના મુખથી કે વચનથી બતાવી રહ્યા છે ?
" મોક્ષમાળા " લખી તેમાં તો તેઓએ ખાસ મુખવસ્ત્રિકા રાખવા
માટે વિવેક સહ ઉપયોગ કરવા દર્શાવ્યું છે; " મોક્ષમાળા " લખી
ત્યારે જેટલી ઋજુતા હતી, તેટલી ઋજુતા તેઓના વિચારમા
જણાતી નથી. શું આ ક્ષાયક સમ્યક્ત્વનું લક્ષણ છે ?

વાડામા કલ્યાણ નથી, તેમ તેઓ કહે છે, પણ વાડા કોને
કહેવા ? શ્રીમાન્ મહાવીરના વખતમાં અગિયાર ગણધરનાં નવ મંડળ-
સંપ્રદાય હતા. પછી તેઓને તે વાડા લાગતા હોય તો ભલે ! મોટો
મનુષ્ય વર્ગ એક વ્યક્તિ નીચે લાંબો વખત સુવ્યવસ્થિત રહી
શકતો નથી; મહાવીરના ગયા પછી એ સંપ્રદાયો કેટલાક વખત
સુધી સુસ્થિત સ્થિતિમાં રહ્યા હતા; પછી અસ્તવ્યસ્ત દશા જેમ
કાળ બળથી બધામાં આવે છે, તેમ આવી હતી. જ્ઞાનમાં,
ચારિત્રમાં, જે કોઈ સમર્થ થવા લાગ્યા, તેઓ મનુષ્ય વર્ગને પોતાની
નીચે સુવ્યવસ્થિત વ્યવસ્થામાં ગોઠવવા લાગ્યા; ને ચારે તીર્થો
નિયમિત મંડળમાં—સંપ્રદાયમાં ક્રિયા—જ્ઞાનપુરઃસર રહેવા લાગ્યા;
તેમાં ઘણી વખત નીરસતા—શુષ્કતા આવતી હતી, ને કષાય,

મતભેદ ઉપસ્થિત થતા હતા. તેઓ અનેક વખત છિન્ન ભિન્ન, અવ્યવસ્થિત હોવા છતાં મૂળ માર્ગ-ચારિત્ર જ્ઞાનમાં ઓછા વત્તા રહ્યા છે, ભલે પછી તેને કોઇ વાડા કહે વા ગમે તે રૂપ આપે. જ્યાં મતભેદ ઉપસ્થિત થાય ત્યાં મંડળો બધાય, પણ મૂળ માર્ગથી-તત્ત્વથી વિખૂટાપણું ન હોય. જ્યાંસુધી મૂળ માર્ગ અખંડિત હોય અને વાડાવાળામાં વાડાની ભાવના ન હોય ત્યાં વાડાને અજ્ઞાન કહેવું તે વાણીનો અપવ્યય છે.

## [ પૃષ્ટ ૪૪૮ ] બે વાર આહાર લે છે તે.

છેલ્લા પેરામાં તેઓ લખે છે કેઃ—

"બાર કુળની ગૌચરી કહી છે, તેવી કેટલાક મુનિઓ કરતા નથી. તેમને લુગડાં આદિ પરિગ્રહનો મોહ મટયો નથી. એક વાર આહાર લેવાનું કહ્યું, છતાં બે વાર લે છે."

એક વાર આહાર લેવાનું કહ્યું છે, ને બે વાર લે છે, તે વાર્તા તેઓએ સમજ્યા વિના લખી છે. તેઓ કોઇ શાસ્ત્રનું પ્રમાણ મૂકતા નથી; ચોથા આરામા સાધુઓ ત્રીજા પ્રહરે ભિક્ષા લેવા જતા હતા, એટલે એક વાર આહાર કરતા હોય; પણ તેથી એક વારથી વધારે વખત -બીજી વખત આહાર કરવાનો નિષેધ છે, એમ સમજવાનું નથી. દશ વૈકાલિક સૂત્રના છઠ્ઠા અધ્યયનમાં **एग भत्तं च भोयणं** એમ સૂત્ર છે; એટલે કે એક ભક્ત-ભોજન-દિવસે આહાર કરવાનું કથન છે; પણ એક વખત આહાર કરવાનું કથન છે એમ નથી; જોકે કેટલાકો એમ અર્થ કરે છે કે 'એગ ભત્તં'-એક વખત આહાર કરવો તે; પણ જ્યાં 'એગ ભત્તં ભોયણ' કહ્યું છે, ત્યાં દિવસ ને રાત્રિ એમ બે કાળનાં બે ભોજન છે, તો સાધુઓએ રાત્રિ ભક્ત નહિ કરવું તે વાર્તા દર્શાવવાને એક ભક્ત એટલે એક દિવસનું ભોજન લેવુ એમ ખાસ શાસ્ત્રકારનું કથન છે. આ સૂત્ર-

વાક્ય પરથી કોઈ એમ કહે કે એક વાર ભોજન લેવાનું કહ્યું છે, તો તે વાર્તા બરાબર નથી.

### [ પૃષ્ટ ૪૪૦ ] દૂધ સચેત છે.

શ્રીમદ્ જણાવે છે કે—

"જ્ઞાની ભગવાને કહ્યું છે કે સાધુઓએ અચેત આહાર લેવો. આ કહેલુ તો કેટલાક સાધુઓ ભૂલી ગયા છે. દુધ આદિ સચેત ભારે ભારે પદાર્થો લેઇ જ્ઞાનીની આજ્ઞા પર પગ દઇ ચાલે તે કલ્યાણનો રસ્તો નહી. લોક કહે છે કે સાધુ છે, પણ આત્મદશા સાધે તે સાધુ."

સાધુઓએ અચેત આહાર લેવો, એ વાર્તા તદ્દન સત્ય છે. તે સંબધી અત્ર ચર્ચા નથી. પણ તેઓ કહે છે કે આ કથન કેટલાક ભૂલી ગયા છે ને દૂધ આદિ સચેત ભારે ભારે પદાર્થ લે છે તે જ્ઞાનીની આજ્ઞા પર પગ દઇ ચાલે છે, તો તે કથન શું સત્ય છે! દૂધ આદિ એટલે દૂધ સચેત, ને તે સિવાય બીજા કયા પદાર્થ સચેત છે, તે તો તેઓએ જણાવ્યું નથી. જૈન દર્શનના કોઇ પણ અભ્યાસીઓ દૂધ સચેત છે, તેવું જાણતા નથી જ્ઞાનીઓએ કોઈ શાસ્ત્રમાં દૂધ સચેત છે, તેમ જણાવ્યુ નથી. જ્યારે કોઈ પણ જિનાગમ દૂધ સચેત છે તેમ કહેતું નથી, ત્યારે શા આધારે તેઓ દૂધને સચેત કહી રહ્યા છે તે સમજાતુ નથી. ઉત્સૂત્ર કથનાર મનુષ્ય કેટલો પાપી બને છે, તે તો તેઓ પણ જાણે છે ને આનંદઘન કહે છે કે "પાપ નહિ કોઇ ઉત્સૂત્ર ભાષણ જીસો, ધર્મ નહિ કોઈ જગત સૂત્ર સરીખો;' સૂત્રથી વિરૂદ્ધ વદવું, એથી વિશેષ કોઈ પાપ નથી, જૈન સાધુ પર આમ અભ્યાખ્યાન કરવુ તે શું પાપ નથી? ઉલટું-તેઓ કહે છે કે સાધુઓ જ્ઞાનીની આજ્ઞા પર પગ દઇ ચાલે છે; પણ દૂધ સચેત નથી ને તેને તેઓ સચેત કહે છે, ત્યારે જ્ઞાનીની આજ્ઞા પર કોણ પગ મૂકે છે તે સમજાય તેવી બાબત છે. દૂધ ઉપરાંત સચેત બીજી ચીજો પણ તેઓ કહે છે, તો દહીં ઘૃત

વિગેરે ચીજો પણ શું સચેત સમજવી? શાસ્ત્રકારોએ દૂધ દહીં ઘૃત વિગેરે લેવાનો ક્યાંયે નિષેધ કર્યો નથી. તાત્પર્ય એ છે કે શ્રીમદ્ પોતે શાસ્ત્રકાર કરતાં પોતાનાં વચનની વધારે કિમ્મત આંકતા હોય એમ લાગે છે.

તેઓ ઘણી વખત કહી ગયા છે કે "સમકીતીની વાણી મિથ્યાત્વીની વાણીથી ઘણીજ જુદી પડે છે." તો આપણે વિચારવાનું એ છે કે તેઓની વાણી શાસ્ત્રકારથી જુદી પડે છે. ઘણી વખત શાસ્ત્રો કહે છે, તેનાં કરતાં તેઓ જુદું બોલે છે તો તેઓની વાણી સમકીતીની સમજવી કે મિથ્યાત્વીની? જો શાસ્ત્રો સમ્યક્ છે, તો તેઓની વાણી મિથ્યા છે, એમ સિદ્ધ થાય છે. કદાચ તેઓ એમ માને કે તેઓની વાણી સમ્યક્ છે, તો પછી આપણે શાસ્ત્રો-જિનાગમોને મિથ્યા કહેવાં પડશે.

આખી ઉપદેશછાયામાં તેઓ જે બોલ્યા છે તેમાં આત્માને અંગે જે બોલ્યા તે તે સારૂં છે, એમ સ્વીકારતાં સંકોચાવાની જરૂર નથી, પણ તેને અંગે 'અજ્ઞાની ગુરૂ' 'કુગુરૂ'—એવા શબ્દો તેમણે જે વિખેર્યા છે, ને તેઓની ઝાટકણી જે કહાડી લીધી છે તે વિચિત્ર છે. સુગુરૂ-કુગુરૂની તેમની વ્યાખ્યાઓ જો બરાબર સમજવામાં આવે, તો એમજ કહેવું પડે કે તેમના પોતાના સિવાય બીજો કોઈ સુગુરૂજ જગતમાં નથી એમ તેમના કથનનો મથિતાર્થ છે! પણ તટસ્થ રીતે વિચારીએ તો આ બાબતમાં તેઓએ જે પાઠ ભજવ્યો છે, તે ન્યાયયુક્ત નથી. તેઓ જે આ દુ:ષમ કાલને હુંડાવસર્પિણીની વાર્તા સ્થળે સ્થળે કહી રહ્યા છે, ને તેનો મહિમા જણાવી રહ્યા છે, તેજ હુંડાવસર્પિણીમાં આમ વદનાર અસંયત ગૃહસ્થની પૂજા ચાલે છે, તે કાળનો મહિમા જણાય છે; તીર્થંકર જેવા મહાપુરૂષો પણ સંસારમાં ગૃહસ્થ વેશમાં પૂજાયા નથી. કોઈ એ તેઓ ભાવી મહાપુરૂષ થવાના છે, તેથી કે વર્ત્તમાનમાં મહા

પુરૂષ છે તેથી પૂજા-અર્ચા-સત્કાર કર્યાં નથી; કોઇ પણ તે મહા પુરૂષની પાસે આવી જ્ઞાન, ચર્ચા, ધર્મોપદેશ કરતા, સાંભળતા હોય તેમ બન્યું નથી. ગમે તેટલા સભ્ય ને શાણાએ પણ ત્યાગી થયા પહેલાં ગૃહસ્થ પાસે ત્યાગીનો દંભ કે ડોળ બતાવ્યો હોય તેમ જણાતું નથી. આ વાર્તા માટે આજના જિનાગમો સાક્ષી આપવા તૈયાર છે. ત્યારે આ હુંડાવસર્પિણીમા ગૃહસ્થો સ્ત્રી પુત્ર પૈસા સાથે ત્યાગીનો પાઠ ભજવી રહ્યા છે, એટલુજ નહિ, પણ તેઓ સ્ત્રી પુત્ર પૈસાથી રહિત ત્યાગી હોય તેઓની આગળ નિકળી ગયા છે. આ કેટલું આશ્ચર્ય છે? જેઓ સ્ત્રી પુત્ર પૈસાથી રહિત છે તેઓ ખરા ત્યાગી નથી, પણ કુગુરૂ છે, અજ્ઞાની છે, એમ એમના લલાટે આજે લેખો વંચાય છે; પણ સ્ત્રી પુત્ર પૈસાની જેઓની લાલસા છૂટતી નથી, તેઓના કપાળે આજે સુગુરૂ તરીકેના લેખો અદૃષ્ટ અક્ષરે વંચાય છે? જો કે હુંડાવસર્પિણીમાંના આ પંચમ આરામાં સાધુ-સાધ્વીઓ રૂપી રત્નો નિસ્તેજ ને ઝાંખાં છે, પ્રભુની આજ્ઞા જેમ શાસ્ત્રમાં રહી છે, તેમ તેઓ પાળતા હોય એમ જણાતું નથી; પણ જેઓને સુગુરૂ થવું હોય, સમાજનો વિકાસ કરવો હોય ને તેને સન્માર્ગમાં મૂકવો હોય, તેઓએ સદ્‌ગુરૂનાં લક્ષણો-નિરારંભતા, નિષ્પરિગ્રહતા, સંસારની સર્વ બાજુથી મુક્તતા, અંગીકાર કરવાં જોઇએ; તે નહિ છતાં સ્ત્રી પુત્ર પૈસો વિગેરેને સાથે રાખી ગૃહસ્થ વેશમાં ઉપદેશક તરીકે જનતામાં વેશ ભજવવો તે હુંડાવસર્પિણીનું-પંચમ આરાનું લક્ષણ નહિ તો બીજું શું?



## પ્રકરણ ૬ ઠું.

હવે આપણે તેઓના ત્રીશમા વર્ષના વિચારોનું નિરીક્ષણ કરીશુ. શ્રીમદ્ જૈન દર્શનના સારા અભ્યાસી હતા એમ લાગે છે, પણ વાંચનારની રૂચિ જોઈને કે તે વાંચનારનું વલણ જોઈને તેને જૈન ઉપરાંત બીજાં પુસ્તકો પણ વાંચવાની ભલામણ કરે છે.

**[ અંક ૪૭૯ ] અન્ય ગ્રન્થો.**

તેઓ કહે છે:—

"યોગવાસિષ્ઠના પ્રથમનાં બે પ્રકરણ, 'પંચીકરણ', 'દાસબોધ' તથા 'વિચાર સાગર' એ ગ્રન્થો તમારે વિચારવા યોગ્ય છે. એમાંનો કોઇ ગ્રંથ તમે પૂર્વે વાંચ્યો હોય, તોપણ વાંચવો યોગ્ય છે, તેમજ વિચારવો યોગ્ય છે. જૈન પદ્ધતિના એ ગ્રન્થો નથી, એમ જાણીને તે ગ્રન્થો વિચારતા ક્ષોભ પામવો યોગ્ય નથી."

શ્રીમદ્‌ને આ અન્ય દર્શનીય પુસ્તકોમાં કંઈ સારૂં લાગ્યું હશે તેથી તેઓ ઉપર પ્રમાણે ભલામણ કરતા હશે એમ માનવું જોઇએ. 'દાસબોધ' 'પંચીકરણ' 'યોગ વાસિષ્ટ' 'વિચાર સાગર' એ પુસ્તકો અમુક દૃષ્ટિએ ઠીક છે, તોપણ વીતરાગો જે વિચાર જણાવી રહ્યા છે, તે વિચારો તો તેમાં નથીજ, વાચનારને તેઓ કહે છે કે એ ગ્રન્થો જૈન પદ્ધતિના નથી તોપણ તમારે વાંચવા ક્ષોભ લાવવો નહિ; જૈનેતર ગ્રંથ નજ વાંચવા "એવી સાંકડી દૃષ્ટિ ઇષ્ટ નથી, પરંતુ વીતરાગ ધર્મને સર્વશ્રેષ્ઠ માનનારાઓએ જૈનેતર ગ્રંથ જે વિવેક દૃષ્ટિએ વાંચવા જોઈએ, તે વિવેકદૃષ્ટિ સામાન્ય વાચકોમા હોતી નથી; એટલે તેવા વાચન માટે પાત્રાપાત્ર જોવાની જરૂર હોય છે. સમન્વય દૃષ્ટિ વિનાનો જૈન ઘણી વાર જૈનેતર ગ્રંથોમાંથી ઝેર જ ગ્રહણ કરીને તેમાંના અમૃતને છોડી દે છે અને પરિણામે વીતરાગભાષિત અમૃતથી પણ પરાઙ્ મુખ બને છે. શ્રીમદે આ વિચાર કર્યો જણાતો નથી.

## [ અંક ૫૧૨ ] મોક્ષમાર્ગ પ્રકાશ.

શ્રીમદ્ કહે છેઃ—

"મોક્ષમાર્ગપ્રકાશ" નામે ગ્રન્થ મુમુક્ષુ જીવે વિચારવા યોગ્ય છે. તે અવલોકન કરતાં કોઈ કોઇ વિચારમા મત મતાંતર જેવું લાગે તો નહીં મુંઝાતાં તે સ્થળે વધારે મનન કરવું. અથવા સત્ સમાગમને યોગે તે સ્થળ સમજવું યોગ્ય છે."

આ ગ્રન્થ દિગંબર આમ્નાયનો છે. તેઓ સમજે છે કે અંદર વસ્ત્ર સંબંધી નિષેધ છે. શ્વેતાંબરો વસ્ત્રનું પરિધાન કરવા કહે છે, ત્યારે દિગંબરો તેને માટે ના કહે છે; એટલુંજ નહિ પણ વસ્ત્ર જો કોઈ નિર્ગ્રન્થ મુનિ રાખે છે તો તેને માટે તે ગ્રન્થ બહુ મોટી શિક્ષા બતાવે છે. આ વાર્તા તેઓને ઘણા ભાગે માન્ય નથી; છતા બીજાઓને તેઓ વાંચવા ભલામણ કરે છે; તેઓ કહે છે કે કોઈ કોઇ વિચારમા મતાંતર આવે છે. પણ તેમાં મુંઝાવું નહિ. પણ વધુ મનન કરવું. આગળ લખે છે કેઃ—

## [ અંક ૫૧૫ ] દિગમ્બર વૃત્તિએ ચારિત્રનો નિર્વાહ ન થાય.

"શરીરાદિ બળ ઘટવાથી સર્વ મનુષ્યોથી માત્ર દિગમ્બર વૃત્તિએ વર્તીને ચારિત્રનો નિર્વાહ ન થઇ શકે, તેથી જ્ઞાનીએ ઉપદેશેલી મર્યાદાપૂર્વક શ્વેતામ્બરપણેથી વર્તમાન કાળ જેવા કાળમાં ચારિત્રનો નિર્વાહ કરવાને અર્થે પ્રવૃત્તિ છે, તે નિષેધ કરવા યોગ્ય નથી. તેમજ વસ્ત્રનો આગ્રહ કરી દિગમ્બર વૃત્તિનો એકાન્તે નિષેધ કરી વસ્ત્ર મૂર્ચ્છાદિ કારણોથી ચારિત્રમા શિથિલપણું પણ કર્તવ્ય નથી. દિગમ્બરપણું અને શ્વેતામ્બરપણું દેશકાળ અધિકારી યોગે ઉપકારના હેતુ છે, એટલે જ્યા જ્ઞાનીએ જેમ ઉપદેશ્યું તેમ પ્રવર્તતાં આત્માર્થજ છે. "મોક્ષમાર્ગપ્રકાશ"માં વર્તમાન જિનાગમ, કે જે શ્વેતાંબર સંપ્રદાયને માન્ય છે તેનો નિષેધ કર્યો છે, તે નિષેધ કર્તવ્ય નથી. વર્તમાન આગમમા અમુક સ્થળો વધારે સંદેહનાં સ્થાન છે, પણ સત્ પુરૂષની દૃષ્ટિએ જોતાં તેનુ નિરાકરણ થાય છે, માટે ઉપશમદૃષ્ટિએ તે આગમો અવલોકન કરવામા સંશય કર્તવ્ય નથી."

આ આખા લેખમાં તેઓ જૈનના બન્ને ફિરકા ઉપર સમાન ભાવ દર્શાવે છે. આ સ્થળે દિગંબર શ્વેતામ્બર બન્નેના વિચારને તેઓ માન્ય રાખતા હોય તેમ તેઓ મધ્યસ્થ ભાવે ફેંસલો આપે છે, આગળ તપ્પા ઢૂંઢીયાને જેમ ઝાટકી નાંખ્યા હતા તેમ આ સ્થળે ઝાટકણી જણાતી નથી, દિગમ્બર દૃષ્ટિએ શ્વેતાંબર સંપ્રદાય અમાન્ય છે, તેમજ શ્વેતાંબર અપેક્ષાએ દિગમ્બર આમ્નાય (સંપ્રદાય) બરાબર નથી, તો પણ તે બન્ને સંપ્રદાયો દેશકાળ પરત્વે યોગ્ય છે એમ શ્રીમદ્ કહે છે. દિગમ્બર સંપ્રદાય શ્વેતાંબર સિદ્ધાન્તને વખોડી કહાડે છે કે તેની અંદર લખેલી સર્વ હકીકત ઉપજાવી કહાડેલી છે; જો કે શ્રીમદ્ તો કહે છે કે શરીરાદિ બળ ઘટ્યું છે એટલે વસ્ત્રાદિ ઉપધિની આવશ્યક્તા છે. સ્ત્રી મોક્ષની ને કેવળી આહારની પણ દિગંબરો ના કહે છે, ત્યારે શ્વેતાબરો કહે છે કે દિગમ્બર પુસ્તકો મૂલ પુસ્તકો નથીજ, પણ પછીથી રચવામાં આવ્યાં છેઃ આમ તેઓ પરસ્પર એક બીજાના વિચાર-સિદ્ધાન્ત પ્રત્યે અસંતોષ દાખવે છે; તે જણાવી આપે છે કે એક બીજાનો મેળ મળે તેમ નથી; છતાં શ્રીમદ્ બન્ને સંપ્રદાયોને અમુક અપેક્ષાએ વ્યાજબી માને છે. જુદે જુદે સ્થળે આગળ પાછળ તેઓ બન્ને સંપ્રદાય વિષે ગમે તે ન્યૂનાધિક લખી ગયા હશે, પણ આ સ્થળે તેઓ મધ્યસ્થ ભાવે લખતા હોય એમ જણાય છે. શ્વેતાંબર આગમોમાં અમુક સ્થળો વિશેષ સંદેહાત્મક છે એમ આ સ્થળે તેઓ કહે છે, એટલે આ વાર્તા આગળ થઇ હશે. પણ આ સ્થળે તેઓ સુધારી લે છે કે સત્પુરૂષની દૃષ્ટિથી તે સમાધાન થાય તેમ છે.

એટલે આ જગ્યાએ તેઓ બન્ને સંપ્રદાયનાં પુસ્તકો અવલોકવા યોગ્ય છે એમ કહે છે. આગળ ૫૧૯મા અંકમાં હરિભદ્રાચાર્ય, હેમચંદ્રાચાર્ય ને યશોવિજયકૃત યોગદૃષ્ટિ સમુચ્ચય, યોગશાસ્ત્ર ને યોગદૃષ્ટિ સમુચ્ચયની પદ્ધતિએ ગુર્જર ભાષામાં સ્વાધ્યાય વિગેરે પુસ્તકો

વાંચવા બીજાને ભલામણ કરે છે. તેઓનું વાંચન ઘણું વિશાળ હોય એમ જણાઈ આવે છે. તેઓએ જૈન દર્શનના બન્ને સંપ્રદાયનાં પુસ્તકો-મૂળ પુસ્તકો, તથા પ્રકીર્ણ પુસ્તકો વાંચ્યા ઉપરાંત વેદાન્તને અંગે પંચીકરણ, વિચારસાગર આદિ અનેક ઉપપુસ્તકો પણ વાંચ્યાં હશે. અન્ય સ્થળે પંચીકરણ, દાસબોધ વિગેરે અન્ય ગ્રંથો-લૌકિક પુસ્તકો વાંચવા તેમણે ભલામણ કરી છે, છતાં જેમ જેમ તેઓ વયમા આગળ વધ્યા છે, તેમ તેમ જૈનદર્શનનાં તત્ત્વો વિષે ખાસ અભ્યાસમાં વધ્યા હોય એમ જણાઇ આવે છે. જૈનદર્શનને અંગે આત્મતત્ત્વનો તેઓએ ઘણો વિચાર કર્યો છે. એક એક લેખમાં તેઓનું આત્મજ્ઞાન જણાઇ આવે છે. જૈનદર્શનને અંગે તેમણે જે જે વિચાર્યું છે, ચર્ચ્યું છે, તે તેઓએ પોતાની લેખિનીદ્વારા હૃદયથી ખુલ્લું કર્યું છે. સૂત્રના વિચાર સાથે તેઓના જે લેખો નમળતા આવતા હોય, તેમુ જ અહીં નિરીક્ષણ કરી વાંચકોને શાસ્ત્રોક્ત દિશાએ દોરવાનો યત્ન કરવાનો હેતુ રાખ્યો છે. સૂત્રના વિચાર સાથે મળતા હોય તે લેખોને પણ ટીકાખોરીની દૃષ્ટિએ જોવાનો આશય નથી જ. હવે પછીના વર્ષમાં તેઓના લેખો આવે છે, તે બહુધા સૂત્રના તત્ત્વ સાથે મળતા આવે છે; એટલે તે વિષે ઉક્ત આશયપૂર્વક ખાસ નિરીક્ષણ કરવાનુ બહુ રહેતુ નથી.

તેઓનો આ લેખસંગ્રહ વિશાળ છે, એક દરિયા જેવો છે. તે માત્ર એક પુસ્તકરૂપે નથી, પણ જુદે જુદે સમયે ઉપસ્થિત થયેલા વિચારોને જુદે જુદે વખતે વાંચેલાં પુસ્તકોનાં અવતરણો, અનુવાદો ને છૂટક છૂટક વિચારો છે. એટલે તે ઘણું જ્ઞાતવ્ય છે, તેમાં ઘણું વિચારણીય છે. તેઓએ થોડાં વર્ષમા આત્મતત્ત્વને ને જૈનદર્શનને અંગે ઘણા સારા વિચારો કર્યા છે; હવે પછીના વર્ષમાં તેમણે પોતાના વિચારો શાન્તિથી અને કાવ્યરૂપતાથી દર્શાવ્યા હોય તેમ જણાય છે. આજસુધીના આત્મજ્ઞાન સંબંધી વિચારોની સાથે સાથે મનની

વ્યાકૂળતામાં જાણે હોય, કોઈ વખતે ઇતરાજીમાં હોય, કે અસંતોષમાં હોય, કેટલીક વખત ઉન્મત્તતામાં આવી ગયા હોય, એમ ઘણા લેખોમાં જણાય છે. હવે પછીના વર્ષમાં ઘણે ભાગે અભ્યાસને અંગે જે હૃદયમાં હોય કે પુસ્તકમાં અવલોક્યું હોય તે તેઓએ દર્શાવ્યું છે. ૩૨ મા વર્ષમાં વીતરાગશ્રુત ઉપર ઘણો ભાર તેઓ આપે છે, ને કહે છે કે તેનું અનુપ્રેક્ષન (ચિંત્વન) વારંવાર કર્ત્તવ્ય છે. ત્યાર-પછી તેઓ પંચાસ્તિકાય વિષે અભ્યાસ-વાચનનુ રહસ્ય ૧૦૦ બોલ ને ૫૮ બોલની અંદર જણાવે છે. આથી સમજાય છે કે તેઓએ તેનુ સતત ને બરાબર વાંચન કર્યું છે.

### [ પૃષ્ટ ૪૮૧ ] વીતરાગશ્રુતનો આશય.

વીતરાગશ્રુત કેટલુ બધુ ઉપકારી છે તે વિષે તેઓ જણાવે છે. મહાત્મા પુરૂષદ્વારા તેનુ રહસ્ય જાણવું અગત્યનું છે, પણ તેમનો સમાગમ કાંઈ હંમેશાં રહી શકતો નથી, તો તેઓ (મહાત્માઓ) ના અભાવે વીતરાગશ્રુત બળવાન ઉપકાર કરે છે; એટલે કે તે માટે મહાત્માઓની આવશ્યકતા છે, પણ તેઓના અભાવે વીતરાગશ્રુત અત્યંત ઉપકારક છે. આ વાર્તા તેઓ અહીં સ્પષ્ટ કરે છે. વચ્ચેનાં વર્ષોમાં વીતરાગશ્રુત કરતાં પ્રત્યક્ષ પુરૂષની-સદ્‌ગુરૂની વધારે અગત્ય તેઓ લખતા હતા. ૨૯ મા વર્ષમાં તેઓ લખી ગયા છે, કે "પ્રત્યક્ષ સદ્‌ગુરૂ સમ નહિ, પરોક્ષ જિન ઉપકાર." આ વાક્યથી પરોક્ષ જિનની ને તેમના શ્રુતની કિમ્મત ઘટી જાય છે. આજે પ્રત્યક્ષ ગુરૂ ઉપકારી છે, પણ ગુરૂને ને આખા સમાજને આજે કોઈ ઉપકારી હોય તો તે પરમ-વીતરાગશ્રુત છે. વીતરાગશ્રુત વિના ગુરૂ સમાજ ઉપર શો ઉપકાર કરે ?

### [ પૃષ્ટ ૪૮૨ ] દ્વાદશાંગ.

આ દ્વાદશાંગ માટે લોકોને શંકા રહ્યા કરે છે કે તેના કર્ત્તા

કોઈ વીતરાગ છે કે કોઇ સર્વજ્ઞ છે, તેની ખાત્રી શું? પણ તેઓ તો ખાસ આ સ્થળે ભાર આપે છે ને કહે છે કેઃ—

"તે દ્વાદશાંગના મૂળ ઉપદેષ્ટા સર્વજ્ઞ-વીતરાગ છે કે જેના સ્વરૂપનું મહાત્મા પુરૂષો નિરંતર ધ્યાન કરે છે; અને તે પદની પ્રાપ્તિમાં જ સર્વસ્વ સમાયેલું છે એમ પ્રતીતિથી અનુભવે છે"

આ ઉપરથી વકતવ્ય એ છે કે તેઓ દ્વાદશાગ શ્રુત વીતરાગ સર્વજ્ઞ પ્રણીત જણાવી પોતાને તથા બીજાને વિશ્વાસુ બનાવે છે. ત્યારપછી મહાન્ આચાર્યોએ તે દ્વાદશાંગની રચના કરી છે ને તદાશ્રિત બીજા મહાત્માઓએ બીજાં નિર્દોષ શાસ્ત્રની રચના કરી એમ તેઓ કહે છે.

આ સ્થળે તેઓ આચાર્ય-(ગણધર) રચિત બાર અંગ ઉપર કેટલુ માન ધરાવે છે, તે સમજાય છે. ગયા વર્ષમાં "હું કહું છું તે જિનાગમ છે" એમ પણ બોલતાં અચકાયા નહોતાં. આજે એમ નથી; આજે તો તે ઉપર બહુમાન હોય એમ જણાય છે.

ત્યારપછી તે બાર અંગનાં નામ આપતાં જગ્યા ખાલી રાખે છે, "તેમા શુ નિરૂપણ છે" તેમ "કાળદોષથી કેટલુંયે વિસર્જન થઇ ગયુ છે" તે, ને "અલ્પ સ્થળો રહ્યા છે" તે બધુ બતાવવાને ત્યાં તેઓ ચુપકી રાખે છે. પછી અલ્પ સ્થળો રહ્યાં છે, તેને એકાદશાંગ શ્વેતામ્બરો કહે છે, દિગમ્બરો તેમાં સમ્મત થતા નથી એમ તેઓ કહે છે. પછી પાછી જગ્યા ખાલી રાખે છે.

છૂટક છૂટક વિચાર જે લખ્યા છે, તે સર્વ અત્ર આપણે લેઈ શકતા નથી, તો પણ એટલું તો કહી શકીશું કે તેમાં ઘણું ન્યાયશીલ ને અભ્યાસશીલ છે.

[ પૃ. ૪૯૨, ઠ. ૨૯ ] આ કાળ.

"આ કાળને વિષે જ્ઞાન ક્ષીણ થયું છે; અને જ્ઞાન ક્ષીણ થવાથી મતભેદ ઘણા થયા છે. જેમ જ્ઞાન ઓછું તેમ મતભેદ વધારે અને જ્ઞાન વધુ

તેમ મતભેદ ઓછા. નાણાંની પેઠે; જ્યાં નાણું ઘટયું ત્યાં કંકાસ વધારે અને જ્યાં નાણું વધ્યું ત્યાં કંકાશ ઓછા હોય છે."

આ વાત તેઓએ ઘણી ન્યાયશીલ કરી છે; આજે જ્ઞાન ઘટવાથી મતભેદ વધારે થાય છે. જ્યારે જ્ઞાનની છોળો ઉછળતી હતી, ત્યારે મતભેદો નહિ જેવા હતા.

૨૮ મી કલમમાં તેઓ કહે છે કે:

"જ્ઞાન વિના સમ્યક્ત્વનો વિચાર સૂઝતો નથી. મતભેદ ઉત્પન્ન નથી કરવો એવું જેના મનમાં છે, તે જે જે વાંચે અથવા સાંભળે તે તે તેને ફળે છે. મતભેદાદિ કારણને લઇને શ્રુત શ્રવણાદિ ફળતાં નથી."

આ વાત પણ તેઓએ સત્ય કહી છે.

[ પૃષ્ટ ૫૬૧ ] ત્યાગની આવશ્યકતા.

૧૯૩, ૧૯૪, ૧૯૫. કલમમાં તેઓ કહે છે તે બરાબર છે:—

"તીર્થંકર જેવા પણ સંસારપક્ષે વિશેષ વિશેષ સમૃદ્ધિના ધણી હતા; છતાં તેમને પણ ત્યાગ કરવાની જરૂર પડી હતી, તો પછી અન્ય જીવોને તેમ કરવા શિવાય છૂટકો નથી"

"ત્યાગના બે પ્રકાર છે, એક બાહ્ય ત્યાગ ને બીજો અભ્યંતર ત્યાગ. તેમાંનો બાહ્ય ત્યાગ તે અભ્યંતર ત્યાગને સહાયકારી છે. (ત્યાગ સાથે વૈરાગ્ય જોડાય છે, કારણકે વૈરાગ્ય થયેજ ત્યાગ થાય છે.)

"જીવ એમ માને છે કે હું કાંઇક સમજું છું, અને જ્યારે ત્યાગ કરવા ધારીશ ત્યારે એકદમ ત્યાગ કરી શકીશ; પરન્તુ તે માનવું ભૂલભરેલું થાય છે. જ્યાંસુધી એવો પ્રસંગ નથી આવ્યો, ત્યાંસુધી પોતાનું જોર રહે છે; જ્યારે એવો વખત આવે છે, ત્યારે શિથિલ પરિણામી થઈ મોળો પડે છે. માટે આસ્તે આસ્તે તપાસ કરવો, તથા પરિચય કરવા માંડવો કે ત્યાગની વખતે પરિણામ કેવાં શિથિલ થઈ જાય છે?"

જોકે શ્રીમદ્ ત્યાગ કરી શક્યા નથી; પણ અનુભવમાં તે વાત તેઓ ઉતારી શક્યા છે કે ત્યાગની કોઇને પણ જરૂર છે, તે બાહ્ય ત્યાગ અભ્યંતર ત્યાગને મદદ કરનાર છે. ત્યાગનો બાહ્ય ત્યાગ

કહી તે વાર્તાને હવામાં ઉડાડી દેતા હતા, તેમ આ સ્થળે તેઓ કરતા નથી. તેઓ ત્યાગ કેમ કરતા નથી, એ વિષે આપણો આગ્રહ નથી; પણ હવે સ્પષ્ટ તથા વાસ્તવિક નિરૂપણ કરે છે, તે ઘણું ખુશ થવા જેવું છે.

૨૯૭ મી કલમમાં તેઓ ત્યાગ માટે કહે છે કે—

"અંશે અંશે જેટલો ત્યાગ કરવો, તેમાં પણ મોળાશ ન રાખવી. તેમજ રૂઢીને અનુસરીને ત્યાગ કરવો એમ પણ નહિ જે કાંઇ ત્યાગ કરવો, તે શિથિલપણારહિત તથા બારી બારણા રહિત કરવો, અથવા બારી બારણાં રાખવા જરૂર હોય તો તે પણ ચોક્સ આકારમાં ખુલ્લી રીતે રાખવાં."

આ પરથી સમજાય છે કે આવો ઉપદેશ પહેલા મજબૂત નહિ હોય અથવા કોઇ કારણસર આમ રૂઢ ઉપદેશ આજે તેઓ કરતા હોય. તેમની આ વાર્તા આજે સીધી ને વાસ્તવિક છે. પહેલાં તેઓ આમ રૂઢ ત્યાગ વિષે બોલ્યા નથી. પૂર્વે તે બોલ્યા છે, ત્યાં ઘણું મોળું બોલ્યા છે, ત્યાગ વિષે રૂચિજ ન હોય તેમ બોલ્યા છે, પણ આ સ્થળે તેમ નથી. એટલે કે હવે તેઓના વિચારો પહેલાં કરતાં ઘણા સારા ને ત્યાગ ભણી વળ્યા જણાય છે.

આ સ્થળે-કર્મ પ્રકૃતિ વિષે તેઓએ ઘણો સારો વિચાર કર્યો છે. કર્મગ્રન્થી ભેદ કેમ થાય તેને વિષે, અનન્તાનુબંધી કષાય, સમ્યક્ત્વ, જીવસ્થાનક, જીવ હજી સુધી કેમ ઉચ્ચ દશામા ન આવ્યો વિગેરે વિષે તેઓએ મનનીય વિચારણીય વિચારસંદોહ બતાવ્યો છે. આ ઉપરથી તેઓનું જ્ઞાન, વાંચન, અભ્યાસ ઘણું વિસ્તૃત છે એમ સમજાય છે.

## વર્ષ ૩૩ મું.

### [ અંક ૫૫૬ ] અપૂર્વ અવસર

"અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?" એ કવિતા ઘણી રસિક છે, તેમાં રાગ ને તાલનો મેળ છે, અને બરાબર વાંચતાં

કોઇપણને હૃદય ઉપર સારી અસર કરે તેવી છે. આ કવિતા જ્યારે શ્રીમદે લખી હશે ત્યારે તેઓ ઘણા ઉચ્ચ વિચારમાં ડૂબી ગયા હશે, એમાં સંશય નથી. કવિતાની કડીઓ એક પછી એક વાંચતાં એમ અનુભવ થાય છે કે જાણે જીવ પોતાના સ્થાનકના સોપાન પર ચઢતો હોય; તે પદ્ધતિએ તે કવિતા તેઓએ રચી છે. આ કવિતામાં તેઓએ આત્મસ્વભાવ, જીવસ્થાનકક્રમ, ને મોહનીય પ્રકૃતિના ક્રમવાર વિલયનાં યથાતથ્ય સ્વરૂપો બતાવ્યાં છે. મન વચન ને કાયાના સંબંધની વર્ગણા છૂટે, આત્મા સ્વસ્વરૂપમાં આવે એવી દશાનું ક્રમવાર તેઓએ વર્ણન ત્યાં કર્યું છે. છેવટે એ દશા પ્રાપ્ત કરવા માત્ર આ ધ્યાન કે વિચાર છે; જોકે એ દશા તેઓ મેળવી શક્યા નથી, પણ મેળવવાની ઉત્કટ ઇચ્છા છે. તેઓ આશા બતાવે છે કે "પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો." એમ આજે અમારા અંતરમાં નિશ્ચય વર્તે છે.

## [ અંક ૫૭૫ ] અનંત અપાર આનંદ

"દેહથી ભિન્ન સ્વપરપ્રકાશક પરમજ્યોતિસ્વરૂપ એવો આ આત્મા તેમાં નિમગ્ન થાઓ ! હે આર્ય જનો ! અંતર્મુખ થઇ, સ્થિર થઈ, તે આત્મામાંજ રહો તો અનંત અપાર આનંદ અનુભવશો."

આ વાક્ય સંપૂર્ણ સત્ય છે. આ વિના આત્માની સંપૂર્ણ શાન્તિ નથી. ત્યારપછી જે લખ્યુ છે તે પણ સત્ય છે. આ વિચાર અંગત લખ્યા છે.

તેઓ ઘણી વખત આજ સુધી પંચીકરણ, વિચારસાગર, દાસબોધ વિગેરે અન્ય દર્શનીય પુસ્તકો વાંચવા અન્યને ભલામણ કરતા હતા, પણ અત્ર જૈન દર્શન વિષે તેઓની આત્મશ્રદ્ધા કેવી છે તે નીચેના અંક ઉપરથી જણાય છે.

## [ અંક ૫૭૭ ] વેદાંત અને જિનદર્શન.

તેઓ કહે છે કે—

"જેવો આત્મકલ્યાણનો નિર્ધાર શ્રી વર્દ્ધમાન સ્વામીએ, કે શ્રી ઋષભાદિએ કર્યો છે, તેવો નિર્ધાર બીજા સપ્રદાયને વિષે નથી. વેદાંતાદિ દર્શનનો લક્ષ આત્મજ્ઞાન ભણી અને સંપૂર્ણ મોક્ષ પ્રત્યે જતો જોવામાં આવે છે, પણ તેનો યથાયોગ્ય નિર્ધાર સંપૂર્ણપણે તેમાં જણાતો નથી; અંશે જણાય છે; અને કંઈ કઇ તે પણ પર્યાય ફેર દેખાય છે. જોકે વેદાંતને વિષે ઠામ ઠામ આત્મચર્યા જ વિવેચી છે. તથાપિ તે ચર્યા સ્પષ્ટપણે અવિ-રૂદ્ધ છે, એમ હજુ સુધી લાગી શકતું નથી."

તેઓ આગળ કહે છે કે:

"વેદાંત જે પ્રકારે આત્મસ્વરૂપ કહે છે, તે પ્રકારે સર્વથા વેદાન્ત અવિરોધપણું પામી શકતુ નથી; કેમકે તે કહે છે તેજ પ્રમાણે આત્મસ્વરૂપ નથી; કોઇ તેમાં મોટા ભેદ જોવામાં આવે છે, અને તે તે પ્રમાણે સાંખ્યાદિ દર્શનોને વિષે પણ ભેદ જોવામાં આવે છે. એકમાત્ર શ્રી જિને કહ્યુ છે, તે આત્મસ્વરૂપ વિશેષ વિશેષ અવિરોધી જોવામાં આવે છે; અને તે પ્રકારે વેદવામાં આવે છે"

આ લેખમાં વેદાન્ત સાંખ્યાદિ દર્શનો કરતાં જિને જે આત્મ-સ્વરૂપ જોયું છે, તે વધારે બરાબર છે, ને તે પ્રમાણે આત્માને પ્રતીતિ થાય છે એમ તેઓનું કથવું છે. વસ્તુ એ છે કે તેઓ અત્યારસુધી વેદાન્ત દર્શનના ગ્રન્થ વાંચવા અન્યને ભલામણ કરતા હતા, તેમ કેટલાક સ્થળે અન્ય દર્શન વિષે પણ ઘણું સારૂં તેઓએ કહ્યું છે. આ સ્થળે વેદાન્ત દર્શન કરતાં જૈન દર્શન કેટલું બધું આગળ વધ્યું છે અથવા આત્મતત્ત્વ જૈન જે કહે છે તે કેટલુ બધું વિશ્વસનીય છે, તે વાર્તા તેઓએ સ્પષ્ટતાથી જણાવી છે; એટલે કે વેદાન્ત જૈન વચ્ચેનું સાફ સાફ અંતર તેઓએ જણાવી દીધું છે.

ત્યારપછીના પેરામાં તેઓ કહે છે કે, સંપૂર્ણ આત્મસ્વરૂપ કોઇ પણ પુરૂષને વિષે પ્રકાશિત થયું હોય તો માત્ર શ્રી વર્ધ્ધમાન સ્વામીને વિષે થયું છે.

૩૨ મા વર્ષના ને ત્યાર પછીના લગભગ એકએક અંક તદ્દન નિર્મળ ને શુદ્ધ બુદ્ધિથી આત્મવિચાર સાથે લખાયા છે, એમ પ્રતીતિ થાય છે. તે દરેક અંકમાં ઘણી શાન્તિ સાથે આત્મજ્ઞાન ને અભ્યાસનું પ્રકાશન જણાય છે.

### [ પૃષ્ટ ૫૩૪ ] વિચારમાં અંતર.

૫ મી કલમમાં તેઓ જણાવે છે કે:

" સંસાર છોડયા વિના અપ્રમત્ત ગુણસ્થાનક નથી. અપ્રમત્ત ગુણસ્થાનકની સ્થિતિ અંતર્મુહૂર્તની છે. "

૬ ટ્ઠી કલમમાં તેઓ લખે છે કે:—

" અમે સમજ્યા છીએ, શાન્ત છીએ, એમ કહે છે તે તો ઠગાયા છે. "

" સંસારમાં રહી સાતમા ગુણસ્થાનની ઉપર વધી શકાતું નથી, આથી સંસારીને નિરાશ થવાનું નથી; પણ ધ્યાનમાં રાખવાનું છે. "

આ ત્રણે કલમો પોતાને લક્ષ્યમાં રાખી તેઓએ લખી હોય એમ જણાય છે. ૫ મી કલમમાં તેઓ કહે છે કે સંસાર છોડયા વિના અપ્રમત્ત જીવસ્થાનક નથી, ૭ મીમાં તેઓ કહે છે કે સંસારમાં રહી સાતમી ઉપર વધી શકાતું નથી; એટલે કે સાતમા સુધી જવાય છે. પહેલાં કહે છે કે સંસાર છોડયા વિના ૭ મું જીવસ્થાનક નથી થતું; આ સ્થળે કહે છે કે સાતમા સુધી જવાય છે તો પછી આ બેમાં કયું સત્ય? એક જ કલમના અંતરે આટલો બધો વિચારનો અંતર શો? આ સ્થળે મધ્યસ્થતા સચવાઇ જણાતી નથી.

સંસારમાં રહી સાતમા સુધી જવાય છે, પણ પછી આગળ જવાતું નથી; તો તે વાર્તા પોતાને લક્ષ્યમાં રાખી લખી હોય એમ જણાય છે. તેમ નહિ તો સંસારમાં રહી તેરમા સુધી શું જીવો નથી જતા? ઘણાઓ સંસારમાં રહી કેવળ જ્ઞાન પામ્યા છે, તો

પછી શા માટે સાતમા સુધીની તેઓ હદ બાંધતા હશે? તેઓ એમ માનતા હોય કે તેરમા જીવસ્થાનક સુધી કેવળજ્ઞાન સુધી જવાતું નથી; કારણ તેવી સ્થિતિ, તેવું જ્ઞાન આજે નથી; એટલે સંસારમાં રહી સાતમા સુધી જવાય છે, એટલી હદ ગમ્ય છે. એ વાર્તા એમ તેઓ સિદ્ધ કરતા હોય સો ભલે, પણ તેમ તે વાર્તા સિદ્ધ થતી નથી. જેમ સસારમાં રહી તેરમા સુધી જવાય છે, એજ પ્રમાણે સ્થિતિ હોય તો સંસારમાં રહી સાતમા સુધી જવાય છે. જો તે સ્થિતિ ન હોય તો સાતમા સુધી પણ જવાતુ નથી. પરિણામ આશ્રયે ભલે સાતમા સુધી કલ્પના કરી શકાય; પણ પ્રવર્તનને અંગે તેમ થઇ શકતુ નથી. જેને ગૃહભાવ છૂટે નહિ તે છઠ્ઠે જીવસ્થાનકે કેવી રીતે આવી શકે? કોઇ એવી શંકા લાવે કે જેને આંતર ત્યાગ છે, તે છઠ્ઠે જીવસ્થાનકે આવે છે; તેમાં ક્યાં અડચણ આવે છે? શાસ્ત્રકાર કહે છે કે, જે પુરૂષને મનુષ્યના કે દેવ પશુના ભોગ પ્રતિ અરૂચિ થઇ હોય તો તે અવસ્ય આરંભ પરિગ્રહનો ત્યાગ *કરે છે. તે આરંભ પરિગ્રહમાં પ્રવૃત્ત હોતો નથી. જો આરંભ પરિગ્રહ બંધ થાય તો સંસારમાર્ગનો ઉચ્છેદ થાય છે. તાત્પર્ય એ છે કે તેઓ છઠ્ઠા જીવસ્થાનકે આવે તો તેઓને બાહ્ય આરંભ પરિગ્રહનો સંસર્ગ ન હોવો જોઇએ. જો તે સંસર્ગ છે, તો છઠ્ઠાની સ્પર્શના તેઓને નથી જો છઠ્ઠાની સ્પર્શના માનીએ તો આરંભ પરિગ્રહરહિતતા બાહ્યમાં પણ હોવી જોઈએ. જ્યાંસુધી જીવને સંસારના આરંભ પરિગ્રહની અનુકુળતા છે, ત્યાંસુધી અબંધન—સંયમની વાર્તા ક્યાંથી સંભવે? તેને અંગે તે સ્થળે ૧૧ મી કલમમાં તેઓ કહે છે કે:—

"સક્રિય જીવને અબંધનું અનુષ્ઠાન હોય એમ બને જ નહીં. (ક્રિયા છતાં અબંધ ગુણસ્થાનક હોતું નથી.)"

* જુઓ ઉત્તરાધ્યયન, ૨૯ મું અધ્યયન, બીજું પ્રશ્નોત્તર.

આ વાર્તા તેઓએ કૌંસમાં સ્પષ્ટ કરી છે, એટલે સક્રિય એટલે જ્યાંસુધી જીવને આરંભ પરિગ્રહ છે ત્યાંસુધી અબંધનું અનુષ્ઠાન-સંયમ ક્યાંથી હોય? નહિજ હોય. જો કે તેઓનો એ વાક્યનો અર્થ કૌસમાં કહેલો છે, તે છે; પણ આપણે અત્ર આ અર્થ (ઉપર કહ્યો છે તે) ઘટાવીએ તો ઘટી શકે છે. છઠ્ઠા જીવસ્થાનકે વર્ત્તમાનમાં જીવ આવી શકે; પણ આરંભ પરિગ્રહનો ત્યાગ કરવા જીવ નિર્બળતા બતાવે છે, એજ વસ્તુ કઠિન છે એમ સમજાય છે. મનુષ્યજ્ઞાન આટલી હદે ચડી જાય છે, પણ વર્ત્તનમાં નાસીપાસ થાય છે, ત્યારે એમ સમજાય છે કે તેમ વર્ત્તવુ તે કઠિન-ઘણું કઠિન છે. જ્ઞાનમાં ઉંચી હદે ચડેલાઓ, આરંભ પરિગ્રહ ત્યાગ કરનાર ને જેઓ જ્ઞાનમા પામર છે, તેઓને પામર જુએ છે, ને તેઓનો સંયમ તે સંયમ માનતા નથી; પણ આ સ્થળે સાવ સ્પષ્ટ થાય છે કે જે વસ્તુ જેની પાસે છે, તે વસ્તુ બીજા પાસે નહિ હોવાથી, તે તેને પામર જુએ છે. વસ્તુનો ગર્વ હોવાથી બીજાને પામર માને છે, ત્યારે ગુણી મનુષ્ય પોતાની પાસે જ્ઞાન કે ચારિત્રનો અભાવ હોવાથી ને તે બીજા પાસે હોવાથી પોતાને પામર માને છે, ને બીજાને સમૃદ્ધ માને છે.

[ પૃષ્ટ ૫૩૬ ] અનાચાર અધિકાર.

૫. મી કલમમાં તેઓ કહે છે કે:—

"જ્યાંસુધી યથાર્થ જ્ઞાન થાય નહીં, ત્યાંસુધી મૌન રહેવું ઠીક છે, નહીંતો અનાચાર દોષ લાગે છે. આ વિષય પરત્વે ઉત્તરાધ્યયન સૂત્રમાં 'અનાચાર' નામે અધિકાર છે."

યથાર્થ જ્ઞાન વિના-વસ્તુને બરાબર સમજ્યા વિના મુનિઓને બોલવાની ના કહી છે, અર્થાત્ મૌન રાખવું મુનિઓને ઇષ્ટ છે. આ વાર્તા ઠીક છે. પણ આ અધિકાર સૂત્રકૃતાંગના ઉત્તર ભાગમાં છે, ઉત્તરાધ્યયનમાં નથી.

૮. મી કલમમાં તેઓ કહે છે કેઃ—

"દિગમ્બરના તીવ્ર વચનોને લીધે કંઇ રહસ્ય સમજી શકાય છે. શ્વેતાંબરની મોળાશને લીધે રસ-ઠંડાતો ગયો."

આ વાક્ય કંઇ વિચાર પરત્વે લખ્યું હશે. શ્વેતામ્બરોની તેઓને શું મોળાશ લાગી ? શું શ્વેતામ્બર પુસ્તકો મોળાં છે કે શ્વેતાંબર સંપ્રદાય સાધુ-સાધ્વીઓ મોળા છે ? દિગંબરનાં તીવ્ર વચનોને લીધે કંઇ રહસ્ય સમજાય છે, તો શું દિગમ્બર પુસ્તકો બોલે છે, તે ન્યાયશીલ છે ? દિગમ્બરો ઘણી જગ્યાએ કેવળ ક્રિયામાર્ગને ઉખેડી નાંખતા હોય છે; ને બહુધા જ્ઞાન ઉપર ભાર આપતા હોય છે; તો શું એકલા જ્ઞાનથી મોક્ષે જવાય એમ જૈનદર્શન કહે છે કે ? દિગમ્બર કઈ બાજુમા નિષ્પક્ષપાતથી બોલે છે ? તે તો કહે છે કે વસ્ત્રનો કે સૂત્રનો એક ધાગો રાખે તે સાધુ નથી તેને માટે ત્રીશમા વર્ષમાં તેઓ પણ કહી ગયા છે કે તેમ કરવાથી-નગ્ન રહેવાથી શરીર બળ ઘટવાથી ચારિત્રનો નિર્વાહ થઈ શકતો નથી; તો દિગમ્બરનાં વચનો કઇ રીતે તીવ્ર રહસ્યવાળાં લાગે છે ? જે મનુષ્ય એક જગ્યાએ બોલવામાં મોળો પડે છે, તો પછી બીજી જગ્યાએ વ્યાજબી છે, તેનું શું પ્રમાણ ? દિગમ્બર વસ્ત્રનો સાવ નિષેધ કરે છે, ને પરિધાન કરનાર સાધુને નરકમાં જવાનું કહે છે. તો આ વચન તેમને શું તીવ્ર લાગે છે કે ન્યાયશીલ લાગે છે ?

## [ પૃષ્ટ ૫૩૭ ] અસ્મિતાના ઉદ્ગાર

૧૨ મી કલમમાં તેઓ લખે છે કેઃ—

"અમારી આજ્ઞાએ વર્તતાં જો પાપ લાગે તો અમે અમારે શિર ઓઢી લઇએ છીએ; કારણકે જેમ રસ્તા ઉપર કાંટા પડયા હોય તે કોઈને વાગશે એમ જાણી માર્ગે ચાલતાં ત્યાંથી ઉપાડી લઇ કોઈને જ્યાં ન લાગે તેવી બીજી એકાંત જગોએ કોઇ મૂકે તો કાંઈ તેણે રાજ્યનો ગુન્હો ક્યોં કહેવાય નહીં; તેમ મોક્ષનો શાન્ત માર્ગ બતાવતાં પાપ કેમ સંભવે ?"

આ ઉદ્ગારોમાં અસ્મિતા છે. ખુદ મહાવીર પ્રભુ કે બીજા જ્ઞાનીઓ પણ એવુ બોલ્યા નથી કે અમારી આજ્ઞાએ ચાલતાં પાપ લાગે તો અમારે શિરે ઓઢી લઇએ છીએ. શાસનમાં જેની આજ્ઞા ચાલે છે, તે શાસનનો અધિપતિ હોવો જોઇએ; તે મહાત્યાગી મહા સમર્થ, ને જ્ઞાની હોવો જોઇએ; શું તેઓમાં એવી શક્તિ હતી કે તેઓની આજ્ઞા પ્રમાણે ચાલતાં કોઇ અધઃસ્થિતિમા જાય તો તેઓ તેને બચાવી લે ? વીતરાગ હોય તો તેઓની આજ્ઞા નિર્દોષ હોય, ને તે માનવાલાયક છે; પણ જેઓ સરાગી છે, તેઓની આજ્ઞા સર્વથા નિર્દોષ હોતી નથી.

## [ પૃષ્ટ ૫૩૭ ] અનંત સંસાર

૧૫ મી કલમમા તેઓ બોલે છે કેઃ—

"યથાર્થ સ્વરૂપ સમજ્યા વિના, અથવા પોતે જે બોલે છે તે પરમાર્થે યથાર્થ છે કે કેમ તે જાણ્યા વિના, સમજ્યા વિના જે વક્તા થાય છે, તે અનંત સંસારને વધારે છે. માટે જ્યાંસુધી આ સમજવાની શક્તિ થાય નહી, ત્યાંસુધી મૌન રહેવું સારૂં છે."

આ વાત યથાર્થ છે. આપણને લાગે છે કે એમણે પોતે પોતાના અનેક ઉદ્ગારો કાઢયા પૂર્વે આ પ્રકારે સ્વવાણીનું તોલન નહિ કર્યું હોય.

૧૭ મી કલમમાં તેઓ કહે છે કેઃ—

"જો કે હમણાંજ તમો સર્વને માર્ગે ચઢાવીએ, પણ ભાજનના પ્રમાણમાં વસ્તુ મૂકાય છે."

મતલબ કે તેઓને બધાને માર્ગમાં ચડાવવાની શક્તિ છે, પણ ભાજન બરાબર નથી. ભાજન યોગ્ય હોય કે ન હોય, પણ જ્ઞાની પુરૂષો તો સુઘટિત ઉપદેશ આપવામાં હમેશાં તૈયાર હોય છે. જ્ઞાની પુરૂષ માત્ર ઉપદેશ આપવાનું લક્ષ્ય રાખે છે.

૧૮ મી કલમમાં પણ તેઓ બોલે છે:—

"તમારે કોઇ પ્રકારે ડરવા જેવું નથી કારણકે તમારે માથે અમારા જેવા છે."

બીજી ઉક્તિઓના જેવી આ પણ એક દર્પોક્તિ છે. તેમના સુવિચારશીલ વાક્યોમાં પણ જ્યારે આવી અસ્મિતા અને દર્પની છાંટ જોવામાં આવે છે, અને બીજી બાજુએ તેમની ત્યાગવિષયક નબળાઇ જોવામાં આવે છે, ત્યારે સ્વાભાવિક રીતે જ તેમાંના તત્ત્વ તથા સત્ત્વનું મૂલ્ય મનુષ્યના અંતરમાંથી ઉતરી જાય છે, પછી ભલે સામાન્ય બુદ્ધિનાં મનુષ્યો ઉપરટપકેથી જોઇને તેવાં વચનો ઉપર પક્ષપાત બુદ્ધિ રાખે.

[ પૃષ્ઠ ૫૯૬ ] [ અંક ૩૧ ] **એક ભવ કરી મોક્ષે જવાનું.**

"ધન્ય રે દિવસ આ અહો"

આ કવિતા તેઓએ રચી છે; તેમાં તેઓને જે ઉલ્લાસ આવ્યો છે. ને આત્માનુભવ થયો છે, તે વાર્તા સ્પષ્ટ તેઓએ જણાવી છે. અપૂર્વ અનુસાર, વૈરાગ્યધારા, સમ્યક્ત્વ પ્રાપ્ત થયું, વિગેરે વાર્તા તેઓએ તેમાં કરી છે.

છેવટે તેઓએ શું ધારણા ધારી હતી, તે પણ વસ્તુ તેમાં સમજાવી છે. તેઓ કહે છે કે એવું ધાર્યું હતું કે આ દેહથી સત્ય ધર્મનો ઉદ્ધાર થશે, ત્યાં અપૂર્વ વૃત્તિ આવી, ને અપ્રમત્ત યોગ થવા સાથે કેવળ લગભગ ભૂમિકા સ્પર્શી દેહનો વિયોગ થશે. આમ હતું, પણ છેવટ તેમ થઇ શક્યું નથી. એટલે હવે એક ભવ માત્ર કરી મોક્ષમાં જઇશું—સ્વરૂપ સ્વદેશ—જઇશું, એમ તેઓ કવિતામાં પોતાની ઉત્સાહવંતી આશા જણાવે છે; તેઓ જે ધારણા ધારે છે, એ સત્ય હશે ખરી ? આ ભવની ધારણા પ્રત્યક્ષ જ્યારે પૂરી થઇ શકી નહિ, તો પછી પરોક્ષ વિષેની ધારણા ખરી પડે તેની આશા શી અને પ્રમાણ શું ? જ્યારે સંપૂર્ણ હાથમાં સામગ્રી હતી, ત્યારે

પ્રમાદવશ એ વસ્તુ કરી શક્યા નથી; તો પછી જ્યાં દૃષ્ટિ કે જ્ઞાન થોડાં પણ પહોંચી શકતાં નથી, ત્યાંની કલ્પના કેટલી સાચી કે વાજબી છે, તે તો વાચકોજ પોતે સમજી લે. તેમનો ઉલ્લાસ મોક્ષમાં જવાનો છે, ને તે પાર પડે એવું તો સૌ કોઈ ઇચ્છશે. એક ભવમાં મોક્ષે જવાની તેમની ધારણા કેટલીક વિચારણા માંગે છે. શાસ્ત્રમાં આપણે જોઇએ છીએ કે જે એક ભવ કરી મોક્ષે જવાના છે, તેનું વર્ત્તન આ ભવમાં કેવું હતું? જ્ઞાન દર્શન ને ચારિત્રની યથાતથ્ય આરાધના કરવાનો દાખલો તેઓને બંધ બેસતો નહિ આવે, કારણ કે તેમ તેઓ કરી શક્યા નથી; પણ તેઓના અભિપ્રાય પ્રમાણે શ્રેણીક અને કૃષ્ણના દાખલા લેઇએ. તેઓ કંઈ પણ વ્રત પ્રત્યાખ્યાન કરી શક્યા નથી, પણ એક ભવ કરી મોક્ષે જવાનાછે. જેમ રાજા શ્રેણીક, કૃષ્ણ વાસુદેવ ઘણો ઉલ્લાસ આવવાથી તીર્થંકર નામ ગોત્ર કર્મ ઉત્પન્ન કરી એક ભવ કરી મોક્ષ જશે, તેમ પોતે પણ એક ભવ કરી મોક્ષે કેમ ન જાય એમ શ્રીમદ્‌નુ ધારવું છે. કૃષ્ણ ને શ્રેણીકની કેટલી ભક્તિ હતી, તેનું માપ આજે કોણ કહાડી શકે તેમ છે? ખુદ તીર્થંકર તેની ભક્તિ જોઈ વિસ્મય પામ્યા છે. દેવોએ તેમને સમ્યક્ત્વથી ખસેડવા માટે શાસનનું કેટલુ બધુ નિકૃષ્ટત્વ તેમના સમીપે દર્શાવ્યું છે, છતાં તેઓના હૃદયમાં શાસનના એક પણ સાધુ સાધ્વીના ચરિત્ર માટે ભ્રાન્તિ થઇ નથી. તેથી ઉલટું શ્રીમદે સાધુઓ અને ગુરૂઓ ઉપર પ્રહાર કરવામાં બાકી રાખ્યું નથી. સમ્યક્ત્વનો દાવો થતો હોય ત્યાં શ્રુતજ્ઞાનની કે પ્રભુનાં વચનની કેટલી કિમ્મત હોય? તેના પર કેટલો ભાવ હોય? શ્રીમદ્ કેટલીક વખત શ્વેતાંબરના શાસ્ત્ર ઉપર ભાર આપે છે, કેટલીક વખત દિગંબરનાં શાસ્ત્ર ઉપર ભાર આપે છે, કેટલીક વખત બન્ને સાપેક્ષિત છે, તેમાં સંદેહનાં સ્થાન છે, એમ પણ તેઓ કહે છે.

શાસ્ત્રકારો મિથ્યાત્વ જીવસ્થાનકની વ્યાખ્યા કરતાં કહે છે કે

જ્ઞાનીઓએ જે જે હકીકતો કહી છે, તે વસ્તુને માને શ્રધ્ધે નહિ, તે મિથ્યાત્વનો પ્રકાર છે; તેમ તે વસ્તુને ન્યૂનાધિક શ્રધ્ધે, તે પણ મિથ્યાત્વ છે. ત્રીજો પ્રકાર તે વસ્તુને ફેરફારરૂપ સર્દહે, તો મિથ્યાત્વ છે. ચોથા પ્રકારમાં જે વસ્તુને શાસ્ત્રકારે કહી છે, તેમાં થોડો પણ ભેદ—અંતર માને–કહે–શ્રધ્ધે, તે પણ મિથ્યાત્વ છે. તો તેઓ શાસ્ત્રકારથી ઘણી વખત ઘણી રીતે જુદા પડે છે, ને પોતાની ઇચ્છા પ્રમાણે તે વસ્તુને સમજાવે છે. એ નિર્મળ સમ્યક્ત્વ ન કહેવાય. એકભવ કરી મોક્ષે જાય તેમાં સમ્યક્ત્વનું બળ હોવુ જોઈએ, કૃષ્ણ શ્રેણીક રાજાઓનાં સમ્યક્ત્વની બરાબરીમાં આવવું ઘણું કઠણ છે, એક ભવ કરી મોક્ષે જશે એવી છાપ રાજા શ્રેણિક ને કૃષ્ણાદિકને ખુદ તીર્થંકરોએ આપી હતી પણ શ્રીમદ્દ ઉપર તો એવી છાપ મારનાર તેમના પોતાના મન સિવાય અને એમની પાછળ પાછળ ચાલનારી વ્યકિતઓ સિવાય બીજું કોઈ નથી. તીર્થંકરોએ કે જ્ઞાનીઓએ કોઈ સ્થળે કહ્યું નથી કે તેઓ એક ભવ કરી મોક્ષે જશે.

ઇતિ અલમ્! શ્રીમદ્દના વિચારોનું નિરીક્ષણ અત્ર પૂરૂં કરી એમના વિચારો અને તે વિચારો પરના આ પુસ્તકમાંના વિચારો હું સુજ્ઞ વાચકના હાથમાં મૂકું છું. શ્રીમદ્દના વિચારોમાંનાં દૂધ અને પાણી છૂટાં પાડી બતાવવા મેં યત્ન કર્યો છે અને હું આશા રાખું છું કે વાચક આ પુસ્તકને પણ હંસવત્ નિરીક્ષે.



# "શ્રીમદ્ રાજચંદ્ર" વિષે વધુ વિચાર

શ્રીમદ્ રાજચંદ્રના વિચારો તેમની પોતાની હયાતિમાં જૈન દૃષ્ટિએ કેટલાકોને તે વખતે અનુકૂળ થયા ન હતા; તોપણ મુખોપમુખ વાર્તા ભિન્ન ભિન્ન હોવાથી ઘણી વખતે સુજ્ઞ વિચારકો અવિશ્વસનીય અને અનિશ્ચિત જાણી જતું કરતા હતા. તેમનો દેહ વિલય થયા પછી થોડા વખતને અંતરે તેમના અનુયાયીજનોથી તેમના પોતાના બોલેલા ને લખેલા વિચારો તથા પત્રોનો સંગ્રહ એક મોટા પુસ્તક રૂપે બહાર પાડવામાં આવ્યો છે. જો કે આજે તે પુસ્તકની ત્રણ ચાર આવૃત્તિઓ થઈ ગઈ છે. એ પુસ્તકમાં લગભગ તેમના લખેલા અક્ષરે અક્ષરનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એ વાર્તા ખરી છે કે અંદર દાખલ કરેલા પત્રમાંથી કેટલોક ભાગ આગલનો કે મધ્યનો કે છેવટનો કહાડી નાંખવામા આવ્યો છે. એ ભાગ રાખતા લોકોમાં ઘણું ખરાબ દેખાશે એમ સમજી રદ કર્યો હોય એમ જણાય છે. એ પૂરાવા માટે એટલુંજ કહેવું બસ થશે કે એ પત્રો જે જે વ્યક્તિ ઉપર લખેલા છે, તે વ્યક્તિમાંથી કોઈનું પણ નામ રાખવામાં આવ્યુ નથી તથાપિ જે જે પત્રો રાખી લીધા છે, તે બધા પત્રો સમાજની સમક્ષ મૂકી શકાય તેવાં તો નથીજ; છતા સામાન્ય જનો ઢી અર્થવાળી ભાષા ગંભીર અર્થ ને યુક્તિમાં વાપરેલી વસ્તુ નહિ સમજી શકે એમ જાણી સંગ્રાહકોએ એ વિચારો બહાર મૂકયા છે. પણ એઓએ જાણવુ જોઈતું હતું કે બધા લોકો એટલા બધા સામાન્ય નથી, કે તેમનો લખેલ વિચાર-અર્થ નહિ સમજી શકે, તેમ બધા લોકો તેમના અનુયાયી થઇ જઈ જી, હા જી, હા કરે, કરશે, તેમ પણ નથી. એટલે કે જે પત્રો ને વિચારોથી સંગ્રહિત પુસ્તક બહાર પડયું છે, તે પુસ્તકને તેમના અનુયાયીઓ ભલે ઇશ્વરના વાકય છે, એમ માની લે; પણ બીજાઓ તેમ શા આધારે કે શું પ્રમાણથી માની લે એ સમજી શકાતું નથી. એ વાતો

સત્ય છે કે જેનો જેવો અભ્યાસ તેવી તેની તે કિંમત આંકી લે છે. શહેરી સ્ત્રીજન મૌક્તિકની માળા ગળામાં પહેરી આનંદ માને છે, પણ વનચર ( વગડામાં રહેનાર ) ભીલ સ્ત્રીઓ તો તે મૌક્તિક માળા કરતાં ચણોઠીની માળાને વધારે પસંદ કરે છે. તેમજ આજે જનતા વીતરાગના વચનને ગોણ કરી મુખ્યત્વે પોતાની પ્રકૃતિ ને બુદ્ધિ પ્રમાણે ચાલનાર સ્વચ્છંદી ને વીતરાગના વચનને ઠોકરે મારનાર જનોને પસંદ કરે છે. તેનું કારણ એ છે કે જીવો એટલા બધા અનભ્યાસી ને ઘણા અજ્ઞ હોય છે.

શ્રીમદ્ રાજચંદ્રના વિચારોને કેટલાક ઉપર ટપકે જોઇ જનાર જીવો પસંદ કરે છે. અંદરના પ્રેમીજનો પસંદ કરે તેમાં આશ્ચર્ય શાને હોય? પણ જેમ સામાન્ય દૃષ્ટિથી જોઇ જનારને વિચારો, પત્રો, વ્યાજબી લાગે છે, તેમ બધું તેમનુ લખેલ બરાબર હોયતો કોઈપણને ટીકા કરવાનો, અવલોકન કરવાનો કે નિરીક્ષણ કરવાનો પ્રસંગ શાને હોય? તેમના અંગતજીવન સાથે કે તેમની જીવનની રીતભાત સાથે કોઇને વિરોધ છે જ નહિ. તેમ કોઇએ તે વિષે ટીકા કરી પણ નથી. પણ તેમના વિચારો જે બહાર મૂક્યા છે. તે તેમના લખેલા પત્રો ને વિચારોમાં ઘણું અસંબંદ્ધ કરે છે. એટલુંજ નહિ પણ જૈન દર્શનમાં રહી, જૈન દર્શનની અત્યુત્તમતા તેમણે બતાવ્યા છતાં તેઓ જૈન દર્શનથી કેટલા બધા વિરૂદ્ધ જાય છે એજ જોવા જેવું છે. એજ કોઇપણ વિચારકને અંદર હૃદયમાં ડંખે છે. તેઓ ઉંડા વિચારક હતા, તેઓ જૈન દર્શનને, અન્ય દર્શનના મુકાબલામાં અત્યુત્તમ બતાવી શક્યા છે. તેઓ વસ્તુને સારી રીતે સમજી શક્યા છે; છતાં તેઓ મસ્તક વિના ધડ જેમ સંગ્રામમાં ઘૂમે છે, તેમ ઇચ્છા પ્રમાણે જનતા આગળ ઘૂમ્યા છે. કોઈ કોઇ જગ્યાએ તેઓ સર્વજ્ઞ હોવાનો દાવો લાવે છે, કોઇ કોઇ જગ્યાએ સર્વજ્ઞની નજીક પહોંચી ગયાનો દાવો ઉઠાવે છે; આથીજ તેમના વિચાર સામે કોઇ શ્વેતાંબર દેરાવાસી એક વિદ્વાન્ સાધુએ નવીનરાજ નામનું એક પુસ્તક બહાર પાડ્યું હતું.

ત્યાર પછી જૈન સમાચાર પત્રમાં તેમના પત્રો સામે વિદ્વાન વા. મો. શાહે અવલોકન કર્યું છે. ત્યાર પછી હમણા હમણાં તેમના કેટલાક પત્રો લેઇ તે ઉપર તટસ્થ દૃષ્ટિથી એક **મહારાજે** નિરીક્ષણ કર્યું છે.

આ બધી વસ્તુ ઉપરથી વક્તવ્ય એ છે કે શ્રીમદ્ રાજચંદ્રે જનતાને જૈન દર્શનની વસ્તુ સમજાવતાં પોતાને અંગે કેવા કેવા ઇસારા કર્યા છે ને તે કેટલા બધા વધુ પડતા છે, એ સમજી શકાય તો બસ છે. કોઇપણ ભક્તજન પોતાના સેવ્ય કે ગુરૂની ગમે તેટલી હદ સુધી પ્રશંસા કરે, તો તે તેને ક્ષંતવ્ય છે. પણ સેવ્ય–પોતેજ પોતાની પ્રશંસા કરવા મંડી પડે, ને પોતાની સર્વ મહત્તાની પોતેજ બ્યુગલો ફૂંકે, તો તે સેવ્યની કેટલી કિંમત આંકવી, એ કોઇપણ સુજ્ઞ વાચક સમજી શકશે. આજે કેટલાક જૈન વિદ્વાનો ગાંધીજીને કેટલીયે ઉચ્ચ કક્ષામાં મૂકી દે છે, ઉપરાંત જૈન પુસ્તકોમાં આદર્શપાત્ર શ્રીમાન્ મહાવીરને જેમ કહ્યા છે, તેમના કરતાં પણ ગાંધીજીને આગળ લાવવામાં તેમનાં પુસ્તકોમાં તેઓ લખી રહ્યા છે. જોકે મહાત્મા ગાંધીજી આ સર્વ વાતનો ઇન્કાર કરે છે ને પોતાનો ત્યાગ, કે તેવી મહત્તા જે મહાવીર માટે જૈન પુસ્તકો કહે છે તેની પોતે સાફ સાફ ના પાડી દે છે; છતાં ભક્તિની ઘેલછાને વશ થઇ ગમે તેવો મનુષ્ય પોતાના સેવ્યને માટે ગમે તેમ લખી નાંખે, અથવા ગમે તેમ માની બેસે. પણ સુજ્ઞ મનુષ્ય જે ઉંડો વિચારક ને સમયજ્ઞ હોય તો તે પોતાને વિષે હદ ઉપરાંત લખી શકે નહિ, ને એકપણ શબ્દ વધુ પડતો બોલી નાંખે નહિ. આપણે જ્યારે આવા વિષયનો વિચાર કરીએ છીએ ત્યારે શ્રીમદ્ના માટે આપણને કેવો વિચાર આવી શકે? ઘેલો થયેલો મનુષ્ય જેમ જ્યાં ત્યાં રસ્તામાં ભટકતો હોય ને કહે કે હું રાજા છું. કેમ અલ્યા, હું શહેનશાહ નહિ? મને રાજા–શહેનશાહ કહો, નહિતો આ પથરો મારૂં છું. લોકો તેને રાજા કહે. ને તેના આત્માને ખુશી કરે. એ ઘેલો મનુષ્ય પોતાને રાજા કહેવડાવી ખુશી થાય છે, ને આનંદ માને છે. એમ સુજ્ઞ મનુષ્ય ક્યારે પણ કરતો હોતો નથી.

શ્રીમદ્ રાજચંદ્ર, તેમના પુસ્તક ઉપર નજર નાંખતા, લગભગ ૩૩ કે ૩૪ વર્ષ સુધી જીવ્યા છે. જો કે તેઓ ઉમરમાં આવ્યા પછીથી તે અંતિમ કાલ સુધી પત્ર રૂપે કે વિચાર રૂપે કંઇ કંઈ લખી રહ્યા હતા. એ દરેક વિષે ડહાપણ તથા વિચારશીલતા બહુ જણાય છે, તથાપિ, કેટલીક વખત તેઓ એવા ઉન્માદમાં ને આવેશમા આવી જાય છે, કે પોતે જાણે સર્વજ્ઞ નહોય, અથવા સર્વજ્ઞની જેમ સમર્થ ન હોય, તેમ પોતાના સેવકોને પત્રો લખતા હોય છે. એવા પત્રો શ્રીમદ્ રાજચંદ્ર પુસ્તકમાં કોઈ કોઈ યુક્તિ રૂપે, કોઇ કોઇ સ્પષ્ટ રૂપે જણાય છે. કેટલાક પત્રો તદ્દન નહિ બાહિર આવેલા,—નહિ છાપેલા કે રહી ગયા છે. તે સઘળા પત્રો જો સંગ્રહિત કરી બહાર પાડવામાં આવે તો ખુદ તેમના અનુયાયીઓ પણ વિચાર વિભ્રમમાં પડે, એટલુંજ નહિ પણ ઘડીભર તેઓ સ્વયં પણ એ પત્રોમાંની અતિશયોક્તિ ભરી અને અણછાજતી આત્મશ્લાઘાની હદ ઓળંગી જતી બાબતો તરફ ખેદની નજરે જુએ. પણ 'રાગાંધો નૈવ પશ્યતિ' એ સૂત્રોક્તિ મુજબ જેને વિષે રાગનો અતિરેક હોય છે, તે તેમા કિંચિત્ પણ દોષ જોઈ શકતો નથી, ઉલટુંજ તે દોષની પ્રશંસા કરવા લાગી જાય છે; એટલેજ ગાંધીજીને શ્રીમદ્‌ના સંસ્મરણોની નોંધમાં લખવું પડયુ કે:—"કેટલાક એમ કહે છે કે શ્રીમદ્ પચીસમા તીર્થંકર થઈ ગયા. કેટલાક એમ માને છે કે તેમણે મોક્ષ મેળવી લીધો. આ બંને માન્યતા અયોગ્ય છે એમ મને લાગે છે. એ માન્યતા ધરાવનારા શ્રીમદ્‌ને ઓળખતા નથી અથવા તીર્થંકરની અથવા મુક્ત પુરુષની વ્યાખ્યા બીજી કરે છે." આ ઉપરાંત શ્રી કાકાસાહેબ કાલેલકરે પણ શ્રીમદ્‌જયંતી પ્રસંગે ટીકા કરતાં કહ્યું હતું કે:—"રાજચંદ્રના ભક્તો જ્યાં ત્યાં જાણે રાજચંદ્રને પ્રમાણ પત્ર મળ્યું હોય એવી રીતે એ (ગાંધીજીના ઉદ્‌ગારો) ટાંકે છે ત્યારે એ જરા વિચિત્ર લાગે છે."

મનુષ્યો જાણતા હશે કે સમાજમાં એટલા બધા વાચાલ

મનુષ્યો હોય છે કે તે પોતાની વાચાલતાથી શ્રોતાઓને સહજે આંજી નાખે છે. વસ્તુતઃ તે વાર્તા કે તે વાર્તાનો સંબંધ કાંઈ પણ ન હોય, તોપણ શ્રોતૃવર્ગ પોતાની અક્કલના અભાવે તે વાર્તા કરનારને અને વાર્તાને સાચી માની બેસે છે.

અને તેમ થતાં વાચાલ હોંશિયાર ગણાય છે. શ્રીમદ્દના પુસ્તકનું તટસ્થ અવલોકન કરતાં અવલોકનકારને સ્પષ્ટ જણાય છે કે શ્રીમદ્દ સ્થળે સ્થળે પોતાના પુસ્તકમાં "સર્વજ્ઞ" પણાનો દાવો કરતા હોય છે. પરન્તુ જૈન પુસ્તકોના અભ્યાસીઓ સારી રીતે જાણતા હશે કે સર્વજ્ઞ થાય તેને શેષ મેળવવાનું શું રહે છે? અલબત્ત, કાંઇજ રહેતું નથી. ત્યારે શ્રીમદ્દને સર્વજ્ઞ સમાન થયા છતા કાંઇક મેળવવાની ઇચ્છા હોય તેમ જણાય છે.

આમ તેમના આખા પુસ્તકમા બારીકાઈથી નિરીક્ષણ કરતાં કેટલીક ઉપયોગી બાબતોની નોંધ લીધા પછી મોટે ભાગે તેમાં પરસ્પર અસંબંધના સિવાય બીજુ કશું લાગ્યા વિના રહી શકતું નથી.

આ ઉપરાત તેમણે જેના જેના પર પત્રો લખ્યા છે તેમાં તેમણે "ત્યાગી" (ત્યાગીના......) શબ્દ વાપર્યો છે. શંકા એ થાય છે કે જો હવે તેઓ ત્યાગીજ હતા તો પછી આ સંસાર કોનો?

મતલબ એ છે કે જ્યાં હૃદયની સાચી શાન્તિ હોય ત્યાં આવું માન-માનેપણુ અને તેને માટે અનેક જુદી જુદી રીતે માયાવી વિચારોને અવકાશ ક્યાંથી હોય? ભલે તેઓ ગમે તેટલા ઉંચા હોય એ સાથે આપણો સંબંધ નથી. પણ તેમના પત્રો જોતાં તેમનું જીવન કેવલ માન ને માયાથી ઓતપ્રોત થઇ ગયું હોય એમ લાગે છે. તેમના જીવનમા ઉંડી આછી મહાન ગણાવાની ધગશ ધીકતી હોય એમ જણાય છે. જેમ કોઇ ગરીબાઈથી બહાર નિકલી જવા ઇચ્છતો યુવાન્ પૈસાદાર થવાની તાલાવેલી સેવતો હોય તેમ આ

વ્યક્તિ આખા જીવનમાં સેવકો આગલ વૈરાગ્યની ઉદાસીનતાની અને આત્માનુભવની અનેક વાનકીઓ બતાવતા છતાં અંદરમાં કોઈ જબરદસ્ત સમર્થ વ્યક્તિ થવાની ઝંખના સેવતા જણાયા છે.

દુઃખનો વિષય એ છે કે સમાજ આગળ અધ્યાત્મની વાર્તાઓ કરી સત્યની પાછલ તેઓ અસત્યમાં મચી રહ્યા જણાય છે. જ્યાં આત્માનો સાક્ષાત્કાર હોય, ત્યાં માયા કે અસત્યની છાયા એક ક્ષણ ભર પણ ટકી શકે નહિ, તેમને આત્માનો, જેવી વાર્તા કરે છે, તેવો સાક્ષાત્કાર થયો હોત તો માયા ચીજ તેમની વાણીમાં કે તેમના પત્રમાં હોત નહિ. પણ તેમને ઉરમાં એક મહાન્ થવાની તૃષ્ણા જાગી હતી. દુનિયા તેમને ઇશ્વર તરીકે કેમ પૂજે, એ ભાવના પત્રદ્વારા તેમના જીવનમાં હતી એમ જણાય છે. દુનિયામાં ઘણાઓ ત્યાગી થાય છે, ને ધાંધલ કરે છે. પણ આપણે ત્યાગી થયા વિના એ ધાંધલ ઉભી કરીને પોતાની મુરાદ કેટલાક અંશે પૂરી પાડી છે. સમાજે તેમની હયાતીમાં તેમની ઇશ્વર તરીકે પૂજા કરી હશે; પણ આજે તેમના વચનોથી ઇશ્વર જે મહાવીર તેમના કરતાં પણ તેમની પૂજા વધારે થઇ રહી છે. મહાવીરનુ બોલેલુ આજે તેમના અનુયાયીઓ શરૂઆતમાં થતા સેવકો આગળ ધરે છે. પણ પછી ખાસ મહાવીર કરતા શ્રીમદ્‌ની વધારે પૂજા તે ભક્તો કરે છે. આજના ત્યાગીઓ તે ત્યાગી નથી; પણ દંભી છે. ત્યારે સ્ત્રી પૈસા ને પુત્ર વિના એક ક્ષણભર પણ નહિ રહેનાર શ્રીમદ્‌ને તેમના સેવકોએ સાચા ત્યાગી તો શું પણ ખુદ મહાવીર કરતાં પણ વધારે માન્યા છે, આમ થવાનું કારણ શ્રીમદ્ પોતેજ હતા. શ્રીમદ્‌નું ચિંતન વિચાર એજ હતા; એમ એમના પત્રો કહે છે.

જેઓ સાચાત્યાગી કે જ્ઞાની હોય છે તેઓને આવી માનાભિલાષા ક્યારે પણ હોતી નથી, એ વાર્તા આજે જૈન સિદ્ધાંતો પૂરી પાડે છે.

છતાં ધારો કે હોય તો તે જ્ઞાની નથી. જ્યાં આવી માનાભિલાષા ઉભી થઈ, ત્યાં માયા ને અસત્યના પડદાઓ તૈયાર થાય છે. માયા ને અસત્ય હોય, ત્યાં સમ્યક્ત્વ ક્યાંથી હોય? સમ્યક્ત્વની વાર્તા કરવાથી સમ્યક્ત્વ આવતું નથી. જૈન પુસ્તકોની વાર્તા કરવાથી સમ્યક્ત્વ હોતું નથી. શ્રીમદ્ તેમના જમાનામાં બીજાઓ કરતાં જૈન પુસ્તકોનાં વાંચનથી સારી વાર્તા કરતા હતા. બીજાઓ સ્તંભી જાય વા ઠરી જાય એવી રીતે તેઓ વાર્તાઓની ગોઠવણી કરતા હતા. પણ તેમનામાં સમ્યક્ત્વ હતું એનો શું પૂરાવો? કારણ જ્યાં સમ્યક્ત્વની પ્રાપ્તિ હોય, ત્યાં માયા કે અસત્ય ન હોવાં જોઈએ. તેમણે અનેક પત્રોમાં અસત્યની વાર્તાઓ કરી છે. કેટલીયે વખત તેમણે લખ્યું છે કે 'આ આત્માએ હવે વૈરાગ્યમાં ઝંપલાવ્યું છે. નિકળવાની તૈયારી છે. કોઈ મહાન્ કાર્ય કરીશ. તમે જુઓ તો ખરા. સૃષ્ટિનો એક મોટો પલટો કરીશ.' આમ અનેક સ્થળે જુદું લખ્યા પછી પાછી તેમણે પાઘડી ફેર બાંધી છે. સેવકો રાહ જોઈ રહ્યા હોય ત્યાં ઉત્તરમાં તેઓ જણાવે, કે 'તમે રાહ જોતા હશો; પણ હજી વાર છે, હજી માતાપિતા સ્ત્રી આદિના કરજ પૂરાં થયા નથી, તો તેમનુ દેવું પૂરૂં કરવું છે. એમ અનેક જગ્યાએ જુદો જુદો ઉત્તર આપી તેમણે સંસારથી નહિ નિકળવાનું સાચવી રાખ્યું છે. ત્યારે આપણે કહેવાનું એ છે કે તેમને કોણ ગળે પડતા હતા કે ત્યાગી કેમ થતા નથી? તેઓ પોતે જ પોતાની વાર્તા ઉભી કરે છે. ને પાછી તેઓ જ ખેંચી લે છે. ત્યારે શું આ માયા કે અસત્ય નથી કે? જ્યાં પ્રેમાળ ને પક્ષપાત દૃષ્ટિ છે, તેને તો બધું સવળું દેખાશે અથવા તે ગમે તેમ કરી તે વિષયનો બચાવ કરશે. પણ આપણે એજ કહેવાનું છે કે જ્યાં સત્ય નથી, અથવા માયા ને વક્રતાની ત્યાં મલીન છાયાઓ દેખાય છે, ત્યાં સમ્યક્ત્વનો દાવો લાવે એ શું સંભવિત છે?

શ્રીમદે તેમના પુસ્તકમાં અનંતાનુબંધી કષાય વિષે કેટલીક

વખત વ્યાખ્યા કરી છે કે અસત્ય બોલવું, માયા કરવી, અહંકાર કરવો, મમત્વ કરવો, કદાગ્રહ કરવો એ અનંતાનુબંધી કષાય છે. તો સમજવાનું એ છે કે ધર્મને અંગે આટલી બધી માયા કરવી ને અસત્ય બોલવું એ શું અનંતાનુબંધી કષાય નથી કે? તેમના કથન પ્રમાણે આવુ માયાનું સેવન થતું હોય ને અસત્યનો પરિચય રહેતો હોય તો અનંતાનુબધી કષાય છે. શ્રીમદ્‌ને સાત પ્રકૃતિનો ક્ષયોપશમ કે ક્ષય થયો હોય કે નહિ તે તો તેમનો આત્મા જાણે કે વીતરાગ જ્ઞાનીઓ જાણે; પણ તેમના જીવનમાં માનેષણા એક જીવતી ચીજ હતી, તેથી તેઓનું જીવન માયા સાથે ઓતપ્રોત થઈ ગયું હતું. જો કે ઘણી વખત આત્મીય વિષયના ઉંચા ઉદ્‌ગારો તેમણે કહ્યા છે. ઘણી જગ્યાએ માયા વિનાનું તેમનું જીવન પાણીમાં આકાશની જેમ સ્વચ્છ જણાય છે. કંઈ પળોમાં દિવ્ય વિચારો તેમણે સેવ્યા છે. પણ આખા પુસ્તકમાં જ્યારે સોંસરા નિકળી જઈએ, ત્યારે ઘણી જગ્યાએ માન એ પણ એમના જીવનનો મુખ્ય મંત્ર હતો. એમ આપણને લાગ્યા વિના રહી શકતું નથી. એટલે કેવળ આવા અધ્યાત્મવાદીમા જે મલીન ને ખરાબ છાયા ન જોઈએ, તે છતાં તે ઘણી વખત દૃષ્ટિમાં આવે છે. એકલો સત્યનો જ પાયો હોય, એકલું સત્યનું સેવન હોય, સત્યવિના કંઈ પણ બીજી વાર્તા લેખિનીમાં કે વાણીમાં ન નિકળતી હોય તેમ જણાતું નથી. આટલી વાર્તા કરતાં જે જ્ઞાની છે, તે કેટલા બધા સત્યવાદી હોય છે. તેનો દાખલો યાદ આવે છે. ત્યારે શ્રીમદ્‌ સાથે તે વ્યક્તિની સરખામણી કરતાં તે વ્યક્તિ શ્રીમદ્‌ કરતાં કેટલી બધી જુદી પડી આવે છે તે જણાઈ આવે છે. શ્રીમદે નીતિ વાક્યો લખ્યાં છે ત્યાં તેમ બીજે સ્થળે સત્ય ઉપર ભાર આપ્યો છે, પણ તેમના પોતાના અંગત જ્યા જ્યા વિચારો ને માનેષણા છે ત્યાં થોડું પણ સત્ય સચવાયું જણાતું નથી. આમ હોવાનું કારણ કે દોષ એક મહતી માનેષણા છે તેને કોઈ રીતે તેઓ દબાવી શક્યા

નથી. તેઓ જો પ્રગતિ કરીને અટકી ગયા હોય તો તે માનેષણાને આભારી છે. માનેષણા ગઈ હોત તો જે મનુષ્યસમૂહ તેમના વચનને ઝીલતો નથી, તેજ તેમના વચનને ઝીલી લેત. પણ કમનસીબ કે તે બની શક્યુ નથી. આવે પ્રસંગે સ્વામી રામતીર્થનો દાખલો કહેવો ઠીક લાગે છે. જો કે સ્વામી રામ જૈન નહિ પણ પૂરા વેદાન્તી હતા, તેમની વય લગભગ શ્રીમદ્ જેટલી જ હતી. શ્રીમદ્ ગુજરાતી ભાષા સિવાય બીજી ભાષાના પુરા અભ્યાસી નહિ હોય ત્યારે સ્વામી રામે M. A ડીગ્રી સુધી અભ્યાસ કર્યો હતો. એટલે સ્વામી રામને પ્રાંતીક હિન્દી ભાષા ને ઉર્દુ ભાષા ઉપરાંત સંસ્કૃત ઇંગ્રેજી ને ફારસી ભાષા ઉપર પૂરતો કાબુ હતો. આમ કહેવાથી શ્રીમદ્ કરતાં રામ કેટલા બધા અભ્યાસ-માં ને ભાષામાં વધારે હતા એમ કહેવાનો આશય નથી. પણ કહે-વાનો આશય એ છે કે તે રામ પ્રસંગ આવતા સન્યસ્ત થાય છે ને પરદેશમાં મુસાફરી કરતાં અમેરિકામાં જઇ ભાષણો આપે છે. ત્યાંથી કેટલોક વખત ભાષણો આપવામાં ગાળી પાછા ફરે છે ત્યારે કેટલાક અમેરિકનો તેમને કહે છે કે " અરે! સ્વામિન્! તમે જાઓ છો તો ભલે, પણ તમારૂ મિશન (ધર્મ મંડલ) સ્થાપતા જાઓ ને તમને યાદ કરે તેમ કરતા જાઓ" ત્યારે રામે કહ્યુ કે આ બધા મિશનો રામના છે. ને તેમના બધામાં રામ છે. રામ આટલા બધા મંડલોથી તેનું મંડલ જુદું કરવા ચાહતો નથી. આટલા બધા મંડલોથી એક જુદું મંડલ કરી રામ એ ઉપાધિને પસંદ કરતો નથી. રામ, જેને દુનિયાનો ઘણો ભાગ આજે ઓળખે છે તે રામ તમે જોશો કે કેટલો બધો કીર્તિનો ત્યાગ ઇચ્છે છે? રામ આજે દુનિયામાં આગલ આવ્યો હોય તો તેની કીર્તિની નિર્મોહતાને લીધે છે. એ કહેવાનો આશય નથી કે રામ ને માન ન હતું. અલબત, માન હતું એ વાર્તા સાફ સાફ સમજાય છે પણ પોતાની પ્રસિદ્ધિની ખાતર શ્રીમદ્‌ની જેમ તેણે કયારે અવળા ઉપાય યોજ્યા નથી. તેણે એટલી હદ સુધી કહ્યું છે કે સમાજ જ સત્યને

સમજ્યો નથી. વળી તે સમાજને કહે છે કે સત્ય ઉપર પ્રેમ હોય ને સત્ય એજ જીવન માનતા હો તો તમારા નામનો, કીર્તિનો, શરીરનો, સ્રીનો, અરે દરેક જાતિનો મોહ તમે છોડો. જ્યાં સુધી તમને કીર્તિની લાલસા છે, નામની પ્રસિદ્ધિની ઇચ્છા છે, ત્યાં સુધી તમે સત્યને ક્યારે પામી શકશો નહિ! અરે કીર્તિને માટે વલખા મારો છો, કોઈ પણ માનને સારૂં ધાંધલ કરો છો, કોઈ પણ સ્વાર્થને લીધે આટલાં તરફડીયા મારો છો, તો એ વાર્તા સાફ સમજાય છે કે તમને સત્યની પીછાન થઈ નથી. રામે લોકોને પ્રભુ ઉપર પ્રેમ કરવા કહ્યું છે, તેણે સત્ય ઉપર પ્રેમ કરવા કહ્યું છે. "અરે! તમારે સત્ય કે ઈશ્વરનો ખપ હોય તો તેની સાથે એકમેક થઈ જાઓ. અરે! આ જગતને તમારા દિલમાંથી ભૂલી જાઓ. વધારે શું કહુ એના દરબારમાં જવું જ હોય તો એને જ ચાહો, બીજાના સામું ન જોશો. અરે! જગત્ જનની એષણા સામું ન જોશો. આમ કરશો તોજ પ્રભુ તમને મળશે એ સિવાય અન્ય માર્ગ નથી." પણ ક્યારે તેણે પોતાની પ્રશંસા કરી નથી, તેણે પોતાના પાદ કે મૂર્તિ પૂજાવવા કે પોતાની સંજીવની મૂર્ત ઓળખાવવા ક્યારે પણ પ્રયત્ન કર્યો નથી. એટલુ જ નહિ પણ તેના બધા ભાષણોમાં પોતાની કીર્તિ ફેલાવા માટે તેણે તરફડીયાં માર્યા નથી. પ્રભુ સાથે દિલ જોડવા સમાજને તેણે જે પડકાર આપ્યો છે, એ પડકાર ને એ ભાષણો આજે કોઈપણના દિલને ખેંચી રહ્યા છે. તેના ભાષણોમાં જે રસ છે, એ રસ જ વિદ્વદ્ વર્ગના દિલને આકર્ષી રહ્યો છે. રામની સાથે શ્રીમદ્દનો મુકાબલો કરવાની મતલબ એટલી જ હતી કે રામે જ્યારે સર્વસ્વ તરીકે પ્રભુ તે સત્ય છે એમ જગતને જણાવ્યું છે; ત્યારે શ્રીમદે સર્વસ્વ તરીકનો મંત્ર પોતેજ છે, એમ દુનિયાને સમજાવ્યું. છે. કારણ તેમના મનમાં એમ સમજાયું કે આજે જૈન દર્શનનો યથાતથ્ય માર્ગ બતાવનાર મારા વિના કોઈ નથી. એટલે જગત્ ભરમાં સદ્ગુરૂ તરી-

ક્નો પરવાનો તેમણે લીધો. આથી તેમને દિલમાં જોઇએ તેવી તૃપ્તિ મલી નહિ. એટલે જોકે ધર્મના બતાવનાર ગુરૂ છે પણ ગુરૂ કરતાં જે દેવ તેમની પદવી ઉંચી છે. એટલે વિચાર આવ્યો કે ગુરૂ કરતાં દેવ કેમ ન થવુ! જૈન શાસ્ત્રો પ્રમાણે દેવ તો સર્વજ્ઞ હોય છે. ત્યારે તેમણે સર્વજ્ઞ થવાને પ્રચાર કાર્ય શરૂ કર્યું. ને તે વખતમાં વાણીમાં અનેક યુક્તિઓ તેમણે પોતે સર્વજ્ઞ છે, એમ વાપરી હોય, પણ અત્યારે તો તેમના પોતાના પત્રો તે 'સર્વજ્ઞ' હતા, એમ પૂરવાર કરે છે. અંદરના સેવકોને કદાચ અંદરના થઈને પૂછો તો તે તેમજ કહેશે કે 'લોકો ગમે તેમ માને પણ અમારી દૃષ્ટિએ તો તે સર્વજ્ઞ છે' ત્યારે આપણે આ સ્થળે એટલુ જ કહેવું બસ છે કે સ્વામી રામે કાંચન ને કાન્તાનો ત્યાગ કર્યો હતો છતાં તેણે આવું ક્યારે ખોટું બિરદ ધાર્યું નથી. ત્યારે વિચાર થાય છે કે શ્રીમદ્‌ને સાચા જૈન કહેવા કે રામને સાચા જૈન કહેવા. રામે ઘણે ભાગે તેના ભાષણોમાં જૈન સંબંધી કાંઈ ઉલ્લેખ જણાવ્યો હોય તેમ જણાતુ નથી. છતાં તેનું જીવન કેટલુ આગલ વધ્યુ હોય એમ લાગે છે, ત્યારે શ્રીમદ્ આ મહત્તાની દુનિયામાં ગણાવાની તૃષ્ણામાં કેટલા બધા ડુબી ગયા છે તે જણાશે.

અનેકાન્ત દૃષ્ટિએ (જૈન દૃષ્ટિએ) આપણે વિચારીશું તો સમજાશે કે શ્રીમદ્ ઘણું સારૂં સમજ્યા છે. ત્યારે રામ અભ્યાસમા ને વિચારમાં આગલ ઘણા વધ્યા હોય તો પણ એકાન્ત દૃષ્ટિએ વિચારક હતા એમ કહી શકાશે. આમ રામની સાથે શ્રીમદ્‌ની વાર્તા કરવામાં એક બીજાના હૃદયમાં ધ્યેય ચીજ શું હતી તે સમજાશે. રામને એકાન્તિક કહો કે વેદાન્તી કહો, પણ પ્રભુના ઉંડા પ્યારમાં તેણે ઇચ્છાઓનો નાશ કર્યો હતો. એટલે કે ઈચ્છાઓ–સાંસારિક લાલસાઓનો બહિષ્કાર કર્યો હતો. જો કે ઇચ્છાઓ તેના અંતરમાં દોડધામ કરતી હશે; પણ ઇચ્છાઓનો નાશ કરવા કે તેને દબાવવા તરફ તેનો અંતરાત્મા દોડનો હતો. ત્યારે શ્રીમદ્

અનેકાન્તિક વિચારને પામવા છતાં ઉંચામાં ઉંચા બિન્દને ધરવા છતાં સાંસારિક લાલસાઓને રોકવા પ્રયત્ન કરતા હોય તેમ જણાતું નથી. ઉલટું અંદરખાને તેને પોષવા ચાહતા હોય તેમ જણાય છે. એટલે કે સુખના સાધનોને તરછોડવા કરતાં બનતા સુધી તેને સાચવવા તેમણે યત્ન કર્યો છે એમ એમના પત્રો આપણને આજે ખબર આપે છે. કોઈ કોઇ વખતે સ્રીયાદિ કે ગમતી ચીજનો પ્રસંગવશાત્ વિયોગ તેમને પડયો હોય, ત્યારે ત્યારે અંદરમાં તેને માટે તેઓ બેચેની ભોગવતા હોય તેમ જણાય છે. તેમ તેમના પત્રમાં તેમણે લખ્યુ છે ' સત્સંગનો વિયોગ ' અત્યારે વર્તે છે, એમ શરૂઆત કરી પછી વિયોગની વ્યથા જણાવી છે. એટલે જ્યારે જ્યારે વિયોગ ઉપસ્થિત થાય છે, ત્યારે ત્યારે વૈરાગ્ય કે ઉદાસીનતા થઈ હોય એમ લોકો પ્રતિ પત્રો લખતાં તેઓ જણાવતા રહ્યા છે. પણ એ વૈરાગ્ય કે ઉદાસીનતા તેમના હ્રદયમાં કદાચ ઝાંખી રૂપે ધર્યા હોય; પણ વાસ્તવિક રીતે કે સત્ય રૂપે પ્રગટ થયા હોય તેમ સમજાતું નથી. ઘણી વખત વિષયના પોષણમાં આત્માને તેઓ રાજી રાખતા હોય છે. એટલે એમના મનને એમ થતું હતું કે ભોગને કેમ છોડી શકાય ? જેના વિના એક ક્ષણ પણ ગાળવી પાલવતી નથી; તો તે વિના રહેવું એટલે એટલો બધો વખત તે સુખના સાધનો વિના ગાળવો કેમ પાલવે ? એટલે તેમણે બન્ને વસ્તુઓ હાથમા રાખી. અર્થાત્ સુખના સાધનો રાખ્યાં ને ધર્મને પણ રાખ્યો. કંઇ લોકો આજે પૌષ્ટિક માર્ગમાં સુખને પોષવામાં ધર્મ વસ્તુ જોઇ રહ્યા છે. શ્રીમદે પોતે ત્યાગી ન થતા એ વસ્તુનો સ્વીકાર કર્યો હોય એમ જણાય છે કારણ તેને માટે એમણે એવું પ્રચારકાર્ય કર્યું કે જ્ઞાનીનો ભોગ નિર્જરાનો હેતુ છે. જ્ઞાની ભોગને ભોગવે છે, પણ કર્મ ને નિર્જરે છે. તીર્થંકરો કેટલાયે વખત સુધી સંસારમાં રહ્યા છે. તો જો કર્મ બંધ થતો હોય તો તીર્થંકરો શા માટે એટલો બધો વખત સંસારમાં રહે ? એટલે કે તેમનો આશય ભોગ છોડવાને માટે ન

હતો. જો કે શરૂઆતમાં તેમણે કેટલાક વર્ષ સુધી સંસારથી નિકલવાની ઇચ્છા બતાવી છે. તે એટલે હદ સુધી કે હમણા નિકળું છું, પણ નિકળ્યા નથી. એમા એવું રહસ્ય સમજાય છે કે પોતાની સ્થિતિ ત્યાં સુધી સંતોષકારક નહિ હોય. પણ જેમ જેમ પાસા નાખતા ગયા તેમ તેમ તેમની સ્થિતિ સંતોષકારક થવા લાગી ને ભક્ત મંડલ વધવા લાગ્યુ; એટલે દાવ તેમણે ફેરવ્યો, ને બીજી રીતે પ્રચાર કાર્ય શરૂ કર્યું.

સમાજ માને કે ન માને, પણ જગત્-મનુષ્યસમૂહ હમેશાં પામર છે. તે હમેશાં પામર રહેવાનો. તેમાં ધર્મને અંગે મનુષ્યો બહુ પામરતા ભોગવતા જણાય છે. એટલે કે કોઇ એક ધર્મવક્તા તરીકે બહાર આવે. અથવા ધર્મને અંગે, ત્યાગ, તપ, વેશ કે કોઇપણ દંભ શરૂ કરે, તેને સમાજ સહજે વગર વિચાર્યે અપનાવી લે છે. એ વાર્તા દુનિયાભરમા જાણીતી છે. એટલે કે કોઇ જો ધર્મવિષે સીધી વાર્તા કરતાં આડી ટેઢી વાર્તા કરે છે, તો લોકોને નવીન લાગે છે ને ત્યા ધસારો કરે છે. શ્રીમદ્ આ વાર્તાને સમજી ગયા હતા તેમણે બુદ્ધિમા પ્રકાશ બતાવ્યો, એટલે લોકો ચમક્યા. તેમાં વળી ધર્મ નિમિત્તે તેમણે વાર્તાની મેળવણી કરવા માંડી. બીજાઓ કરતાં તેમણે વધારેને વધારે યુક્તિપૂર્વક વસ્તુની ગોઠવણ કરવા માંડી એટલે લોકો ઝૂકાવા લાગ્યા. પણ લોકો એટલુ જોવા ઉભા રહ્યા નથી કે તેઓ જેવી વાર્તા કરે છે, તેવા તે આચારમાં કે સૌજન્યાદિ ગુણોમા આગળ વધ્યા છે કે કેમ ? તેમના પુસ્તકો ઉપરથી વાચકો જાણતા હશે કે તેમણે અનેક વખત સાધુઓની ઝાટકણી કહાડી નાંખી છે તેમના ભક્ત મંડલ સિવાય બીજાને ઢુંઢીઆ ને તપ્પા કહી વખોડયા છે. પણ તેમણે પોતે ક્યારે પણ વિચાર્યું હશેકે જૈન સાધુઓ એવા છે; પણ મારા પગ તળે શું છે ? જે ધર્મથી ને જેના પરિચયથી આટલી સ્થિતિમાં આગળ આવ્યો તેનો થોડો પણ ખ્યાલ તેમને

અનેકાન્તિક વિચારને પામવા છતાં ઉંચામાં ઉંચા બિરુદને ધરવા છતાં સાંસારિક લાલસાઓને રોકવા પ્રયત્ન કરતા હોય તેમ જણાતું નથી. ઉલટું અંદરખાને તેને પોષવા ચાહતા હોય તેમ જણાય છે. એટલે કે સુખના સાધનોને તરછોડવા કરતાં બનતા સુધી તેને સાચવવા તેમણે યત્ન કર્યો છે એમ એમના પત્રો આપણને આજે ખબર આપે છે. કોઈ કોઇ વખતે સ્રીયાદિ કે ગમતી ચીજનો પ્રસંગવશાત્ વિયોગ તેમને પડયો હોય, ત્યારે ત્યારે અંદરમાં તેને માટે તેઓ બેચેની ભોગવતા હોય તેમ જણાય છે. તેમ તેમના પત્રમાં તેમણે લખ્યું છે ' સત્સંગનો વિયોગ ' અત્યારે વર્તે છે, એમ શરૂઆત કરી પછી વિયોગની વ્યથા જણાવી છે. એટલે જ્યારે જ્યારે વિયોગ ઉપસ્થિત થાય છે, ત્યારે ત્યારે વૈરાગ્ય કે ઉદાસીનતા થઈ હોય એમ લોકો પ્રતિ પત્રો લખતાં તેઓ જણાવતા રહ્યા છે. પણ એ વૈરાગ્ય કે ઉદાસીનતા તેમના હૃદયમાં કદાચ ઝાંખા રૂપે થયાં હોય; પણ વાસ્તવિક રીતે કે સત્ય રૂપે પ્રગટ થયા હોય તેમ સમજાતું નથી. ઘણી વખત વિષયના પોષણમાં આત્માને તેઓ રાજી રાખતા હોય છે. એટલે એમના મનને એમ થતું હતું કે ભોગને કેમ છોડી શકાય ? જેના વિના એક ક્ષણ પણ ગાળવી પાલવતી નથી; તો તે વિના રહેવું એટલે એટલો બધો વખત તે સુખના સાધનો વિના ગાળવો કેમ પાલવે ? એટલે તેમણે બન્ને વસ્તુઓ હાથમાં રાખી. અર્થાત્ સુખના સાધનો રાખ્યાં ને ધર્મને પણ રાખ્યો. કંઇ લોકો આજે પૌષ્ટિક માર્ગમાં સુખને પોષવામાં ધર્મ વસ્તુ જોઇ રહ્યા છે. શ્રીમદે પોતે ત્યાગી ન થતા એ વસ્તુનો સ્વીકાર કર્યો હોય એમ જણાય છે કારણ તેને માટે એમણે એવું પ્રચારકાર્ય કર્યું કે જ્ઞાનીનો ભોગ નિર્જરાનો હેતુ છે. જ્ઞાની ભોગને ભોગવે છે, પણ કર્મને નિર્જરે છે. તીર્થંકરો કેટલાયે વખત સુધી સંસારમાં રહ્યા છે. તો જો કર્મ બંધ થતો હોય તો તીર્થંકરો શા માટે એટલો બધો વખત સંસારમાં રહે ? એટલે કે તેમનો આશય ભોગ છોડવાને માટે ન

હતો. જો કે શરૂઆતમાં તેમણે કેટલાક વર્ષ સુધી સંસારથી નિકલવાની ઇચ્છા બતાવી છે. તે એટલે હદ સુધી કે હમણાં નિકળું છું, પણ નિકળ્યા નથી. એમા એવું રહસ્ય સમજાય છે કે પોતાની સ્થિતિ જ્યાં સુધી સંતોષકારક નહિ હોય; પણ જેમ જેમ પાસા નાંખતા ગયા તેમ તેમ તેમની સ્થિતિ સંતોષકારક થવા લાગી ને ભક્ત મંડલ વધવા લાગ્યું; એટલે દાવ તેમણે ફેરવ્યો, ને બીજી રીતે પ્રચાર કાર્ય શરૂ કર્યું.

સમાજે માને કે ન માને, પણ જગત્–મનુષ્યસમૂહ હમેશાં પામર છે. તે હમેશાં પામર રહેવાનો. તેમાં ધર્મને અંગે મનુષ્યો બહુ પામરતા ભોગવતા જણાય છે. એટલે કે કોઇ એક ધર્મવક્તા તરીકે બહાર આવે.. અથવા ધર્મને અંગે, ત્યાગ, તપ, વેશ કે કોઇપણ દંભ શરૂ કરે, તેને સમાજ સહજે વગર વિચાર્યે અપનાવી લે છે. એ વાર્તા દુનિયાભરમા જાણીતી છે. એટલે કે કોઇ જો ધર્મ વિષે સોધી વાર્તા કરતાં આડી દોઢી વાર્તા કરે છે, તો લોકોને નવીન લાગે છે ને ત્યાં ધસારો કરે છે. શ્રીમદ્ આ વાર્તાને સમજી ગયા હતા. તેમણે બુદ્ધિમાં પ્રકાશ બતાવ્યો, એટલે લોકો ચમકયા. તેમાં વળી ધર્મ નિમિત્તે તેમણે વાર્તાની ભેળવણી કરવા માંડી. બીજાઓ કરતાં તેમણે ધારેને વધારે યુક્તિપૂર્વક વસ્તુની ગોઠવણ કરવા માંડી એટલે લોકો ફસાવા લાગ્યા. પણ લોકો એટલુ જોવા ઉભા રહ્યા નથી કે તેઓ જેવી વાર્તા કરે છે, તેવા તે આચારમાં કે સૌજન્યાદિ ગુણોમાં આગળ વધ્યા છે કે કેમ ? તેમના પુસ્તકો ઉપરથી વાચકો જાણતા હશે કે તેમણે અનેક વખત સાધુઓની ઝાટકણી કહાડી નાંખી છે તેમના ભક્ત મંડલ સિવાય બીજાને ઢુંઢીઆ ને તપ્પા કહી વખોડયા છે. પણ તેમણે પોતે કયારે પણ વિચાર્યું હશેકે જૈન સાધુઓ એવા છે પણ મારા પગ તળે શું છે ? જે ધર્મથી ને જેના પરિચયથી આટલી સ્થિતિમાં આગળ આવ્યો તેનો થોડો પણ ખ્યાલ તેમને

ભોગવી, વિગેરે જે જે પ્રભુની આજ્ઞા ( શાસ્ત્ર ) પ્રમાણે સારા ત્યાગી પાસે દીક્ષા લેઇ કર્યું, તે ખોટું કર્યું છે. એમ આજે તેઓ ચારિત્ર ધર્મથી પતિત થઈ લોકો આગળ કહે છે. ઉપરાંત હવે જે આરંભાદિ પ્રવૃત્તિ કરે છે, મોટા મહેલમાં કે બંગલામાં રહે છે, હવાખાવા આબુ કે ડૂમસ ઉપર જાય છે ને ઇચ્છા પ્રમાણે ફરે છે તે બધું વ્યાજબી છે, એમ જનતા આગળ તેઓ જણાવે છે. વાચકો ! તમે જોશો કે આ બધો ક્યા સદ્જ્ઞાનનો પ્રભાવ ! અરે ! તેમના અંતરાત્મામાં એવી શું સ્ફૂરણા થઇ કે જેનાથી ચારિત્ર જીવન તેમને દુઃસહ થઇ પડયું ? જેઓ ચારિત્રથી રહિત થાય છે તેમને શું જ્ઞાનની સ્ફૂરણા થઈ કે અજ્ઞાનની ? શ્રીમદ્‌ના વખતમાં અરે ! તેમની હયાતીમાં તેમના પ્રત્યક્ષ વચનબોધથી કેટલાકો ચારિત્રથી વિમુખ થઇ ગયા હતા, આજે તે આશ્રમો બાંધી રહ્યા છે, આજે શ્રીમદ્‌ નથી, તો પણ ઉંચા આચારનો ફાંકો રાખનાર પ્રાશુક ને નિર્દોષ ભોજન ઉપર જીવન ચલાવનાર અન્નને જલની દેખાની તંગી ઉપર મુસ્તાક રહેનાર કેટલાકો ચારિત્ર ધર્મથી ખસતા જાય છે. એટલું જ નહિ પણ ચારિત્રજીવન ઉપર ચાલનાર કેટલાકોની શિથિલતા જોઇ અસુયા સાથે ટીકા કરતા હતા તે આજે પોતે કેટલા બધા મૂળ ત્યાગથી શિથિલ-દૂર થઈ બેઠા છે. વાચકો તમે બધા કહેશો કે આમ થવાનું કારણ શું ! આને વિષે તે પોતે જ ખુલાસો કરે તો કેવું સારૂં ? તે પોતે જ કહે છે કે શ્રીમદ્‌ રાજચંદ્ર પુસ્તક અમને દોરનાર છે. તે ન હોત તો અમે આટલી સ્થિતિએ ન આવી શકત.' સમાજને આજ સુધી શાસ્ત્રો સંભળાવી ભ્રમાવ્યા. ને જેમ ફાવે તેમ ચાબુક માર્યા પણ આખરે શાસ્ત્ર સાંભળનાર ઘૂમે છે, ફરે છે, ને પોતાના સ્વછંદે વિચરે છે. શાસ્ત્રો પ્રમાણે જ્યારે ચાલતા હતા ત્યારે તેઓ પ્રભુ વચનથી કે લોકથી ડરતા હતા. આજે હવે તે થોડા પણ શાસ્ત્રથી કે લોકથી ડરવાની ના કહે છે. વાચકો તમને શંકા થશે કે આમ કેમ ? ખરે !

વસ્તુ ગહન છે. સમાજ, હમેશાં બાહિર દેખાય છે, તેને જુએ છે! પણ મનુષ્યજીવનમાં કેવા ઉંડા ને ન સમજી શકાય તેવા આધા આધા થરો છે; ત્યાં તે બુદ્ધિ પહોંચાડી શકતો નથી.

લોકો કહે છે કે બાપનો અંશ પુત્રમાં આવે છે ને વડનાં રજઃકણો તેના બીજમાં (ટેટામાં) જ તૈયાર થાય છે. તેમજ જ્યાં સુધી કોઇપણને શ્રીમહાવીરના પુસ્તકો ઉપર વિશ્વાસ રહ્યો ત્યાં સુધી તેણે શાસ્ત્રને આગળ કર્યા. શાસ્ત્રમાં અંગોપાંગમાં જે ત્યાગ ને જ્ઞાનની વાર્તા કરી તે વાર્તા તે શાસ્ત્રના પ્રેમીને પસંદ પડી, ને ત્યાં સુધી તેણે એ ત્યાગને વૈરાગ્યમાં ગમે તેવા વિઘ્નો આવતાં નિભાવી લીધા; પણ જ્યારે શ્રીમદ્ રાજચંદ્ર પુસ્તકના વિચારો વાંચ્યા, ત્યારે તેને લાગ્યું કે અહો! ઘણી ભૂલ થાય છે ને ઘણી ભૂલવણીમાં પડયો. આજે જોતા હશો કે જે વૈદ્ય સખ્ત ને આકરી ચરી પળાવે છે તે વૈદ્યની દવા દર્દી પસંદ કરતો નથી. કદાચ પહેલા ખબર ન પડવાથી તે દર્દી વૈદ્યને પસંદ કરે, પણ જ્યારે વૈદ્ય કોઈપણ ચીજને વાપરવાની છૂટી આપે; ને દર્દીને જેમ ઠીક પડે તેમ રજા આપે, તો પછી એ દર્દી આકરા વૈદ્ય પાસે તો નહિ જ જાય: એમ જ આજે દુનિયાભરમાં ચાલે છે. જૈનમાં એવાં તત્ત્વો ન હતા તેમ એવા ચિકિત્સકો ન હતા, પણ હમણા હમણાં ઘણા થયા છે. શ્રીમદ્ પોતે જ તેમના ભક્તોના આચાર્ય થયા. ને ખાનગીમાં કે જાહેરમાં તેમણે તેમના ત્યાગ માટે ગમે તેવા બચાવ કર્યા; પણ આજે તેમના પત્રો વાંચતાં કોઇપણ સમજી શકે તેમ છે, કે તેમને ત્યાગની ઇચ્છા કદાચ હોય પણ અમલમાં તેઓ મૂકી શક્યા નથી. તેમાં તેમણે પોતાની ભૂલ જોઈ હોય તેમ પત્રમાં જણાવ્યું નથી. પણ ઉલટું તેઓ કહે છે કે પ્રકૃતિને જીતી ન શકાય તે ત્યાગ તે ત્યાગ નથી. પણ દંભ છે. એટલે તેમને પોતાના અનુભવથી લાગ્યું કે ગમે તેમ કહો, પણ મોહને જીતવો એ તો કઠીણ છે.

કોઈપણ જીતવાને કહે છે, તે સત્ય નથી. તેમણે મોહને જીતવા વૈરાગ્ય ને ત્યાગની વાર્તાઓ લોકો આગળ મુકી, પણ અંદરખાને તેઓ મોહની અંદર લીન છે, થોડો પણ ત્યાગ કરી શક્યા નથી એ વાર્તા તે પુસ્તકના પ્રેમીઓએ જ્યારે જોઇ લીધી. એટલે એ પ્રેમીઓ ભલે ગૃહસ્થવેશી હોય કે ત્યાગવેશી હોય, પણ એ પુસ્તકના વાંચનથી સીધી ને સત્ય ક્રિયાથી છૂટવા લાગ્યા. કારણ સૌ કોઈ સમજી શકે છે કે કોઈપણ દર્દી, વૈદ્ય તરફથી છૂટ મળતાં પરહેજ પાળવી પસંદ કરતો નથી.

એ તો વાર્તા ખરી છે કે મનુષ્યઆત્મા ઘણો આગળ વધવા પ્રયત્ન કરે છે, ત્યારે તેના ઉપર પ્રકૃતિ ( કર્મ ) ના ઘણા હૂમલાઓ થાય છે ને ઘણી વખત છેક છેલ્લી સ્થિતિમાં આત્માને મૂકી દે છે. પણ તેથી શું આત્માએ સાચા ત્યાગને મૂકી દેવો જોઈએ કે? શું શ્રીમાન્ મહાવીરનું એ ફરમાન છે કે મુશ્કેલીમાં આવી પડે તો ત્યાગને છોડી દેજે? આજે મહાવીર નથી; પણ તેના પુસ્તકોથી કૈંક જનો જ્યારે ત્યાગી થાય છે, ને તે જ્યારે શ્રીમદ્ રાજચંદ્ર પુસ્તક વાંચે છે ત્યારે તે ત્યાગ તેને ત્યાગ લાગતો નથી પણ દંભ લાગે છે. ત્યારે આપણને એ વિચાર આવે છે કે, ન્યાયશીલ પુસ્તકો મહાવીરનાં છે, કે શ્રીમદ્ રાજચંદ્રના? મહાવીર મહા ત્યાગી હતા કે રાજચંદ્ર ત્યાગી હતા? આજે સમાજ મોટી મુંઝવણમાં પડી ગયો છે કે સાચું ખોટું કાંઇ સમજાતું નથી. રાજચંદ્રના અનુયાયીઓ બહારથી બધી રીતે જૈન દર્શનના અધ્યક્ષ મહાવીરને કહે છે. પણ અંદરખાને તેમ નથી જ. અંદરખાને તેમના હૃદયમાં મહાવીર કરતાં રાજચંદ્ર વધારે છે. સાચા જ્ઞાનના દર્શક રાજચંદ્ર છે; નહિ કે મહાવીર, કારણ પ્રત્યક્ષ સદ્ગુરૂ આજે રાજચંદ્ર છે. ભલે મહાવીર સર્વજ્ઞ છે; પણ પ્રત્યક્ષ નથી પણ પરોક્ષ છે. આ એમની અંદર સમજણ છે. પણ એ લોકો ભૂલ ખાય છે કે રાજચંદ્ર જ્યારે હયાત હતા, ત્યારે ધારો

કે પ્રત્યક્ષ એ હતા. પણ આજે તે ક્યાં છે? પણ તે બધા અનુયાયીનો મોહ તેમને સર્વસ્વ હોય તો રાજચંદ્ર છે. આજે તેમના ઘરે ઘરે રાજચંદ્રના ફોટાઓ, છબીઓ ને શ્રીમદ્ રાજચંદ્ર પુસ્તક હશે. પણ મહાવીરના ફોટા હશે, તો પણ તેમના પછી આજે જ્યાં જ્યાં મંદિરો થયા છે, ત્યાં ત્યાં મહાવીરની મૂર્તિ બેસાડી હશે ને તે મૂર્તિની પૂજા પણ થતી હશે; તથાપિ તે મૂર્તિ કરતાં રાજચંદ્રની મૂર્તિની પૂજા ને ભક્તિ વધારે કરવામાં આવે છે, ભક્તલોકો તે મૂર્તિ આગળ પ્રાણ પાથરે છે, તેટલો ઉપકાર તેઓ મહાવીરનો માનતા નથી, કે તે ઉપર તેટલી ભક્તિ લાવતા નથી.

આ સ્થળે બ્રાહ્મણ પુસ્તકોમાં મૂકેલી એક વાર્તા યાદ આવે છે. તે એછે કે એક વખતે શંખાસુર નામનો રાક્ષસ, જે વેદ પુસ્તકો હતા, તેને ઉપાડી ગયો ને દરિયાના તલમાં તેણે ડુબાડી દીધા. આ વખતે, તે વાર્તા કહે છે કે વેદ પુસ્તકો જવાથી ઇશ્વરને ચિંતા થઇ ને લોકોનું દુઃખ જાણી તેણે માછલીમાં અવતાર લીધો. માછલીરૂપે ઇશ્વર તે દૈત્ય સાથે લડયો. ને દુનિયા ઉપર જ્ઞાનના ભંડારરૂપ વેદને પાછા તેણે મૂકયા. આ વાર્તા ખરી છે તેમ કહેવાનો આશય નથી, પણ આ વાર્તા સાથે એટલુ જ કહેવું બસ થશે કે શ્રીમાન્ મહાવીરના પુસ્તકો કદાચ આ દુનિયા પરથી ચાલી ગયા હોત ને શ્રીમદે કદાચ એ પુસ્તકોનો ઉદ્ધાર કર્યો હોત તો ચલાવી લેવાત કે શ્રીમદે સમાજ ઉપર ઘણો ઉપકાર કર્યો છે. પણ તેમ તો બન્યુ નથી શ્રીમદ્ આટલી બધી ભારે ભારે વાર્તા કરે છે. તે મહાવીરના પુસ્તકને લેઇને; નહિ કે તેના દર્શન વિના અન્ય કોઇપણ દર્શનથી. શ્રીમદે કોઇ તદ્દન નવિન માર્ગ શોધી કહાડયો હોત તો આટલું બધું બળ વાપર્યું સફળ હોત પણ ચાબ્યાનું ચાવે છે, ને દળ્યાનું દળે છે તેમાં તેમણે વધારે શું કર્યું?

દુઃખ તો એ છે કે શ્રી મહાવીરે જે ત્યાગ ને યોગ માર્ગનું સ્થાપન કર્યું

હતું તે ત્યાગ માર્ગને શ્રીમદે પોષ્યો નહિ–વધાર્યો નહિ; બદલામાં તેમે ઢીલો પાડી નાંખ્યો–ઉખેડી નાંખ્યો, આજે તે ત્યાગીઓ સારી સ્થિતિમાંથી પતિત સ્થિતિમાં આવી ગયા છે. તેમને ઉંચે લેઇ જવા હતા બદલામાં તેમને તે પુસ્તકે પછાડયા છે. જેમ અન્ય દર્શનીઓ સંધ્યા ને સવારમાં દેવ આગળ પૂજા આરતી કરે છે ને તેટલામાંજ તે સર્વસ્વ માને છે તેમ આજે શ્રીમદ્ના ફોટા કે મૂર્તિ આગલ કરવામાં આવે છે, ઉપરાંત ઝાઝ, કડતાલ વિગેરે વગાડવામાં આવે છે. તે સાથે નાચે છે કૂદે છે મે અન્ય દર્શનીઓ કરતાં પણ વધારે ફૂલફળ વગેરેની અર્પણતા કરી હિંસા ધર્મને પોષી રહ્યા છે. આ સ્થળે એટલુ જ કહેવાનું છે કે શું આ જૈન દર્શનની નિશાની કે લક્ષણો છે। જે ધર્મ વીતરાગતાને પોષી રહ્યો છે તે ધર્મને આગલ કરી ભકત મંડલ સેવ્ય વ્યકિતને આમ ધામધૂમ કરી વધાવી રહ્યો છે, ત્યારે એમ સમજાય છે કે શુ આ ધર્મતત્ત્વ ખરૂં કે? પણ "ધર્મસ્ય તત્ત્વં નિહિત ગુહાયાં" જે કહેવાય છે તેમજ આજે થઇ રહ્યું છે. એટલે ધર્મ તત્વો આજે મનુષ્ય દૃષ્ટિમાં નથી, પણ છૂપા રહી ગયા છે જેને અમલ કરવો ગમતો નથી તેને તો ધર્મને બહાને દેવ કે ગુરૂને ગમે તે રસ્તે ખુશી કરી આનદ કરવો ગમે છે. આજે જેમ અવિનીત શિષ્ય હોય, તે ગુરૂને જે તે કહી, જેમ તેમ બતાવી ખુશી કરી પોતાનો રસ્તો લે છે. ને ત્યાં ઇચ્છા પ્રમાણે વર્તે છે તેમ આજે ભકતમંડલ સેવ્ય વ્યક્તિની સાચી ને ઋજુ શિખામણો મૂકી દઈ તેના સ્વછંદ વર્તનને પકડી પાડી પોતાને અનુકૂળ આવે તે પ્રમાણે તે વાતને ગોઠવે છે. કદાચ માનો કે શ્રીમદ્ આજે આવે ને સાધુ ધર્મથી પતિત થયેલી વ્યક્તિઓને આમ સ્વછંદે વિચરતા દેખે તો શું ધારો છો કે તે જતું કરે? પણ હા, તેમને બચવાને માટે એક માર્ગ છે. જેમ કોઇ અમલદાર પોતાની નીચેના માણસોની અવ્યવસ્થા જોઈ ગર્જી ઉઠે. પણ તે માણસો પોતાના ગુન્હાથી બચવા માટે જેમ અમલદારને સારી વસ્તુઓ આપીને પ્રેમ બતાવી ખુશી કરે, તેમ આ

ભકતજનો પણ તેમની મૂર્તિ કે ફોટાને પૂજી ખુશી કરે છે, એટલે એમને બીહવાને હવે કાંઈ કારણ રહેતું નથી.

આટલુ વિવેચન કર્યા પછી કોઈ મનુષ્ય શંકા લાવે કે શ્રીમદ્દના અનુયાયીઓ જે માર્ગે ચાલી રહ્યા છે, તે બરાબર છે કે કેમ? તો ખુલાસો એ છે કે માર્ગ કોને કહેવો એ લોકો ધ્યાનમા ઉતારે તો સારૂં. સુજ્ઞ મનુષ્યો કહે છે કે 'મહાજનો યેન ગતઃ સપન્થા' જે રસ્તે મહા પુરૂષો ચાલ્યા છે, તે માર્ગ છે, નહિ કે જેઓ સ્વચ્છંદે ચાલે છે તે માર્ગ છે. દિવ્ય પુરૂષો અગર ઉદ્ધારકો આજે રહ્યા નથી. પણ આજે સૂત્રો રહ્યા છે. તેમાં જેઓ વીતરાગની આજ્ઞા પ્રમાણે ચાલે છે, તેને માર્ગ કહે છે. શ્રીમદ વીતરાગની આજ્ઞા સારી રીતે સમજ્યા હતા, એ કહેવું જોઇએ પણ તેમના અનુયાયીઓ તો તે આજ્ઞા સમજ્યા નથી, તો તે પ્રમાણે ચાલવાનુ તેમને ક્યાંથી હોય? શ્રીમદ્દ વીતરાગ આજ્ઞા સમજ્યા પણ પોતાની પાલન કરવાની શક્તિ ન હોવાથી, તેમણે જુદો માર્ગ કહાડયો પણ તે વીતરાગ આજ્ઞા વિશિષ્ટ તો નથી જ. કારણ મહાવ્રત ને અનુવ્રતનું પાલન તો દૂર રહ્યું, પણ સત્ય કે ઋજુતા તેમના ઉપદેશમા જણાતા નથી. શ્રીમદ્દે પોતે પોતાની વાણીના વખાણ કર્યા આજે તેમના અનુયાયીઓ તેમનો, તેમના ધર્મનો ને તેમની રચેલી યુક્તિપુરઃસર વ્યવસ્થાનો મહિમા વધારવામા રોકાઇ ગયા છે તેની ખાતર ગમે તેટલુ અસત્ય બોલાય, પ્રપંચ થાય તો તેમાં પાપ લાગતુ હોય તેમ તેઓ માનતા જણાતા નથી. અરે એટલુ જ નથી પણ આજે શ્રીમદ્દનુ કે તેમની અંગત વસ્તુનુ ખરાબ બોલાય તો તેને ખરાબ કરવા તેઓ ડરતા નથી. એટલે તેઓનો ધર્મ એટલો જણાય છે કે શ્રીમદ્દની ખાતર ગમે તે ભોગે ક્લેશ, દુઃખ કે ઘાયલ થાય તો તે કરવું એટલે વસ્તુ એ છે કે વીતરાગની આજ્ઞા ઘણી દુર રહી ગઈ છે પણ અન્ય દર્શનીઓની જેમ ગુરૂની ભક્તિ કરતાં તેમના મોહમાં ને ઘેલછામાં તેઓ એકતાર રહ્યા છે. કોઇપણ સુજ્ઞ

મનુષ્ય આ વાર્તા જાણે તો સમજી જાય કે આ લોકો ઉન્માર્ગે જઇ રહ્યા છે. કારણ કરવું હતું કાંઇ ને રોકાઈ ગયા બીજે. શ્રીમદ્ પોતે પોતાને સર્વજ્ઞ તરીકે યુવાવયથી કહી ગયા છે, જો કે છેવટ પત્રોમાં તેમણે તે વાર્તા કરી નથી. પણ વસ્તુ એ છે કે એતો સર્વજ્ઞ હતા, અથવા સર્વજ્ઞની નજીકમાં હતા, તો તેમણે જાહેરમા હજારો મનુષ્યોની મેદનીમાં ક્યારે ઉપદેશ આપ્યો નથી. તેમનો પોતાનો કોઇ બીજો ધર્મ, અથવા તેના તત્ત્વો તેમણે જુદા બતાવ્યા નથી. જ્યારે જ્યારે ધર્મને અંગે તેમણે વાર્તાઓ કરી છે, ત્યારે ત્યારે થોડા મનુષ્યોમાં વાર્તાઓ કહી છે, એટલે જ્યાં માયા યુક્તિ ને જાળ જેમ પથરાય તેમ કર્યું છે. ઘણા મનુષ્યોમાં બહાદૂરી સાથે તદ્દન યુક્તિપુરઃસર સત્ય વાર્તા કરી શક્યા નથી. એટલે મહાપુરૂષો જે માર્ગે ગયા છે તે માર્ગ ઘણા માણસ વચ્ચે તેઓ કહી શક્યા નથી. આજે લોકો કહે છે કે તેણે-કોઈ પણ માણસે જે પૈસો મેલવ્યો છે, તે કાંઇ વ્યાપાર માર્ગે નહિ. પણ કાંઇ આગલ પાછલ, ઉપર નીચે હાથ પડયો હશે; તેથી પૈસો હાથ આવ્યો હશે. તેમ શ્રીમદ તદ્દન સીધા ને સાચા માર્ગે લોકોને પોતાના કરી શક્યા નથી પણ માયા અસત્ય ને યુક્તિઓથી પોતાનો ઠઠેરો જમાવ્યો છે. વકતવ્ય એ છે કે સર્વજ્ઞો, તીર્થંકરો, હજારો બીજા વિરોધીઓ છતાં ને હજારો બકવાદ કરતાં છતાં પોતાનો ધર્મ ધોધમાર વર્ષાદની જેમ સમજાવતા હતા. તેમ શ્રીમદ્ તેના કેટલાયે અંશે કરી શક્યા નથી. એટલે એ માર્ગ સારો કે પ્રશંસનીય છે તેમ કહી શકાતુ નથી.

આજે એ લોકો કહે છે કે મહાવીર દર્શનના ઘણા વાડાઓ છે. એ વાર્તા ખરી છે. પણ આજે તેઓ પોતાનો જુદો વાડો કરવા કેટલા પ્રયત્નો કરે છે તે શું સમજાય તેમ છે કે? જ્યારે વીતરાગ આજ્ઞા પ્રમાણે ચાલતા ને વીતરાગ વેશમાં હતા ત્યારે પતિત થયા પહેલાં તેમની પાસે લોકો કેટલા બધા આવતા હતા? આજે

આવે છે કે ? હજારો આવતા ત્યારે તેમને પોતાના કરવાની પરવા ન હતી. આજે કોઈ પણ ન આવતા એકએકને પકડી કંઠી બાંધવામાં આવે છે ત્યારે કહેશો કે પહેલાં સાચો ધર્મ હતો કે અત્યારે ? જ્યારે સાચે સાચું કહેતા ત્યારે લોકો કેટલા બધા સાંભળવા આવતા હતા, આજે કેટલા આવે છે ? આજે એક એકને પકડી પોતાના કરવા ને શ્રીમદ્ સાચા છે એમ સમજાવવા જુદાજુદા ખૂણામાં લેઈ જવામાં આવે છે. આજે એક બે ચારને પોતાના કરવા ઉથલપાથલ થાય છે, ત્યારે તે વખતે હજારો આવતા પોતાના કરવા થોડું પણ ધ્યાન આપવામાં આવતુ નહતું. તો પછી સમજાશે કે આજે વાડો કરવા ઇચ્છે છે કે તે વખતે વાડો કરવા ઇચ્છતા હતા ? દૃષ્ટિ વિશાળ અત્યારે થઇ છે કે તે વખતે હતી ? ખરેખર કહો ન કહો પણ આજે તેઓ મહા ભૂલવણીમાં પડી ગયા છે. ઇચ્છા હતી નિકલવાની પણ સામા વધારે સપડાય છે. અલબત્ત આ બંધન છૂટયું પણ અંદર અહંકાર ને કષાયનું જોર હોવાથી ધર્મને બહાને તેઓ વધારે ઉગ્ર થયા છે. આજે ધર્મની વાર્તા જો કોઈ કરે છે, તેમાં તેમની કે શ્રીમદ્દની પ્રશંસા થાય તો બહુ ખુશી થાય, પણ જો ત્યાં શ્રીમદ્દની કે તેમના વિચારની વિરૂદ્ધમાં કોઇ બોલી ઉઠે, તો તરતજ જણાશે કે ત્યાં કષાય કેટલો પ્રવર્તે છે ! લોકો કહે છે કે વ્યાઘ્રમાંથી વ્યાઘ્ર થાય ને શિયાલને બચ્ચું શિયાલ જ આવે, નહિ કે વ્યાઘ્ર ક્યારે આવે; તેમ શ્રીમદ્દની શરૂઆતીથી માન ને અહંકારના અંકુરો નિકલ્યા છે. આજે હોય તેમાં આશ્ચર્ય શું ? શ્રીમદ્ ઘણું સારૂ સમજ્યા હતા. ને ઘણું સારૂ પત્રમાં લખી ગયા છે, પણ તેમના મગજમાં અસ્મિતા ( અહંકાર ) ને માયાના તત્ત્વો ભરપુર હતા. જો તેમનામાં તે ન હોત, તો પાછળ આટલુ બધું માન ને માયાનુ પોષણ નહોત, પણ કહે છે કે બીજમાથી અંકુર ને તેમાથી ધીમે ધીમે મહાન્ વૃક્ષ તૈયાર થાય છે, તેમ આજે એ વસ્તુનો વિસ્તાર વધ્યો છે. શ્રીમદ્ બોલવામાં સારૂ બોલ્યા છે, પણ તેમ શું વર્ત્યા છે કે ? એ કથન આપણ પહેલેથી

ચાલુ છે. તેમણે કહ્યું છે કે 'ન હોય પૂજાદિકની કામનારે, નહોય વ્હાલું અંતર ભવદુઃખ, મૂલમારગ સાંભળો જિનનોરે.' આમ તેમણે છડેચોક કહ્યું છે. ત્યારે બીજા કેટલાયે પત્રોમાં પૂજાવાને શિષ્યોને ભલામણ કરી છે. વળી તેમણે તેમના નીતિ વચનોમાં કહ્યું છે કે છબી પડાવુ નહિ. ત્યારે તેમના પુસ્તકમાં કેટલીયે તેમની છબીઓ દેખાય છે. છબીઓ પણ કેટલા બધા મરોડ સાથે લેવામાં આવી છે. ત્યારે તમે કહી શકશો કે એ મરોડ છબીમાં તેમની પોતાની કૃતિમાં આવ્યા વિના આવી શકે ખરેકે? કથનીય એ છે કે તેમની તે 'ના' ક્યાં ગઇ ને કેવી રીતે તેમની ના છતા આ વસ્તુ ઉભી થઈ, એટલુ જ નહિ વળી તેમની છેવટની સ્થિતિની કે જે વખતની પૂરી મુશ્કેલી દેખાય છે, તે વખતની પણ છબી લેવામાં આવી છે. અંતરમાં માનનો મરોડ ન હોત તો એવી દુઃખમય દશામાં શામાટે ઉભા થઈ તેમણે પોતાની છબી લેવા દીધી? શું તે વખતે શરીર સ્થિતિ સારી હતી કે? શું તે વખતે ઉભા થઇ શકે તેવો શરીર યોગ હતો કે? એટલો જ ખ્યાલ કરોને કે છબી જોતાં જ પ્રેક્ષકની દૃષ્ટિ કંપે છે એવા શરીરના સંયોગમાં શા હેતુ માટે ઉભા થઈ તેમણે તે છબી લેવરાવી હશે? શું તે વખતે–અંતિમ સ્થિતિ વખતે–આત્મજ્ઞાન નહિ હોય અથવા શુ આત્માની સ્ફૂરણા–જાગૃતિ ખસી ગઇ હશે કે? જે વખતે પ્રભુમય દશા હોવી જોઈએ અને પ્રભુમાં પ્રેમ હોવો જોઇએ. એ વખતે ખડા થઈ ધ્યાન સ્થિતિ બતાવી છે, તે શું કૃત્રિમતા નથી લાગતી? મતલબ એ છે કે છબી પડાવાની ના છતા અંતિમસ્થિતિ સુધી તેમણે છબી લેવરાવી છે એમ એમના પુસ્તકમાં દેખાય છે.

આમા વક્તવ્ય એ છે કે શ્રીમદ્ વીતરાગ દશાને પામ્યા હોય, વા તેવી સ્થિતિ સુધી પહોંચ્યા હોય, એમ ક્યાં દેખાય છે! વા એવાં ક્યાં ચિહ્નનો દેખાય છે? છતાં લોકો તેમને પ્રભુની તુલા (કાટા) માં મૂકે છે. તેઓ (શ્રીમદ્) તેમના જીવનમાં ગમે તેટલા [ઉ]ંચા હોય તેને માટે આપણે, હા, કે ના કહી શકતા નથી, પણ પૂરાં-

ગૃહસ્થાશ્રમી હોવા છતાં લોકો તેમને ત્યાગી જીવન કરતાં પણ ઉંચા છે કે પ્રભુવત્ ગણે છે, ત્યારે તેમનો મુદ્રાલેખ આપણને યાદ આવે છે તે એ છે કે તેમણે એ સાતસો વચનોમાં લખ્યું છે કે ઋતુ આપવામાં 'ના' પાડું નહિ. આ તેમણે તેમનું પ્રિયવાક્ય લખ્યું ન હોત તો શો વાંધો આવત? કદાચ સંશોધકોએ આ વાકય કહાડી નાખ્યું હોત તો તેમને શું નુકશાન થવાનું હતુ ? આ વાક્ય તેમણે લખી નાંખ્યું ને સંશોધકોએ સાચવી રાખ્યું તો તેમની ખુશી; પણ આ તેમના પોતાના વાક્યથી તેઓ ત્યાગી છે કે વીતરાગી છે, તે સાફ સમજાય તેમ છે એટલે શ્રીમદ્ ત્યાગી તો નહિ, પણ પૂર્ણ ગૃહાશ્રમી હતા, નિર્મોહ જીવનને ચાહતા ન હતા, પણ મોહ વિશિષ્ટ જીવનના ચાહનાર હતા. આમ છતાં તેમના ભક્તો પ્રભુતુલ્ય માને છે તે પોતે પોતાને સર્વજ્ઞ સમાન કહેવરાવે છે. આવી પદ્ધતિ જૈનદર્શનમાં ક્યાંયે દેખાતી નથી. પણ શ્રીમદે પોતાના માર્ગમાં પૌષ્ટિક માર્ગના આચાર્યની જેમ શરૂઆત કરી. તેમ છતાં આશ્ચર્ય એ છે કે જે તેમણે વિધાન બતાવ્યુ કે ઋતુ આપવામા ના પાડું નહિ તો તે શું વિધેય કરવા યોગ્ય છે કે? મૃષા બોલું નહિ. હિંસા કરૂં નહિ સ્ત્રી ત્યાગ કરૂં. અમુક અકાર્ય કરૂં નહિ. આમ જ્યાં જ્યાં વીતરાગ આજ્ઞા છે તે તે વિધેય છે. પણ દિવસમા ઘણી વખત ખાઉ, રાત્રિ ભોજન કરૂં, પાણી ગાળીને પીઉં. કે ગળ્યા વિના પીઉં સ્વસ્ત્રી સંગ કરૂં. આ બધું શું વિધેય—કરવા યોગ્ય કહેવાય કે? જો કે ગૃહસ્થને તેમ કર્યા વિના ચાલે નહિ. આ બધી વાર્તા ખરી. પણ તે વિધેય છે, તેમ કહી શકાય નહિ. જો કે તેમા વીતરાગ આજ્ઞા નથી, એટલું જ નહિ પણ એમ બોલી બતાવવું તે વિવેક પણ નથી જ. જેને જૈન દર્શન માન્ય નથી, જેના હૃદયમા જૈન વિચારની ઝાંખી નથી, ને જે આત્મજ્ઞાનની ફોકટ વાર્તા કરે છે, તે તો તેમ બોલે; લખે કે કરે તે તેની ખુશી. પણ સારા વિચારકો તો તેમ ક્યારે પણ બોલે નહિ તો પછી લખે કેવી રીતે ! કોઇ માની લે કે તેઓ ગૃહસ્થ હતા, ને તેમ

કરવું તે ગૃહસ્થનો વિષય છે. સંક્ષેપમાં કહેવું જોઇએ કે ગૃહસ્થ હતા એ વાતો આપણે માનીએ છીએ. પણ તેમને તે સ્થિતિથી કોઈ ઉંચી સ્થિતિપર લાવે છે, અથવા તે પોતે પોતાને લાવે છે, ત્યારે આપણને કથવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે કે તેમના પત્રો જુઓ, તેઓ એટલી હદ સુધી જઈ શક્યા હોય તેમ તેમના પત્રથી જણાતું નથી.

આટલું કહ્યા પછી કથનીય એ છે કે તેઓ સર્વજ્ઞ હતા, કે નહિ, તેમ વીતરાગ હતા કે નહિ, તેમ તેઓ એટલી બધી ઉંચી હદે ગયા હતા કે નહિ, એ માત્ર તેમના પત્રો જોવાથી માલૂમ પડશેજ. તેમના પોતાનાજ પત્રો એક બીજા વિચારોથી વિરૂદ્ધ છે એમ આપણને ખબર આપે છે. ભલે તેઓ કે જેઓ તેમના ઉપર પક્ષપાત બુદ્ધિ રાખતા હોય અથવા તેમને પ્રભુવત માનતા હોય તે તેમના અક્ષરેઅક્ષરને ન્યાયયુક્ત માની લે પણ જેઓ તટસ્થ વિચારકો છે વા વીતરાગના વચનોને બરાબર જેણે પચાવ્યા છે, તે તો તેમને તેમ નહિજ માની લે. આટલું કહ્યા સાથે એટલુ જ કહેવું બસ થશે કે શ્રીમદ્‌માં અસાધારણ બુદ્ધિ છતાં તેઓ ભૂલને માર્ગે ચડી ગયા હોય તો તેમાં એક અહંકાર કારણ છે જેથી તેમને ગુરુ થવાની તે ઉપરાંત પ્રભુ તુલ્ય પૂજાવાની વૃત્તિ ઉભી થઈ. સ્વામી રામ કહે છે, તેમ શિષ્ય ભાવમાં ને નમ્રભાવમાં તેમણે હૃદયને કેળવ્યું હોત તો આ પરિણામ ન આવત. પણ એ ભૂલ તેમણે સહજે કરી નથી પણ સખ્ત ઇરાદા પૂર્વક કરી લાગે છે. એ ભૂલ કુદરત સહન કરે કે કેમ તે તો કુદરતનો વિષય છે. એ ન્યાય આપવાની શક્તિ મનુષ્યમાં નથી. મહાનીશીથ પુસ્તકમાં એક દાખલો દેખાય છે કે ઘણા મનુષ્યોમાં માન સાચવવાને સારૂ—લોકોમાં પોતાની કીર્તિ સ્થાયી રાખવા સારૂ ઉપરાંત સમાજ તેમનું હાસ્ય ન કરે તે હેતુથી કમલપ્રભાચાર્યે

એક સાધ્વીથી ચરણ સ્પર્શ થતાં ઉત્સર્ગ માર્ગને અપવાદ માર્ગની સ્થાપના કરી. પુસ્તકકાર કહે છે કે એ ઉપદેશનું પરિણામ એ આવ્યું કે તેમને ઘણા ભવ કરવા પડયા. શ્રીમદ્દ માટે શું પરિણામ આવે તે સર્વજ્ઞ વિના કોઇથી કહી શકાય તેમ નથી, તે પોતે કે તેમનો અનુયાયી વર્ગ તેમને માટે એક ભવ ધારે, કે કદાચ તેમની દૃષ્ટિમાં તે સર્વજ્ઞ હોય ને તે ભવમાંજ મોક્ષ ગયા હોય તે વાર્તા ગમે તેમ હોય. પણ એમ કહેવું તે મનુષ્ય બુદ્ધિની બહાર છે. જ્યાં સર્વજ્ઞ વિના બીજાની દૃષ્ટિ પહોંચી શકતી નથી, ત્યાં માત્ર કલ્પનાથી ને વિચારની ઘટનાથી વાર્તા ચલાવી લેવી ઉપહાસ્યજનક નહિ તો બીજુ શું ?

## છેવટ

પ્રભુ થવું હોય ને પ્રભુમય દશામાં પહોંચવું હોય તેને માટે એકજ માર્ગ છે કે તેણે સર્વથા પોતાના દોષો, સૂર્યાગ્નિથી જેમ બરફ ઓગલી પાણી થઇ જાય છે તેમ ઓગાળી નાંખવા જોઇએ. હું કરૂં છું ને હું આવો છુ આ વાર્તા તેના હૃદય સુદ્ધામાં ન આવવી જોઇએ. આ દોષ હોય ત્યાંસુધી પ્રભુમા એકતાર થતો નથી. પૂજાવાની ભાવના હોય ત્યાંસુધી તેને પ્રભુ ઉપર પ્રેમ સ્ફૂરતો નથી. પ્રભુની પૂજા કરતા કરતા પોતે જ્યાં પૂજાવાની ઇચ્છા કરે ત્યાં આત્મ સ્વભાવ ક્યાં રહ્યો ! ને આત્મજ્ઞાન કયા રહ્યુ ! પોતાનો ફોટો, પોતાનો માર્ગ ને પોતે અધ્યક્ષ આ બધું પ્રભુના જીવનમા અર્પણ કરવું જોઇએ. આજે અનેક ફાંટાઓ જૈનમાં જણાય છે તેમાં અપવાદ સિવાય એજ કારણ સાફ દેખાય છે. સૌને મહાવીરને ઓળખાવતા ઓળખાવતા પોતાને ઓળખાવવાની ભાવના થાય છે, એથીજ આજે ક્લેશ ને મારામારી છે. જીવો કોઇ સદ્દભાગ્યથી પ્રભુના માર્ગમાં આવે છે ને કોઇ તેમના માર્ગદર્શક હોય છે, પણ બુદ્ધિના ભ્રમિત મનુષ્યો કે કોઈ સ્વછંદથી ઉચ્છૃંખલતાને પહોંચી જનારાઓ, ધર્મ તત્ત્વના

પોતેજ માલિક થઈ જાય છે, ને પ્રભુનો લેબાશ પોતેજ ધારી લે છે, આથી તેઓ વધવા કરતાં વધારે પાછા પડે છે. તેઓ પોતાના જીવનને ગમે તેટલું ઉંચુ માની લે પણ સાચાત્યાગ ને સાચી અર્પણતા સિવાય તેમનાં જીવનમાં પ્રભુ ક્યાંથી ઉતરી શકે ? આજે સાચામાં સાચું જીવન જીવવા માટે ને સાચામાં સાચો માર્ગ સમજવા માટે જૈનના મૂલ પુસ્તકો બસ છે. જેનાથી સાંપ્રદાયિક કે સ્વછંદથી ઉત્પન્ન થયેલ ભાવનાઓ દૂર થશે. હમેશાં અજ્ઞાનનું સેવન કરનાર ને સત્યથી દૂર રહેનાર, એવા મનુષ્યોને પણ એ જૈન પુસ્તકો સારી સલાહ આપશે. કલેશી, કદાગ્રહી ને પોતાની વસ્તુને સાચી માનનાર જનોને કદાચ એ પુસ્તકો લાભ નહિ આપી શકે પણ જેની ચર્મચક્ષુ રૂપ આંતર શુદ્ધ બુદ્ધિ છે, તેને સૂર્યરૂપ પુસ્તકો અવશ્ય પ્રકાશ આપશે.

જેઓ જૈન પુસ્તકોને આગલ કરીને ચાલે છે, વીતરાગની આજ્ઞાને માન આપે છે. પંચ મહાવ્રત ને સાચા ત્યાગમાં જીવન ગુજારે છે, ઉપરાંત બીજાને તેઓ સાચો માર્ગ બતાવે છે, તે ગુરૂ હોવાને લાયક છે પણ નહિ કે તે પ્રભુ છે, વીતરાગ છે કે સર્વજ્ઞ છે. ગુરૂ ગમે તેટલા ઉપકારક હોય પણ તેમને પ્રભુની કક્ષામાં મૂકવા એ કોઈ પણ પ્રકારે સાચી ભક્તિ નથી પણ વ્યામોહ છે કે કેવળ ઘેલછા છે. એ ગુરૂપર અયંત ભક્તિ, શ્રદ્ધા ને તેમને ઘટે તેટલી તેમને અર્પણતા કરવી એ ભક્ત જનોને ઇષ્ટ છે. પણ તેમને પ્રભુ ગણી સાચા પ્રભુને ભૂલીજવા એ માર્ગ અનિષ્ટાવહ છે. આજે જૈન-દર્શનમા શય્યંભવ, ભદ્રબાહુ, હરિભદ્ર, હેમચંદ્ર વિગેરે અનેક સમર્થ ઉપકારક આચાર્યો થયા છે. જેમને ઘણી ઉંચી કોટિમાં મૂકી શકાય તેમ છે. છતાં તેમનો અત્યંત ઉપકાર હોવાનો માની બુદ્ધિની વ્યાકુલતામાં આવી તેમને પ્રભુતુલ્ય માનીલેવા એતો ભૂલવણી છે. અલબત્ત તેઓએ સમાજ ઉપર જે ભોગો આપી ઉપકાર કર્યો છે તેનો બદલો આપવાને મનુષ્ય પાસે તાકાદ નથી. એ વાર્તા ખરી છે. પણ તેથી તેમને પ્રભુ કહેવા એતો જૈન દષ્ટિએ અયુક્ત છે. એ ગાથા

આચાર્યોએ ઉપકાર કર્યો છે. પણ તીર્થંકરોએ જે ઉપકાર કર્યો છે, તેના કેટલાયે અંશે પણ તે આચાર્યનો ઉપકાર આવી શકે તેમ નથી. શાસ્ત્રકારોએ તેમની યોગ્યતા જોઈ તેમના સ્થાનો મુકરર કર્યા છે. એ વાર્તા શાસ્ત્રોમાં સાફ દેખાય છે. આચાર્યોનું સ્થાન ઉપકાર દૃષ્ટિએ ગમે તેટલું ઉંચુ માનીએ તો પણ તેમને ત્રીજા સ્થાનમાં મૂક્યા છે. આજે આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ, કોઈ પણ વ્યકિત ઉપર પુષ્કળ ઉપકાર કરે તો પણ પોતે એમ તો ન ઇચ્છે કે તીર્થંકર કરતાં વધારે ઉપકારીછું તો મારૂં સ્થાન તેમનાં પહેલાં આવવું જોઈએ, એટલે ગમે તેટલો ઉપકાર કરે પણ સર્વજ્ઞ તીર્થંકરની આગલ કોઈ રીતે તેઓ આવી શકે તેમ નથી. એટલે આજે સર્વજ્ઞ નથી પણ જે પ્રભુ મુખનિઃસૃત મૂલ પુસ્તકો છે તે જેટલા સાચા ઉપકારક છે, તેવા કોઈ ઉપકારક નથી. એ પુસ્તકોના આધારે જે બોલે છે અથવા પુસ્તકો પ્રમાણે ચાલે છે, તેજ માત્ર વિશ્વસનીય છે. જેઓ પુસ્તકોના નામ દે છે, પણ તેનાં ઉપર પગ મૂકી ચાલે છે અથવા તેની વિરૂદ્ધ બોલે છે, વર્તે છે; તેના ઉપર સમાજ વિશ્વાસ રાખતો નથી.



# નવીન પંથ વિચાર

## ભા ૧ લો.

લેખક : * સ્વ. પૂજ્યશ્રી મોહનલાલજી મહારાજ.

### દોહરા.

નવીન પંથના ગ્રંથને, કહે કોઈ સૂત્ર પ્રમાણ;
દાન, દયા, સત્, શિયળને, વિકથા કહે અજાણ. ૧
લિખિત ગૃહસ્થના વાક્યને, માને કોઈ સિદ્ધાંત,
અન્ય વચન ઉવેખીને, રાખે હૃદયમાં ભ્રાંત. ૨
શું કહ્યું છે જિન સૂત્રમાં, તે જાણે નહિ લક્ષ,
પકડયું પોતાનું વદે, લઇને ખોટા પક્ષ. ૩
સુત્ર વચને સમજાવતાં, કોઈ વીરલા સમજંત,
કોઈ સૂત્ર ઉથાપતા, ઉલટા દોષ દાખંત. ૪
કોઇ કૃપાળુ દેવ કહે, કોઈ કહે **વીતરાગ**!
ઘરે પત્ની છોકરાં, કહો શું કીધો ત્યાગ? ૫
સચેત સચેત અભક્ષ્યનો, નહિ રજનિમાં ત્યાગ,
વિત્ત માટે વલખા કરે, એહ કળી વીતરાગ. ૬
મહીમા માટે પચીસમો, કહે તીર્થંકર કોય,
તેતો ગોશાળો થયો, કળીમાં વિધ વિધ હોય. ૭
કળિ કાળમાં કોઈપણ, જીનપદ નામ ધરાય,
મહા મોહની કર્મનો, બંધ કહ્યો જિનરાય. ૮
દશાશ્રુત સ્કંધ સૂત્રમાં, છે ખુલ્લો અધિકાર,
વાંચીને વાકયો વદો, હૃદય કરી વિચાર. ૯
નવિન પંથના ગ્રંથમા, અનેક શંકા થાય,
તોપણ પક્ષરાગે ભળી, દોષ ન લેશ જણાય. ૧૦

---

* લીંબડી લઘુસંપ્રદાય.

વચનામૃત વળી સાતસેં, તત્ત્વજ્ઞાનની માંય,
કાંઈ કોઇ વચનામૃત મહિં, ઉલ્ટા શબ્દ જણાય. ૧૧
"છબી પડાવું નહિ" કહે, વચનામૃતની માંય,
પેઠી પુસ્તકમાં ક્યાં થકી, વચે વચની ત્યાંય. ૧૨

જડ ક્રિયાના વાદના, ઝગડા દેખી અનેક,
એક બીજાને નિંદતા, કંઈક કંટાળ્યા છેક. ૧૩

કોઈ કાયર ક્રિયા તણા, વ્રત નિયમ પચ્ચખાણ,
દિયે તિલાંજલી સબક્રિયા, કહે વૃથા વિણ જ્ઞાન. ૧૪
જ્ઞાન વાદી કહે જ્ઞાન વિણ, મુક્તિ કદી ન હોય,
જ્ઞાન વિણ પચ્ચખાણ સૌ, ફળદાયી નવ હોય. ૧૫

જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ એ ચાર પ્રકાર,
મોક્ષ સાધન જિનવરે કહ્યાં, એ ચારે સહચાર. ૧૬
કોઇ નિષેધે તપને, કોઈ નિષેધે જ્ઞાન,
કોઈ ક્રિયા નિષેધતા, કોઈ નિષેધે ધ્યાન. ૧૭

કોઈ માને એક વસ્તુને, બાકીનો ઇન્કાર,
એક વસ્તુથી મોક્ષ કહે, એકાન્તે વદનાર. ૧૮
સમ્યગ્ જ્ઞાન દર્શન સહિત, ચાર કહ્યા જીનરાય,
તેતો મારગ મોક્ષનો, કહ્યુ ઉત્તરાધ્યયન માંય. ૧૯

જ્ઞાન થકી જાણે સકલ, દર્શન શ્રદ્ધા રૂપ.
ચારિત્રથી આવત રૂકે, તપસ્યા ક્ષપન સ્વરૂપ. ૨૦
જ્ઞાન તણી વાતો કરે, અંતર નાસ્તિક હોય,
વ્રત નિયમ પચ્ચખાણને, બંધક્રિયા ગણે સોય. ૨૧

કોઈ કહે પચ્ચખાણ વિણ, સુખે મુકિત હોય,
માત્ર જ્ઞાનની જરૂર છે, કહે જ્ઞાનવાદી કોય. ૨૨
પચ્ચખાણાદિ જિનોક્ત જે, ક્રિયાનો કરે નિષેધ,
મોક્ષ માને માત્ર જ્ઞાનથી, કરે જિનવચન નિષેધ. ૨૩

અધ્યયન ઉત્તરાધ્યયનનું, છઠ્ઠું કહ્યું જિનરાય,
જ્ઞાનવાદીનો મત એ, ભવભ્રમણ કહ્યો ત્યાંય. ૨૪
પગ ખૂંચ્યો સાગર વિષે, દેખે કાંઠો નીર,
( પણ ) ચરણ ચલાવ્યા વિણતે, કેમ પામે એ તીર. ૨૫
જ્ઞાની જાણે જ્ઞાનથી, મોક્ષ તણો ઉપાય,
પણ ચારિત્ર વિણ કદી, મુક્તિ નહિ લેવાય. ૨૬

જ્ઞાન નહિ સમકિત વિણ, ચારિત્ર નહિ વિણ જ્ઞાન,
ચારિત્ર વિણ મોક્ષજ નહિ, મોક્ષવિણ નહિ નિર્વાણ. ૨૭
સમ્યગ્ જ્ઞાન દર્શન થકી, ઘટે ભવ સંસાર,
ચરણ તપથી ઉર્ધ્વગતિ, લોકાગ્ર જઇ ઠરનાર. ૨૮

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, મોક્ષ ફળ દાતાર;
ત્રણ તજી એકને ગ્રહે, ભવભ્રમણ સંસાર. ૨૯
એકાંત વાદી જ્ઞાનથી, કહે મેળવશું મોક્ષ,
તેમ ક્રિયા વાદી કહે, તપ બળે લઇશું મોક્ષ. ૩૦

કોઈ ગણે પચ્ચખાણને, બંધ ક્રિયાની માંય,
મન મજબુત રહે નહિ (તો) દુઃપચ્ચખાણ ગણાય. ૩૧
સમકિત સહિત ક્રિયા કરે, તે ઉત્તમ કહેવાય,
સમકિતના ધરની ક્રિયા, કોઈ દિન સમકિત પાય. ૩૨

સરકાર કે દરબારમાં, નોકરી દાખલ થાય,
કોઈ દિન ચડે એ પાયરી, ઉંચી પદવી પાય. ૩૩
રહે કુટિરમાં (ઝુંપડી) જે સદા, તે ઇચ્છે માળ સાત,
જ્યાં લગી પ્રાસાદ (મહેલ) નવ મળે, ઝુંપડીમાં દિન જાત. ૩૪

કોઈ કહે બંગલા વિના, રહેવું ન મારે કયાંય,
ઝુંપડું વીંખી નાખેતો, દુઃખ પામે સદાય. ૩૫
ત્યમ સમ્યક્ વિણ કરણીનો, કોઈ કરે અભાવ,
સદ્ગતિ પામવી દોહલી, નહિ સુખી સદ્ભાવ. ૩૬

વ્રત પચ્ચખાણ ચારિત્રને, વળી તપાદિ જેહ
તે તો બંધ ક્રિયા હુવે, અબંધ ક્રિયા ગુણ ગેહ. ૩૭
એમ કહી ક્રિયા તણો, નિષેધ જે કરનાર,
તે અક્રિયવાદીનો, મત કહ્યો સૂત્રમોઝાર. ૩૮
ભગવંત મહાવીર આદિ જે, તીર્થંકરો ગર્ભમાંય,
સમકિત સહ ત્રણ જ્ઞાનવંત, ચારિત્ર કહ્યું ન ત્યાંય. ૩૯
જો ચારિત્ર હોય તો, સંસાર ભોગવે કેમ,
તેથી ભોગ સૌ છોડીને, લીધું ચારિત્ર જેમ. ૪૦
કોઈ શુષ્ક જ્ઞાની કહે, અમને જ્ઞાનની માંય,
કર્મ બંધ હોતો નથી, ભોગ ભોગવતાં ક્યાય. ૪૧
સમયસાર નાટક તણો, દીયે દાખલો કોઈ,
"જ્ઞાની કેરો ભોગ એ, નિર્જરા હેતુ હોય," ૪૨
એમ વદનારા પ્રતિ કરે, પ્રશ્ન કદિ કોઈ એમ,
જ્ઞાનીને ભોગ છાંડવો કે આદરવો (કહો) કેમ ? ૪૩
જો છાંડવા જોગ કહે, તો નિર્જરા અટકી જાય,
હઠાગ્રહી કદી એમ કહે, આદર્યે નિર્જરા થાય. ૪૪
એમ માનો જો કદી તો માર્ગીપંથ ગણાય,
ભોગ ભોગવતાં દોષ નહિ, પોપલીલા જણાય. ૪૫
જ્ઞાની નામ ધરાવીને, જેમ જેમ ભોગવે ભોગ,
તેમ તેમ નિર્જરા જો હુવે, તો તજવો ભોગ કિણુ યોગ ? ૪૬
નિર્જરાના સ્થાન બાર છે, તે તો સૂત્ર જણાય,
તેરમો ભેદ એ ભોગનો, કહ્યો કિણુ સૂત્રની માંય. ૪૭
શાસ્ત્રવાક્ય વૃથા નહિ, તેમાં રહસ્ય જણાય,
ભવ્યાત્મા અણુગારનો, ભોગ "નિર્જરા" ગણાય. ૪૮
ઉપશાંત મોહી ને ક્ષીણ મોહી, વળી કેવળી ભગવંત,
જોગ પ્રવર્તી ભોગનો ઇર્યાવહી બંધ કરંત. ૪૯

શાતા વેદનીય કર્મનો, બે સમયનો બંધ,
ત્રીજે સમય નિર્જરા હુવે, ભોગ નિર્જરા સંબંધ. ૫૦
ઉપશમ વા ક્ષાયક સદા, હોય નિશ્ચય સમક્તિ,
યથાખ્યાત ચારિત્રવંત, તસભોગ નિર્જરા હિત. ૫૧
સમક્તિ નહિ, ચારિત્ર નહિ, નહિ વ્રત કે પચ્ચખાણ,
શુષ્ક જ્ઞાનીના વચન એમ, નીકળે ઝેરી બાણ, ૫૨
કોઈ કહે સામાયીકમા, સ્થિર રહે નહિ મન,
તે કારણ કરિયે નહિ, કરિયે પ્રભુ સ્મરન. ૫૩
પ્રભુ સ્મરન ભલે કરો, પણ સામાયિકની જરૂર,
નિવર્તન બે ઘડી તણુ, અશુભ કર્મ કરે દૂર. ૫૪
બે ઘડી મન સ્થિર કેમ રહે, સામાયિકની માંય,
ઉલટું કર્મ બંધન હુવે, જ્યાં ત્યાં મનડું જાય, ૫૫
મન જાય તો ભલે જાય, મત જાવાદે શરીર,
વિના ચડાવી કામઠી, કેમ લાગે એ તીર, ૫૬
ભરી વખાર પકવાનની, ખાવાનું મન થાય,
પણ મૂક્યા વિણ મુખમહિં, પેટ નહિ ભરાય ૫૭
બે ઘડી સામાયક મહિં, અથવા હોય પચ્ચખાણ,
જો કદિ મન વશ નવ રહે, વચન કાયા વશ આણ. ૫૮
મન, વચ, કાયા વશ હુવે, તો મહાફળ જાણ,
કાયા સાવદ્ય સેવે તો, થાય વ્રતની હાણ. ૫૯
નવિન વસ્ત્ર પર રજ પડે, ખંખેરે ટળી જાય,
સામાયકના અતિચાર દોષ, આલોચે દૂર થાય. ૬૦
જે સામાયિક નિત્ય કરે, તે દુર્ગતિ નવ જાય,
વ્રત પચ્ચખાણાદિકથી, અશુભ બંધ નવ થાય. ૬૧
સામાયક વ્રત પચ્ચખાણને, તિલાંજલી દેનાર,
સૂત્ર વચન ઉવેખતાં, ભવ ભ્રમણ સંસાર. ૬૨

મત જમાવા કારણે, કોઇ કરે ઉપદેશ.
તે ઉપદેશ કઈ રીતનો, મૂકે મુનિવર વેશ. ૬૩
કરણી સૌ નિષ્ફળ હુવે, જ્ઞાની જાણે અર્થ,
શુદ્ધ સમકિત પામ્યા વિના, વૃતાદિ સૌ વ્યર્થ. ૬૪

ઇત્યાદિ દઇ બોધને, નાંખે ભ્રમણા માંય,
કોઈ વિચાર કરે નહિ, ન જુવે સૂત્ર ન્યાય. ૬૫
વળી વૈરાગી જીવને, કરે વૈરાગ્યથી નષ્ટ
શ્રદ્ધા અવળી સ્થાપીને, કરે સાધુને ભ્રષ્ટ. ૬૬
તે મહા મોહની કર્મનો, હોય બંધ કરનાર.
દશા શ્રુતસ્કંધ દેખજો અંબડનો અધિકાર. ૬૭
વાડો જે નિષેધતા, પેઠા વાડા માંય,
નવિન વાડો બાંધીયો, વિપરિત વેશ બનાય. ૬૮

સાધુ તો બાવા બન્યા, ભિન્ન ભિન્ન મઠનિવાસ,
કોઇ કોઇ પુસ્તક વાચતાં, રાખે ફોટો પાસ. ૬૯
કોઇ કોઇ મઠમાં મૂર્તિઓ, સ્થાપન કરી પૂજંત,
નવિન પંથ વધારવા, પૈસો ખૂબ ખરચંત. ૭૦

પૈસો આપી અન્યને, ખેંચે વાડામાંય,
ધર્મ અર્થ જાણે નહિ, દ્રવ્યમાંહિ લલચાય. ૭૧
ઇચ્છે છે જે યોગીજન, અનંત સુખ સ્વરૂપ,
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિન સ્વરૂપ. ૭૨
આત્મ સ્વભાવ અગમ્ય તે, અવલંબન આધાર
જિન વચને દર્શાવીયો, તેહ સ્વરૂપ પ્રકાર. ૭૩

જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહિ કાંઇ,
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાય. ૭૪
જિન પ્રવચન દુર્ગમ્યતા, થાકે અતિ મતિમાન.
અવલંબન શ્રી સદ્ગુરુ, સુગમ અને સુખ-ખાણ. ૭૫

શુદ્ધાત્મા ને સદ્‌ગુરૂ, આલંબન કહ્યાં દોય,
આગુવચન ઉવેખીને, ગ્રહે આલંબન કોય. ૭૬

ઉત્તરાધ્યયન ચોવીસમે, અધ્યયને એ અધિકાર,
દર્શન, જ્ઞાન ચારિત્ર, એ આલંબન સુખકાર. ૭૭

આલંબન અધિકારનું વાંચો પુસ્તક ભાઇ,
શાસ્ત્રે શું જણાવીયુ, વિચારો મન માહીં. ૭૮

ઓગણીસેં ચોરાશીએ, વંકપુર મોઝાર,
અક્ષય તૃતિયા ઉપરે, શુદ્ધ જણાવ્યો સાર. ૭૯

નવિન પંથ નાયક તણું, અનુભવ્યું ચરિત,
તે સંક્ષેપે વર્ણવ્યુ, અંશ માત્ર ગર્ભિત. ૮૦

---

# નવિન પંથ વિચાર.

## ભાગ ૨ જો.

### દોહરા.

શ્રી મહાવીરના શાસને, અનેક મત જણાય,
તેનું કારણ શું હશે, જણાવો શાસ્ત્ર ન્યાય. ૮૧

ભાવિક ભવ ભીરૂ તણા, મનનો એહ સંદેહ,
જણાવ્યો પ્રગટ પણે, શંસય ટાળવો તેહ. ૮૨

શ્વેતાંબર દિગંબર તણા, મૂળ ભેદ દોય માંય,
ગચ્છ સંઘાડા અનેકમાં, મતભેદ અનેક જણાય. ૮૩

મૂર્તિ માનનારા અને હોય અમૂર્તિ માન
વેશ પ્રરૂપણ જુજવી, જુજવી શ્રદ્ધા સ્થાન. ૮૪

કોઇ માને સિદ્ધાન્તને, કોઇ માને નિજગ્રન્થ,
મત-મતાંતર જુજવા, મહાવીર ધર્મ નિગ્રંથ. ૮૫

મહાવીર શાસન નિર્મળું, વર્ષ એકવીસ હજાર.
એકાવતારી જીવ હશે, ચાર તીર્થ મોઝાર. ૮૬
વીરપ્રભુની હયાતિમાં (હતા) જૈની ચાળીસ ક્રોડ,
પણ ફાંટા હતા ઘણા, પક્ષપાતની ખોડ. ૮૭

મહાવીરના કેવલ થકી, બે વર્ષ અગાઉ,
ગોશાળાને કેવળ પદે, તીર્થંકર માને સઉ. ૮૮
પાર્શ્વનાથના છ સંતાનીયા, ભળ્યા ગોશાળક સાથ,
જીવવું, મરવું, સુખ દુઃખનું, લાભ અલાભ સંગાથ. ૮૯
પૂર્વજ્ઞાનના રહસ્યનું, દીધુ ગોશાલાને જ્ઞાન,
તેથી પ્રસિદ્ધિ પામતાં, થયુ ખૂબ અભિમાન. ૯૦

તેના પક્ષના શ્રાવકો, થયા અગીયાર લાખ,
બીજો પક્ષ જમાલીનો, છે ભગવતીની સાખ. ૯૧
મહાવીર વચન ઉવેખીને, ગણાયો નિન્હવ માંય.
પાંચ લાખ શ્રાવક તણી, સંખ્યા તેની ગણાય. ૯૨

એમ સાત નિન્હવ તણો, છે સૂત્રે અધિકાર,
વળી વિશેષે વાધીયું, પંચમ કાળ મોઝાર. ૯૩
વિશેષે છિન્નભિન્નતા, મહાવીર શાસન માંય,
પંચમ આરે પ્રગટપણે, કારણ સૂત્રે જણાય. ૯૪

એક હુંડા અવસર્પિણી, દુગાઢ દુઃષમ કાળ,
ત્રીજો ભસ્મગૃહ તણો, અસંજતિ પૂજાય. ૯૫
પાંચમું કારણ સાંભળો, ચંદ્રગુપ્ત રાજન,
પાખીના પોષા વિષે, લાધ્યા સોળ સુપન. ૯૬

ભદ્રબાહુ સ્વામી તદા, ચૌદ પૂર્વી વિચરંત,
સ્વપ્ન અર્થ જણાવતા, દુષ્મકાળ પડંત. ૯૭
બાર ફેણો સર્પ દેખીયો, પંચમ સ્વપ્નની માંય,
બાર દુકાળીના વખતમાં, પ્રતિમા સ્થાપન થાય. ૯૮

દશ અચ્છેરા દાખીયા, દશમા ઠાણા માંય,
દશમ અચ્છેરૂં આ સ્થળે, લાગુ પડતું જણાય. ૯૯
પૂજાય અસંજતિપણે, સંજમ ગુણ રહિત,
પ્રતિમા ફોટાદિકને, પૂજે જૈની નિત. ૧૦૦

મૂર્તિપૂજક બે વર્ગના, ત્રીજા નહિ પૂજનાર,
તેને નિજ વાડા વિષે, લેવા કર્યો નિરધાર. ૧૦૧
મંદીરમાં ત્રણ મૂર્તિઓ, સ્થાપન કરી પૂજિત,
અસંજતિ પૂજા તણું, વધતું બળ નિત નિત, ૧૦૨

દુગાઢ દુઃષમ કાળમાં, અસંજતી પૂજાય,
દશમ અચ્છેરાને બળે, પ્રગટ પણે જણાય. ૧૦૩
વિશેષ જાણવું હોયતો, સંઘપટ્ટકની માંય,
શ્રીજિનવલ્લભ સૂરિએ જણાવ્યા છે એ ન્યાય. ૧૦૪

પ્રતિમા હેતુ શું હતો? શું હેતુ સ્થાપિત,
શ્રાવકને કેવા ગણ્યા, જાણવા યોગ્ય ખચિત. ૧૦૫
કર્તા સંઘપટ્ટકના જીવિતવ્ય જોખમ લીધ,
સત્ય સ્પષ્ટ જણાવીને, કર્યું શાસનનું હિત. ૧૦૬

મહા નિશિથના પાંચમા, અધ્યયનમાં અધિકાર,
કમળપ્રભા આચાર્યનું, પ્રથમ વચન વિચાર. ૧૦૭
તીર્થંકરના અભાવથી, તીર્થંકરની પ્રતિમાય,
સ્થાપિત કરી પૂજે તિકે, સાવદ્ય ધર્મ કહાય. ૧૦૮
શ્રુત સત્ય પ્રરૂપીને, દળ ઉપાજર્યાં જેહ,
તીર્થંકર પદવી તણા, નષ્ટ કર્યાં ભવ ગેહ. ૧૦૯

વળી જુઓ સિદ્ધાંતમાં, પ્રશ્ન વ્યાકરણ માંય,
દેહરાં પ્રતિમાદિ કહ્યાં, આશ્રવદ્વારના ત્યાંય. ૧૧૦
વળી વિશેષે સાંભળો, સંવરદ્વારની માય,
મુનિને નીરખવી નહી, નજરે કોઇ પ્રતિમાય. ૧૧૧

ઇત્યાદિ બહુ દાખલા, શાસ્ત્રથી સિદ્ધ થાય,
સમદષ્ટિથી વિચારતાં, સત્ય સ્વરૂપ સમજાય. ૧૧૨
આલંબન બહાનું લઈ, કરવું કાંઈક નવિન,
આગુને[1] આગળ કરી, થવું કુમત આધિન. ૧૧૩
વાત કરે જ્ઞાન ધ્યાનની, અંતર ભ્રમણા અધિક,
દુનિયાને ભરમાવવા, જડપૂજા ગણી ઠીક. ૧૧૪
આલંબન આગળ કરી, પ્રતિમા પગલા પાટ,
ફોટા ચિત્રાદિક કોઇ, પૂજે આલંબન માટ. ૧૧૫
કોઇ પુસ્તક પોથી અને, કોઈ ટોપી કોઈ શિગ,
જૈન-જૈનેતરમાં બડો, શીવપથી પૂજે લિંગ. ૧૧૬
આપ્ત વચન અળગા કરી, આપ મતે ચાલનાર,
નિજ વાડો વધારવા, નવું પ્રગટ કરનાર. ૧૧૭
મૂર્તિ માનનારા અને નહિ માનનારા સોય,
આગુ વચન ઉવેખીને, પડયા ભ્રમણામા દોય. ૧૧૮
સિદ્ધાત સામું જુએ નહિ, માને ગ્રંથ સિદ્ધાંત,
પક્ષ પોતાનો જમાવવા, વદે વચન એકાત. ૧૧૯
જૈન સૂત્રો જૈન ગ્રંથમાં આલંબન અધિકાર,
પ્રગટ પણે જણાવીયા, વાંચી કરો વિચાર. ૧૨૦
આજ્ઞા પરમ-પુરુષની જો ધરતા હો ચિત્ત,
તો તે આલંબન ગ્રહો, જો હોય વચન પ્રતિત. ૧૨૧
નવીન પંથના નાયકે, આલંબન કહ્યુ જેહ,
શાસ્ત્ર અને સદ્‌ગુરૂ તણું, તેમાં નહિં સંદેહ. ૧૨૨
તીર્થંકર અને સિદ્ધના ગુણ શાસ્ત્રથી જણાય,
તે સદ્‌ગુરૂની સહાયથી, પ્રગટે આત્મા માંય. ૧૨૩
ગચ્છ સઘાડા નિષેધતા, ગણતા વાડા જેહ,
તે મઠવાસી થયા વળી ક્રિયા જડ તેહ. ૧૨૪

---

૧ આગુ=ધર્મ પ્રવર્તક તીર્થંકરો

દિગંબર શ્વેતાંબર તણી, પ્રતિમા સાથ સ્થાપિત,
નવિન પંથ નાયક તણી, પૂજા થાય નિત નિત. ૧૨૫
ફોટો સન્મુખ રાખીને, ધૂપ દીપાદિ કરનાર,
તેને કોઈ પૂછે કદી કીણ આજ્ઞા વર્તનાર. ૧૨૬

જેવા સહજાનંદના અનુયાયી કરે ડોળ,
તેવું આચરણ આચર્યું, ક્યાંથી કાઢ્યું ખોળ. ૧૨૭
મુહપત્તિ રજોહરણાદિકના, અધિકારી સાધુ જેહ,
તે મૂકી ત્યાગી બન્યા, મઠવાસી થયા તેહ. ૧૨૮

બાગ બગીચાની ક્રિયા કરતા તેહ જણાય,
અધિકારી થઈને રહ્યાં, પથ જમાવા ત્યાંય. ૧૨૯
ઇત્યાદિક નવિન પથની, નવિ રચના નિહાળ,
વૃત, નિયમ, પચખાણને, ત્યાગ્યાં છે ત્રિકાળ. ૧૩૦

જુઓ ઉત્તરાધ્યયનના, છઠા અધ્યયન માંય,
જ્ઞાનવાદી પચ્ચખાણ વિણ, મોક્ષ પ્રરૂપે ત્યાંય. ૧૩૧
અક્રિયા વાદી તણો, એહ મત જણાય,
ભવભ્રમણ જિનવરે કહ્યું, એહ અધ્યયન માંય. ૧૩૨

કોઈ કોઈ સાધુ તેહની, શ્રદ્ધા માંહિ જણાય,
તેહવા ગ્રંથો વાંચીને, પતિત થાતા જાય. ૧૩૩
સૂત્ર તણી શ્રદ્ધા નહિ, વદે વાક્ય વિપરીત.
દેવર્દ્ધિ ક્ષમાશ્રમણની, કરે નિંદા અવિનિત. ૧૩૪

કોઈ કોઈ એકાંતવાદીના, ગ્રંથોના વાંચનાર,
ઉત્કૃષ્ટ ઉપદેશ દઈ, વ્યવહાર લોપ કરનાર. ૧૩૫

એહવાના ઉપદેશથી, વક્ર બનેલા કોય,
સાધુ સામા આવી અડે, લજ્જા શરમ ન હોય. ૧૩૬
આગુ પુરુષની આગના, હોય જે પાળનાર,
મૂર્તિ, ફોટો કે ચિત્રનો, કેમ કરે સ્વીકાર. ૧૩૭

જડબુદ્ધિથી જડ તણી, ઉપાસના કરનાર,
જડશાસન વધારવા, ક્યાંથી શોધ્યો સાર. ૧૩૮
ખવાય જો પત્થર તણા, લાડુ કે પકવાન,
તો તારે આ જગતમાં, પત્થરના ભગવાન. ૧૩૯

માત્ર આલંબન કારણે, જો એ રચના કીધ,
તો તો આલંબન તણા, છે ગ્રંથો પ્રસિદ્ધ, ૧૪૦
જૈન મતને અન્યમતના, દિસે દાખલા અનેક,
લેવુ આલંબન કેહતું, વિચારી બતાવો વિવેક. ૧૪૧

પણુ અફસોસ છે એહનો, મૂર્તિપૂજક નહિ જેહ,
તેહ ફસાયા કિણ વિધે, એહ બડો સંદેહ. ૧૪૨
વિશેષ કરી વિચારતા, કારણ અનેક જણાય,
કાયરતા ક્રિયાતણી, ધર્મદાઝ ન મનમાય. ૧૪૩
અથવા વાણી વિલાસથી, કરે જ્ઞાનની વાત,
અંતર ઝંખના ધન તણી, ઇચ્છે દિન ને રાત. ૧૪૪
અપમાન આગેવાનનું, અથવા અંદર કલેશ,
કારણ કુસંપાદિકના, ધરતાં ધર્મ પર દ્વેષ. ૧૪૫

ઇત્યાદિક કોઈ કારણે, અથવા ઉર અભિમાન,
નાસ્તિક થઇ નિજ ધર્મથી, કંઇક પડયા ભૂલીભાન. ૧૪૬
ધાડાં પાડયાં ધર્મમાં, લુંટયા વ્રત પચ્ચખાણ,
જડવાદી બનાવીયા, કિણ આજ્ઞા પ્રમાણ. ૧૪૭
" દુભાય જ્યાં પુષ્પ પાંખડી, ત્યાં નહિ જિનનો ધર્મ, "
પ્રત્યક્ષ એ આજ્ઞા છતાં, ન સમજ્યો મર્મ. ૧૪૮
વિનય ધર્મને મૂકીને, પડ્યો જડની પાસ,
વ્રત, પચખાણ છોડીને, સિદ્ધાંત પક્ષ કર્યો નાશ. ૧૪૯
પોથાં, થોથાં સૂત્રને, જે માને બુદ્ધિ મંદ,
ઉત્સૂત્રની પ્રરૂપણા કરતાં વિચાર ન કરંત. ૧૫૦

અનેકાન્ત સિદ્ધાન્તને તજી વદે એકાન્ત,
ઉત્કૃષ્ટી વાતો કરે, જગત ભમાવા ખાન્ત. ૧૫૧
જે આત્માના ઘર તણી, વાતોના કરનાર,
તેણે શું સમજી કર્યો, જડ પૂજાનો સ્વીકાર. ૧૫૨
અમૂર્તિમાન વર્ગને અર્થે એ શ્રમ લીધ,
શુદ્ધ શ્રદ્ધાથી પડનારને, ગ્રંથ આલંબન કીધ. ૧૫૩
આલંબનના ગ્રંથને વાચી કરજો વિચાર,
ભ્રમણામાં પડશો નહિ, તો થાશે ઉદ્ધાર. ૧૫૪
દુનીયા દોરંગી દીસે, કોઈ કોઈ ખેંચે કયાંઈ,
શ્રદ્ધાને નહિ સાચવે તો પત્તો ન લાગશે કયાંઈ. ૧૫૫
જિન પ્રણિત શુદ્ધ વાક્યને, અંતર સમજી જોય,
શાંત મને વિચારતાં, ભ્રમમાં ન નાખે કોય. ૧૫૬
પ્રવૃત્તિ નિહાળી જગ તણી, ખેદ અતિશે થાય,
સુજ્ઞ વિવેકી જીવને, સમજાવા કર્યો પ્રયાસ. ૧૫૭
ઓગણીસેં, અઠયાસીએ, જ્યેષ્ઠ માસ સુખકાર,
શુકલ પક્ષમાં એ રચ્યું, ભવ્ય જીવને હિતકાર. ૧૫૮
**મોહ નજીક** હે આત્મા, પડયો ભ્રમણા માંય,
તેહ થકી જો દૂર રહે, (તો) આત્મગુણ પ્રગટાય. ૧૫૯



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૧૩ | તરફેણમાં | નહિ તરફેણમાં |
| ૨૨ | ૯ | ૮૨૨ | ૮૮૨ |
| ૫૫ | ૧૪ | લીટી વધારે ( ફરી ) છપાણી છે. | |
| ૯૨ | ૨૬ | પારનામ | પરિનામ |
| ૯૩ | ૧૯ | નિકલી જવું | નિકલી જવું હતું |
| ૧૫૬ | ૧૫ | અધઃ— | અધઃ |
| ૧૮૯ | ૭ | નર્બળતા | નિર્બળતા |
| ૧૯૪ | ૫ | ગાણ | ગૌણ |
| ૨૨૦ | ૧૪ | ઉપસાંત | ઉપરાંત |
| ૨૨૦ | ૧૮ | અયંત | અસંત |
| ૨૨૩ | ૨ | કાઈ | કોઈ |